શ્રી

તાજક

# જ્યોતિશાફળદર્પણ

સંસ્કૃત ગ્રંથો ઉપરથી રચી પ્રસિદ્ધ કરનાર

વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઈ.

ભરૂચવાસી.



અમદાવાદ.

'આર્યોદય' પ્રેસમાં રણછોડલાલ ખુશાલદાસે છાપ્યું.

શકે ૧૮૧૩-સંવત ૧૯૪૭—ઇ. સ. ૧૮૯૧.

કિંમત રૂ ૧—૮—૦

# સત્યમેવ જયતે.

## ગ્રંથ કર્ત્તાનો ફોટોગ્રાફ.

સત્યમેવ જયતે

સત્યમેવ જયતે

## લોર્ડ રીપન સાહેબના ભાષણ નકલેથી.

એક ફ્રેંચ કહેવત છે કે જે પુરાણા વખતથી આમારામાં દાખલ થયલીછે, જેનો એવો ભાવાર્થ છે કે "જે ઉમદા કુળનો દાવો રાખતો હોય તેણે ઉમદા કૃત્યો કરીને તે સાબિત કરવો જોઇએ. અમે સઘળા ઈંગ્રેજો આમારી મેળે "ગૃહસ્થ" કહેવાવવાની મગરૂરી રાખીએ છીએ અને અમો તે સાદા નાના શબ્દને દેખાવ ભરેલા મોટા મોટા ખિતાબો કરતાં વધારે કિંમતી ગણીએછીએ હવે ગૃહસ્થ એ શબ્દનો અર્થ શું? એનો અર્થ એ કે સભ્ય, નમ્ર, અને સુધરેલી રીતભાતનો માણસ. વળી એ કરતાં વધારે ઉમદી અને સરસ બાબત તેમાં સમાયલીછે, તેનો અર્થ—જે માણસનો વિનય, સુશિલતા, અને સુધારો ઉપર દેખાડવાનુંજ આભુષણ નહીં પરંતુ તેના સદ્‌ગુણોએ તેના અંતઃકરણમાં વાસ કરેલો હોવો જોઈએ. જે માણસ પ્રતિષ્ઠિત, સત્યવકતા, મહામીવાળો, અને પ્રમાણિક હોયછે. જે માણસ આ જગતમાં સ્વસુખને માટેજ જીવતો નથી પરંતુ જે માણસો તેના આશ્રિત છે તે સઘળા તરફ પોતાની ફરજ નીમકહલાલીથી અદા કરવાને જીવેછે, જે માણસની મનોવૃતિ ઉમદા છે અને જે નીચ કાર્યનો તિરસ્કાર કરેછે તેજ ખરો ગૃહસ્થ કેહેવાય.

# અર્પણ પત્રિકા.

જ્યોતિશ શાસ્ત્રના નિપુણ સજ્જનો.

આ જ્યોતિશ શાસ્ત્રનું જેઓને જ્ઞાન છે અને જેઓ

આ નાશ પામતી વિદ્યાનો વ્હોળો ફેલાવ થવા

ઈન્તેજાર છે તથા આ શાસ્ત્રને અજવાળામા

લાવવા તથા તેના ખરા ચમત્કારિક રૂપને

પ્રદ્યોત કરવા હમેશાં ઈન્તેજાર છે

તેઓને આ ગ્રંથ હું

પ્રેમ પૂર્વક અર્પણ કરૂં છું.

વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઈ.

# પ્રસ્તાવના.

ભરતખંડવાસી આર્યજનોને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષાદિ સાધનો જાણવાને વેદ એ જ્ઞાનનો ભંડાર છે, જેમાં સર્વે વિદ્યાઓ અને શાસ્ત્રો બીજ રૂપે મૂળ તત્વોને આકારે રહેલાં છે.

વેદ એ સર્વ માન્ય છે, માટે વેદનાં અંગો એટલે ભાગો પણ સર્વ માન્ય છે.

વેદના મૂખ્ય ૭ અંગોમાંનું જ્યોતિશ શાસ્ત્ર એ માણસોના ભવિષ્ય કાળનું ફળ જાણવાને માટે રચેલું છે.

માણસના જન્મ વખત ઉપરથી તેની આખી જીંદગીનું શુભાશુભ ભવિષ્ય ફળ જાણવાને હોરા શાસ્ત્ર એટલે જાતક ફળાદેશ છે.

જન્મ કુંડળી ઉપરથી આખી જીંદગીનું ફળ જાણવાને જેમ જાતક ફળાદેશ છે, તેમ અમૂક એક વર્ષ પ્રવેશના સમયની વર્ષ કુંડળી ઉપરથી એક વર્ષનું ફળ જાણવાને તાજક ફળાદેશ છે, માટે તાજક શાસ્ત્ર એ જાતક શાસ્ત્રનો ભાગ છે.

જાતક ફળાદેશના આધારે અમૂક વખતનું ભવિષ્ય ફળ સ્થુળ રીતે એટલે સાધારણ રીતે જાણી શકાય છે, પણ અમૂક વર્ષનું ભવિષ્ય ફળ સુક્ષ્મ રીતે એટલે વિગતવાર અમૂક વખતમાં તાજક શાસ્ત્રથી જાણી શકાય છે.

જાતક શાસ્ત્ર પ્રમાણે ફળ જાણવાનો સઘળો આધાર ગ્રહોની મહા દશા તથા અંતર દશા ઉપર મૂખ્ય છે; જેમકે કોઇની જન્મ કુંડળીમાં શુક્ર ગ્રહ રાજ સત્તામાં ઉત્તમ અધિકારી થયો છે માટે રાજ્ય સત્તાનું ઉત્તમ ફળ પોતાની મહા દશાના ૨૧ વર્ષમાં આપશે, તેમાં વળી પોતાની અંતર દશાના વર્ષ ૪ અને માસ ૧ ના વખતમાં વિશેષે કરી ફળ આપશે, અને બાકીના ગ્રહો શુક્રની સાથે જેવા સંબંધથી રહેલા છે તેવા પ્રકારનું ફળ પોત પોતાની અંતર દશામાં આપશે, પણ આ સઘળા ગ્રહોની અંતર દશાઓ એક વર્ષ કરતાં વધારે વર્ષ હોય છે માટે આખી અંતર દશામાં એટલે એ કે ત્રણ કે ચાર વર્ષની અંતર દશામાં તે ફળ મળશે એમ સાધારણ રીતે જાણી શકાય છે, પણ તાજક શાસ્ત્ર ઉપરથી અમૂક એક વર્ષમાં, તેના અમૂક માસમાં, અમૂક દિવસમાં અને અમૂક કલાકમાં અમૂક જાતનું ફળ મળશે એમ સેહેલથી જાણી શકાય છે. ઉદાહરણ તરીકે લખીએ છીએ કે કોઇ માણસની જન્મ કુંડળીમાં શુક્રના સંબંધથી ગુરૂએ વાહનથી પાડવાનો યોગ કરેલો છે માટે શુક્રની મહા દશામાં ગુરૂની ત્રણ વર્ષ આઠ મહિના ને દશ દિવસની મૂદતની અંતર દશાના વખ-

તમાં તે માણુસ વાહાનથી પડશે. પણ તે ક્યારે કેવી રીતે પડશે તે જાતક શાસ્ત્રથી માલુમ પડશે નહીં પણ આ તાજક શાસ્ત્રથી અમૂક સાલમાં એટલે સંવત ૧૯૪૭ ના ફાગણ શુદ ૮ ગુરૂને રોજ દિવસના ૧૨ ઉપર ૪ કલાકે ઘોડા ઉપરથી પડશે અને પડનારના જમણા પગ અને ડાબા હાથને નુકશાન લાગશે પણ તે માણુસનું મૃત્યુ થશે નહીં, ફક્ત ૪૨ દિવસ અને ૧૮ કલાક પીડા ભોગવી આ વર્ષના ચૈત્ર વદ ૫ ને રોજ દિવસના ૧૦ વાગતાં આરામ પામી પોતાને ધંધે વળગશે. આવી રીતે વિગતવાર અને વખતવાર ભવિષ્ય ફળ જાણી શકાય છે, જેથી માણુસને હમેશાં ચેતવણી મળી શકે છે.

વેદનાં કયાં કયાં અંગો કયા કયા ઉપયોગનાં છે, જ્યોતિશ શાસ્ત્રના મૂખ્ય કેટલા કયા કયા ભાગ શા શા ઉપયોગના છે તથા જ્યોતિશ શાસ્ત્રની શી જરૂર છે વિગેરે બાબતો વિશે જાતક ગ્રંથમાં જણાવેલું છે એટલે ફરીને આ તાજક ગ્રંથમાં જણાવવાની જરૂર નથી, કારણ કે તાજક એ જાતકનો એક મૂખ્ય પેટા ભાગ છે.

ઉપર જણાવેલી સઘળી બાબતોનો વિગતવાર ખુલાશો અમોએ "જ્યોતીશ ફળ દર્પણ" નામના જાતક ફળાદેશના ગ્રંથમાં લખેલો છે તે આ ઠેકાણે પણ લાગુ પડતો છે. વળી જ્યોતિશ શાસ્ત્ર જાણવાની દરેક મનુષ્યને જરૂર છે તે બાબત વિર વિક્રમની દરબારના પંડીત આચાર્ય વરાહમિહરનો મત "જ્યોતિશ ફળ દર્પણ"ના ગ્રંથમાં અમોએ દાખલ કરેલો છે.

સત્ય યુગમાં બ્રહ્માએ ભવિષ્ય ફળ જાણવાને વેદમાં જ્યોતિશ શાસ્ત્ર બાંધ્યું, તેમાં કેટલોક વધારો ઘટાડો કરીને ત્રેતાયુગમાં બાદ્રાયણ મૂનીએ સમયાનુસાર જ્યોતિશ શાસ્ત્ર ગોઠવ્યું; તેમાં પણ યોગ્ય સુધારો કરી દ્વાપરયુગમાં ગર્ગાચાર્ય જેને ગાર્ગી ભગવાન કહે છે તેમણે જ્યોતિશ શાસ્ત્રની રચના કરી, તેમાં પણ કાળાંતરે કેટલોક ફેરફાર થયલો સુધારી તાતાર દેશના યવન (મુસલમાન) લોકોએ આ કળી યુગના વખતને અર્થાત્ ભવિષ્ય ફળ મળતું આવે એવી રીતે આ તાજક શાસ્ત્રના વધારાથી જ્યોતિશ શાસ્ત્રની યોજના કરી છે.

જો કે સત્યાચાર્ય, ગર્ગાચાર્ય, અને બીજા કેટલાએક જ્યોતિશના આચાર્યોએ તાજક શાસ્ત્ર વિશે જાતક ગ્રંથોમાં કેટલેએક ઠેકાણે ઈસારો કરેલો છે, તથાપિ આ તાતાર દેશના યવન જોશીઓએ વિશેષ શોધ કરી ભાવી ફળ યથાર્થ મેળવવા માટે આ તાજક શાસ્ત્રની વિશેષ યોગ રચના ઉમેરી છે.

આ તાજક શાસ્ત્રમાં કેટલાએક યવન ભાષાના શબ્દો છે તે વિશે હિલ્લાજ્તાજક નામના ગ્રંથમાં નિચે પ્રમાણે લખ્યું છે.

કોઇ રાજાએ પોતાના કુંવરની જન્મપત્રી કરવા એક હુશિયાર જોશીને આપી. મેહેનત અને વિદ્યાનું ઉત્તમ ફળ મળશે એવું ધારી તેણે ઉત્તમ પ્રકારની જન્મપત્રી બનાવી. બાળકના ૪ થી ૭ વર્ષ સુધીની મુદતમાં સાધારણ રીતે મહા દશા અંતર દશાના જોગથી પીડા યોગ તેના જાણવામાં આવ્યો, પણ આ બાળકનું રીષ્ટ એટલે મૃત્યુ તે જોશીના સમજવામાં આવ્યું નહીં અને આખી ઉમ્મર સુધીની જન્મપત્રી રીત મુજબ મોટા કદની બનાવી બાળકની ઉમ્મરના ૧૨ મા વર્ષમાં તે રાજા પાસે કુંવરના ભવિષ્ય ફળ જણાવવા વાંચવા ગયો. મૃત્યુ પામેલા કુંવરની જન્મપત્રી લઇને આ મહાન્ વિદ્વાન જોશી આવેલો છે પણ તેનું અપમાન ન કરતાં તેનો ઘણો સત્કાર કર્યો અને કુંવરના મરણની વાત કોઈએ આ જોશીને જણાવવી નહીં એવી રાજાએ સર્વને તાકીદ કરી. જોશી પાસે આ રાજાએ જન્મપત્રી વંચાવી ઘણા પૈસા અને વસ્ત્રાલંકારથી તેને સંતોષ કર્યો, પણ તેને વિદાય કરતી વખતે રાજાએ આ જોશીને એકાંતમાં બોલાવી પોતાના કુંવરનું છટ્ઠા વર્ષમાં મૃત્યુ થયલું છે એવું જણાવીને જોશી નાખુશ ન થાય તે માટે તેની વિદ્યાના ઘણા વખાણ કર્યા અને છેવટે જણાવ્યું કે મેં જે તમોને આપ્યું છે તે તમારી વિદ્યાની મેહેનતનું આપ્યું છે. હવે આ જન્મપત્રીમાં મરણની બીના જાણવામાં ન આવી તે ખાંમી સુધારવા તમારે પ્રયત્ન કરવો અને તેમ કરવાના ખરચ માટે હું તમોને કેટલુંક વધારે ધન આપું છું એમ કહી ઘણું ધન આપ્યું તે આ જોશીએ દીલગીરીની સાથે લીધું અને રાજાની રજા લઈ આ ખાંમી સુધારવા જન્મપત્રી લઇ ત્યાંથી બહારો બહાર મુસાફરી કરવા નીકળ્યો. ઘણી જગ્યાએ ફર્યો પણ આ ભૂલ તેને કોઇ જણાવી શક્યું નહીં, પછી તપાસ કરતાં માલૂમ પડ્યું કે તાતાર દેશમાં એક યવન (મુસલમાન) જોશી ઘણો હુશિયાર છે એવું માલૂમ પડતાં તે જોશી તાતાર દેશમાં ગયો અને તે યવન જોશીને મળી સઘળી બીના જાહેર કરી. આ જોશી વિદ્વાન છે એવું યવન જોશીએ પણ જાણ્યું, અને તે યવન જોશીને એક કુંવારી કન્યા ઘણી ભણેલી હતી તેને પરણાવવાને આ યોગ્ય વરનો તક ખોવો નહીં એમ વિચારી આ જોશીને કહ્યું કે તમો મને એ વચન આપો તો હું આ તમારી સઘળી ખાંમી બતાવી આપું. આ વાત જોશીએ કબુલ રાખવાથી જન્મપત્રી ઉપરથી બાળકનું છઠ્ઠું વર્ષ બેસાડી તાજક શાસ્ત્ર ઉપરથી છટ્ઠા વર્ષમાં ત્રીજા

મહિનાના ૧૭ મા દિવસે દિવસના નવ વાગતાં તે બાળકનું મૃત્યુ થયલું તે યવન જોશીએ બતાવ્યું તે ખુલ્લી રીતે જાણી આ પંડીત ઘણો ખુશી થયો. વળી તે મનમાં વિચાર કરવા લાગ્યો કે પરોપકારને અર્થે અને શાસ્ત્રની ખાંમી સુધારવાને માટે મારે તન, મન, અને ધન ખરચવું અઘટિત નથી એમ જાણી તે યવન જોશીનો ઉપકાર માની કહે છે કે તમારા બે વચનો માંગો? જેથી તે યવન જોશીએ ફરમાવ્યું કે તમો હીંદુ છતાં મારી આ વિદ્વાન દીકરીને પરણો ને તેની પેહેરામણીમાં હું આ તાજક વિદ્યા તમોને આપું છું, તે જોકે યવન ભાષામાં છે તોપણ તમો મહા વિદ્વાન છો એટલે તેનો ભાવાર્થ તમો તમારી સંસ્કૃત ભાષામાં લાવી તેનો સંસ્કૃતમાં ગ્રંથ બાંધશો, અને તાજક વિદ્યા તાતાર દેશમાંથી યવન લોકો પાસેથી મળ્યાનો આ ઈતિહાસ પ્રસિદ્ધ એટલે કાયમ રહે માટે તમારે પારિભાષિક યવન શબ્દોના નામો બદલવા નહીં. આ વાત કબુલ રાખી યવન જોશીની દીકરી પરણી તાજક વિદ્યા લઇ આ જોશી પોતાને ઘેર કાશીમાં આવ્યો, અને આ જોશી યવનની દીકરી પરણ્યો તેથી તેનું "યવનાચાર્ય" એવું નામ પડ્યું અને તેને યવન ભાષાના તાજક શાસ્ત્રનો સંસ્કૃત ભાષામાં "યવન તાજક" નામનો એક ગ્રંથ બહાર પાડ્યો, તેમાં મુંથા, ઇત્થશાલ, ખલ્લાશર, કંબુલ, દુઃફાળીકુત્થ, મણઉ, ઈસરાફ વિગેરે પારિભાષિક નામો યવન ભાષાના કાયમ રાખ્યાં છે, અને આ ગ્રંથ ઉપરથી અર્વાચિન કાળના કેટલાક પંડીતોએ તાજક નિલકંઠી, તાજક ભૂષણ, તાજક વલ્લભ, તાજક સાર, તાજક કૌસ્તુભ, તાજક દિપક, અને અને હાયન રત્ન વિગેરે ઘણા ગ્રંથો બાંધ્યા છે, તેમાં પણ આ યવન શબ્દોનાં નામ કાયમ રાખ્યાં છે.

યવન લોકોથકી પ્રગટ થયલું આ તાજક શાસ્ત્ર બ્રાહ્મણ અને તેવી ઉંચી જાતના માણસોએ ન ભણવું એમ માનવું નહીં, પણ સતકાર બુદ્ધિથી સર્વ જનોએ યોગ્યતા સંપાદન કરવી.

જેવા ઇરાદાથી જાતક એટલે જન્મોત્રીનું ફળાદેશ જાણવાને અમોએ "જ્યોતિશ ફળ દર્પણ"નો ગ્રંથ બહાર પાડેલો છે તેવાજ ઇરાદાથી તાજક એટલે વર્ષ, માસ, દિવસ, અને પ્રશ્નનું ફળાદેશ જાણવાને આ "તાજક જ્યોતિશ ફળ દર્પણ"નો ગ્રંથ સજ્જનોની સેવામાં મૂકું છું.

હાલના દેશ કાળને અનુસરતો તાજકના ગ્રંથોમાં તાજક નિલકંઠી ગ્રંથ ઘણા વિદ્વાનોએ માન્ય કરેલો છે તે ગ્રંથમાંથી તેમજ તેવીજ જાતના બીજા તાજકના ગ્રંથોમાંથી પ્રસંગોપાત ઉપયોગી બાબતો પણ આ ગ્રંથમાં લીધીછે.

આ ગ્રંથમાં નિચે પ્રમાણે પાંચ ભાગ કરવામાં આવ્યા છે.

પેહેલો ભાગ સંજ્ઞા વિચાર બાબતનો છે, તેના ચાર પ્રકરણ કરવામાં આવેલાં છે. તેમાંનું પેહેલું પંચાંગ બાબત, બીજું રાશિ બાબત, ત્રીજું ગ્રહો બાબત, અને ચોથું પ્રકરણ વર્ષ કુંડળી, વર્ષનો રાજા, વર્ષની મુંથા વિગેરેની સમજણ બાબતનું છે.

બીજો ભાગ ફળાદેશ બાબતનો છે, તેના સાત પ્રકરણ કરવામાં આ-વેલાંછે. તેમાંના પેહેલા પ્રકરણમાં વર્ષનો રાજા કયો ગ્રહ થાય તે અને વર્ષના રાજાના "ફળાદેશ" બાબત, બીજા પ્રકરણમાં મુંથાના ફળાદેશ બાબત, ત્રીજા પ્ર-કરણમાં રીષ્ટ યોગ અને રીષ્ટ ભંગ યોગ બાબત, ચોથામાં રાજ્ય યોગ અને રાજ્ય ભંગ યોગ બાબત, પાંચમામાં ભાવસ્થ ફળ બાબત, છઠ્ઠામાં સહમોના ફળાદેશ બાબત, અને સાતમા પ્રકરણમાં ભાવ વિચારના ફળાદેશ છે.

ત્રીજો ભાગ ગ્રહો પોતપોતાનું ફળ કયી દશામાં અને કયારે આપે તે બાબત હીનાંશા દશાનાં વિગતવાર ફળ લખેલાં છે.

ચોથો ભાગ માસના તથા દિવસના ફળાદેશ બાબતનો છે અને તેના બે પ્રકરણ કરવામાં આવેલાં છે. તેમાંનું પહેલું માસના ફળાદેશ બાબતનું, અને બીજું દિવસના ફળાદેશ બાબતનું છે.

પાંચમો ભાગ ષોડસ યોગો એટલે સોળ પ્રકારના યોગાન યોગોથી જ-ન્મ, વર્ષ, માસ, દિવસ અને પ્રશ્નના ફળાદેશ જોવા બાબત છે.

ઉપર પ્રમાણે આ ગ્રંથના પાંચ ભાગ પાડવામાં આવેલા છે.

આ ગ્રંથમાં લીંબડીના રહેવાશી જ્યોતિર્વિદ ભટ્ટ છગનલાલ ગોવિંદ-જીએ તથા વઢવાણના જોશી કાળીદાસ તથા ભરૂચના જોશી મયાશંકરે મને ઘણી સારી મદદ કરીછે તેથી હું તેમનો આભારી છું, તેમજ વઢવાણ કાંપની એંગ્લો વર્નાકયુલર સ્કુલના આ. માસ્તર મી. હરકીશનદાસ દુલભરામે પ્રુફશીટ સુધારવામાં મદદ કરી છે તેથી તેમનો પણ આભાર માનું છું.

આ ગ્રંથ મોટા શાસ્ત્ર સંબંધીનો છે, તેમાં કાંઇ ભૂલ ચુક થઇ હોય તો વાંચનારે ક્ષમા કરવી. જે ગૃહસ્થોના જોવામાં ભૂલો આવે તેઓ કૃપા કરી સૂ-ચના કરશે તો તેમનો મોટો આભાર માનવામાં આવશે,

**વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઇ.**

# જ્યોતિશ ફળ દર્પણના ગ્રંથ ઉપર વિદ્વાનો તથા ગૃહસ્થોએ આપેલા અભિપ્રાય તથા રીવ્યુ.

---

**રાજ્યમાન રાજેશ્રી વકીલ શાકરલાલ શંભુલાલ.**

મુ. વઢવાણ કાંપ.

ભરૂચથી લી. વકીલ અનુપરામ જમીયતરામની સલામ કબુલ કરશો. વિશેષ આપનો પત્ર પહોંચ્યોછે તેમાં આપે મને કેટલીક હકીકત કાગળમાં લખી છે તે વાંચી વાકેફ થયોછું, અને તેમાં લોકોનું બોલવું લખ્યું તે મેં જાણ્યું, પણ એવા શબ્દો બોલે છે કે લોકોને વેહેમ નાંખે છે. આ બોલવું મૂર્ખતાવાળું છે. સમજદાર લોક કોઇ કદી એવું કહેનાર નથી, તે તો વાંચીને ખુશી થશેજ, માટે ગ્રંથ છાપાવવાના કામમાં જરા પણ વિચાર ફેરવવો નહીં અને એકદમ છપાવી પ્રગટ કરો. એ જ્યોતિશ વિદ્યા સંસ્કૃત ભાષામાં તો ઘણી છે પણ તે સંસ્કૃત ભાષાના જાણનારાને લાભ છે, પણ તમે ગુજરાતીમાં છપાવવા ધારો છો તેનો લાભ સૌ કોઇને છે માટે એ પુસ્તક વાંચી કોઈ નાખુશ થનાર નથી, અને આજ સુધી કોઇએ એવી મેહેનત પણ લીધી નથી. તમે જે ગુજરાતી ભાષામાં ભાષાંતર કરાવ્યું એ તો ઘણુંજ ફાયદામંદ છે માટે બે જરૂર પ્રગટ કરો. લોકોના ઉપર તમારો ઉપકાર થશે. એ વિશે તમો સમજુને જ્યાદે લખવા ધારતો નથી. એજ વિનંતિ.

સંવત ૧૯૪૫ ના કાર્તિક વદ ૯ વાર મંગળ.

**(સહી) અનુપરામની સલામ.**

---

મુંબાઇ તા૦ ૨૯ નવેંબર ૧૮૮૮

**મેહેરબાન વકીલ શાકરલાલ શંભુલાલ.**

જત તમો તરફથી નીકળનાર "જ્યોતિશ ફળ દર્પણ" નામના ગ્રંથની પ્ર ૧ નો ગ્રાહક થવા મોટી ખુશીથી ઇચ્છુંછું અને તમો તરફથી નીકળેલા તે વિશેના વિનંતી પત્રમાં મારૂં નામ ઠામ ભરી મોકલેલું તમે જોશો. એવા એવા ગ્રંથની ખચિતજ ખૂટ છે તે તમો તરફથી પુરી ગડતી જોઇ મને બહુજ આનંદ થયો.

છે. મારા જેવા બીજા ઘણાઓ આતુર હશે, પણ તેઓને જાહેર ન હશે, કારણ કે આ હેન્ડબીલ અકસ્માત મારા હાથમાં આવ્યું છે તેથીજ મુજને જાણ થઇ છે, વાસ્તે મુજ તરફથી એટલીજ અલતેમાશ છે કે એવા હેન્ડબીલનો છુટથી ઉપયોગ કરવો અને જાહેર ન્યુસપેપરમાં લાવવું જેથી બીજા અજાણ રેહેનારબી જાણી શકે. આશા રાખું છે જે તમારી મતલબ પાર પડશે ને પુસ્તક કાઢવાને શક્તિવાન થશો. હાલ એજ અરજ.

લી૦ સેવક બાપુજી દાદાભાઇ.
ગાડગ બાઇથલની કું૦ ના શરાફ.

---

સ્વસ્તી શ્રી વઢવાણ મધ્યે રાજ્યમાન રાજેશ્રી વકીલ. શાકરલાલ શંભુલાલ એતાન શ્રી અમદાવાદથી લી. જોશી હરીશંકર બાપુજીના આશિર્વાદ વાંચશો. વિશેષ તમે લોકો ઉપયોગી બાબત વિશે ગ્રંથ બનાવી છપાવી પ્રગટ કરવાની મેહેનત લેવાનું ધાર્યું છે તે તમારી વૃદ્ધા અવસ્થાને લાયક છે વીગેરે વિગેરે. એજ. કામકાજ લખતા રહેશો. સંવત ૧૯૪૫ ના માગશર શુદ ૯

લી૦ જોશી હરીશંકર બાપુજી.
ના આર્શિવ.દ.

---

નાંદોદ. રાજપીપલા.
તા૦ ૧૧—૧૧—૮૯.

**રા. રાજેશ્રી મેહેરબાન શેઠ શાકરલાલ શભુલાલ વકીલ. જોગ**

જત સેવક બમનજી સોરાબજી સ્ટેટ ઇંજીનીઅર નાંદોદના ઘણા ઘણા સલામ કબુલ કરશો. જત આપની "જ્યોતિશ ફળ દર્પણ" ની ચોપડી અમારા દીઠામાં અંકળેશ્વરની જીનીંગ ફેકટરીમાં આવી અને એ ચોપડી અમે બધી વાંચી છે અને એ બદલ તમે વૃહજાત્તક ગ્રંથમાંથી તથા બીજા જ્યોતિશના ગ્રંથોમાંથી જે સંક્ષેપ રીતે તરજુમો કરી જે ગ્રંથ આપના તરફથી પ્રગટ થયો છે તે તમો સાહેબને ઘણુંજ માન ભરેલું છે. જ્યોતિશ શાસ્ત્ર ઘણી પુરાણી વિદ્યા છે, પણ તેનો અભ્યાસ આજ ઘણી મુદતથી આપણા દેશીઓએ તુચ્છ માનીને ત્યાગ કર્યો છે પણ એ શાસ્ત્ર એટલું તો કઠણ અને અઘરૂં છે કે કદાચિત લોકોને કંટાળો છુટે છે. આ તમારો ગ્રંથ વાંચી મને આનંદ બહુ પ્રાપ્ત થયો

છે. જો કે મારી પાસે વૃહજાતકની તથા વૃહસંહિતાની, વરાહમિહરની અંગ્રેજી-માં મદ્રાસમાં છપાયલી ચોપડીઓ છે.

મેહેરબાની કરી તમારા ગ્રંથની એક નકલ મારે સરનામે મને વેલ્યુપેઅબલ પાર્શલથી મોકલી આપશોજી એજ અરજ.

લી૦ દુવાગીર સેવક.

**બમનજી સોરાબજીના સલામ વાંચશો.**

મારૂં સરનામું નીચે પ્રમાણે છે.

**ખાનબાહાદુર બમનજી સોરાબજી.**

સ્ટેટ ઈંજીનીઅર. નાંદેદ.

---

*Baroda,*

*17th. November 1889.*

My Dear sir,

I have had the pleasure to receive your letter of 29th October 1889 and the very kind present of a copy of your Jotish Ful Durpan. I have seen this book and cangratulate you on so excellent a production. You have certainly devoted much labour and attention in its preparation.

Thanking you for your kind present.

I remain,

Yours sincerely

(Sd). MANIBHAI JASBHAI.

## ઉપલા પત્રનો તરજુમો.

વડોદરા તા૦ ૧૭ નવેંબર ૧૮૮૯.

**મારા પ્યારા સાહેબ,**

મને આપનો તા૦ ૨૯ મી અકટોબર સને ૧૮૮૯ નો પત્ર તથા આપની "જ્યોતિશ ફળ દર્પણ"ની પ્રત બક્ષિસ દાખલ મોકલી તે પહોચ્યા છે. મેં તે ગ્રંથ

બાધે વાંચ્યો અને આવી ઉત્તમ મેહેનત લઈને બનાવેલા પુસ્તક માટે આપને ધન્ય છે. એ બનાવવામાં બેશક આપે ઘણી મેહેનત અને ધ્યાન વાપરેલાં છે.

આપની માયાળુ બક્ષિસ માટે આપનો ઉપકાર માનુંછું.

આપનો અંતઃકરણનો સ્નેહી.

**મણીભાઇ જશભાઇ.**

---

પોલીસ કોર્ટ લેન, ના. ૨૯ કોટ,
મુંબાઇ તા૦ ૨૧ ફેબ્રુઆરી સને ૧૮૮૯.

શેઠજી સાહેબ,

**વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઇ.**

સાહેબ,

જત આપની પ્રગટ કરેલી ચોપડી "જ્યોતિશ શાસ્ત્ર" અમારા વાંચવામાં આવી છે અને આ વખતે મારે ખુલેખુલું આપને જણાવવું જોઇએ કે એ વાંચીતાંજ અમારો વિચાર એ બાબતપર બહુજ ઢળી ગયો, કારણકે એ અગાઉ અમે એ બાબતને ધિક્કારતા હતા, પણ આપની ચોપડી સાથે અમારો ટપકો સરખાવવાથી તથા તેના બનેલા બનાવો મળતા આવ્યાથી અમોને એ ઉપર પુષ્કળ શ્રદ્ધા Faith આવી ગયો છે. વિગેરે વિગેરે. હાલ એજ.

હું છું આપનો સેવક

**હોરમજજી પેસ્તનજી દાદી બરજોર**

ડાકટર.

---

પોલીસ કોર્ટ, ના ૨૯ કોટ,
મુંબાઈ તા. ૪ માર્ચ સને ૧૮૮૯.

શેઠજી સાહેબ,

**શેઠ શાકરલાલ શંભુલાલ દેશાઇ વકીલ.**

વઢવાણ,

સાહેબ,

જત આપનો માયાળુ ભરેલો પત્ર અમને વખતસર પહોંચ્યો હતો, પણ કામકાજના સબબે તેનો જવાબ તરત ન લખાયો અને આશાછે કે આપ ક્ષ-

મા કરશોજી.

વિશેષ આપ સાહેબ આપની ચોપડીની કદર માટે મારો ઉપકાર માનોછે તે વિશે આપને જણાવવાની રજા લઉંછું કે એમાં ઉપકાર જેવું કાંઇ નથી. એક ગૃહસ્થની મેહનતની જો તેની ઘટતી તેના મિત્ર તથા ભણેલા ગૃહસ્થોથી ન પીછાણાય અને માણસ જાત એક બીજાની મેહનત ન પીછાણે તો તે ગૃહસ્થ બી નહીં અને માણસ જાત બી ન કહેવાય, પછી તે મેહનત ગમે તે બાબતમાં હોય પછી તે બાબત તે આદમીના વિચારમાં આવે યા તે માને કે નહીં. વિગેરેવિગેરે,

હું છું તમારો નમૃતાનો સેવક.

હોરમજજી દાદીબરજોર

ડાકટર.

---

શ્રી દગાણુ તા૦ ૧૯—૩—૯૦

જા. નં.૭૪

મેહેરબાન શેઠજી સાહેબ શેઠ શાકરલાલ શંભુલાલ દેશાઇ.

વઢવાણુ કાંપ.

વિશેષ વિનંતી સાથ લખવાનું કે આપ સાહેબના તરફથી છેલા "કયસરે હિન્દ" વર્તમાન પત્ર સાથે વેહેંચાયલું હેન્ડબીલ અમોએ વાંચ્યું છે. આપના તરફથી પ્રગટ થતા "તાજક જ્યોતિશ ફળ દર્પણુ" નામના ગ્રંથની નકલ ૨ ગ્રાહક તરીકે અમારૂં નામ નોંધશોજી. ગ્રંથ તૈયાર થવાથી ખબર આપશોજી. આપના તરફથી આવા અમૂલ્ય ગ્રંથ બહાર પડે છે તેથી હું ઘણોજ ખુશી થયોછું. એજ કામકાજ લખવું.

લા૦ સેવક આણંદરાવ ગણપતરાવ મજમુદારની

સલામ વાંચવી.

---

મુંબઇ તા૦ ૨૦ મી માર્ચ સને ૧૮૯૦

વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઇ.

ભરૂચ.

શેઠજી સાહેબ,

જત તમારી "જ્યોતિશ ફળ દર્પણુ" ચોપડી બનાવેલી ખરીદ કરી વાંચી ઘણોજ ખુશી થયો છું અને ખરેખર એવી ચોપડીની ઘણીજ અગત્ય હતી

તેની ચોપડી તમોએ બનાવીને ઘણાક સમજુ આદમીઓને એક મોટી બક્ષિસ કીધી છે. વિગેરે વિગેરે. હાલ એજ અરજ.

લા૦ સેવક **મેહેરવાનજી મંચેરજી મોદીના**
દુઆ સલામ વાંચશોજી.

---

આધોઈ, કચ્છ, તા૦ ૨૩—૩—૯૦

**મેહેરબાન શ. રાજેશ્રી શાકરલાલ શંભુલાલ વકીલ.**
ભરૂચ.

સાષ્ટાંગ દંડવત સાથે વિનંતિ જે આપ સાહેબે "જ્યોતિશ ફળ દર્પણ" નો ગ્રંથ તૈયાર કીધો છે તેથી લોકો ઉપર બહુ ઉપકાર થયો છે. સદરહુ ગ્રંથ બ્રાહ્મણ વિદ્યાર્થીઓને ભણાવવા વાસ્તે જોઇએછીએ, વાસ્તે વગર પૈસે મોકલશો તો મોટો ઉપકાર અને પુન્ય થશે. બ્રાહ્મણો એ વિદ્યા ભણી સુધરશે તેમાં આપને મોટું પુન્ય છે.

લી૦ આજ્ઞાંકિત સેવક **નરસિંહરામ કરસનજી કવિ**
ના દંડવત.

---

આધોઈ, કચ્છ, તા૦ ૨૯—૩—૯૦

મેહેરબાન રાજમાન રાજેશ્રી
**દેશાઇ શાકરલાલ શંભુલાલ વકીલ.**
વઢવાણ કાંપ.

સાષ્ટાંગ દંડવત સાથે વિશેષ વિનંતિ કે આપ સાહેબે આપનું બનાવેલું અમૂલ્ય " જ્યોતિશ " નું પુસ્તક કૃપાની રાહે મોકલ્યું તે પહોંચ્યુ છે. એ બાબત આપનો મોટો ઉપકાર માનુંછું. આ પુસ્તકના વખાણ જેટલા કરીએ તેટલા થોડા છે. આપે બેહદ શ્રમ લીધેલો છે. આપ કયી જ્ઞાતે છો તે લખશોજી, પણ આપ બ્રહ્મ ક્ષત્રી હશો એમ છબી ઉપરથી જણાય છે, કારણ આવી મેહેનત ઉત્તમકુળ સિવાય બીજાથી લઈ શકાય નહીં. આ પુસ્તકમાં તમામ બાબતો જ્યોતિશના ફળ બાબતની આવી જાય છે. લોકો ઉપર તથા વિદ્યાર્થીઓ ઉપર આપે મોટો ઉપકાર કરેલો છે. એ ગ્રંથ વિદ્વાન જ્યોતિશી વિપ્ર દામોદર પ્રેમજી આ પુસ્તક વાંચીને બહુ ખુશી થયા છે ને બહુ વખાણ કરે છે. એજ વિનંતિ. તસ્દી માફ.

લા૦ આજ્ઞાંકિત સેવક
**નરસિંહરામ કરસનજી કવિના**
દંડવત.

---

**मेहेरबान राज्यमान राजेश्री देशाइ शाकरलाल शंभुलाल**

**वकील. मु. वढवाण कांप.**

आशिर्वाद साथे विनंति जे आपे बनावेलुं ज्योतिश फल दर्पण नामनुं पुस्तक कवि नरसिंहराम करसनजी उपर मोकलयुं ते में संपूर्ण वांच्युं. आ पुस्तकना जेटला वखाण करीए एटला थोडा छे. हुं ज्योतिशनो धंधो बालपणथी करुंछुं ने वृद्ध थयो छुं तेथी विनंति करुं छुं के आ पुस्तकनुं दान मने आपशो तो मोटो उपकार मानीश. ज्योतिश विद्या अमारा घरनी असली छे ते आ पुस्तकथी सदाकाळ अमारा वंशमां रेहेवाथी आपने मोटुं पुन्य छे. एज आशिर्वाद. संवत १९४६ ना चैत्र शुद ९ ने वार शनेउ.

**ला. जोशी दामोदर प्रेमजी**

ना आशिर्वाद.

**श्री आधोई, प्रांत कच्छ.**

---

સરૂપ મધે રાજ્યમાન રાજેશ્રી વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઇ ગ્રતી અમદાવાદથી લા. જોશી હરીશંકર બાપુજીના આશીર્વાદ પહોંચે. વિશેષ જ્યોતિશ ફળ દર્પણની ચોપડી નંગ ૧ આપે મને બક્ષિશ આપી તે મને પ્રેસમાંથી મળી છે અને અમારા ત્રણ વિદ્યાર્થીને માટે ત્રણ પુસ્તકો પણ પ્રેસમાંથી લીધાં છે. બીજું આપે જ્યોતિશ ફળ દર્પણ છપાવી પ્રગટ કરી એ તમારી પ્રસિદ્ધિ ને નામ બહુ દિવસ ચાલશે ને લોકોના ઉપર ઉપકાર થયો તે પણ પુન્ય છે. લોકો પણ ગ્રંથનું વખાણ કરેછે. સંવત ૧૯૪૬ ના માગશર સુદ ૩ વા. સોમે.

---

કરાંચી તા૦ ૧૮—૪—૯૦]

રા. રા. સાહેબ શાકરલાલ શંભુલાલ દેશાઈ જોગ લખવાનું કે તમારા તરફથી "જ્યોતિશ ફળ દર્પણ" નામનો ગ્રંથ તમોએ ઘણો શ્રેષ્ટ રચીને કર્યો છે. હું તે પુસ્તક રામદાસ મોરારજીની લાઇબ્રેરીમાં વાંચી આવેલો હતો ને લોકો પણ એ ગ્રંથના વખાણ કરેછે. વિગેરે વિગેરે

લા. વૈદ શાસ્ત્રી વાલજી લખારામ.

ઠા. ડેનશાહેલ ઔષધાલય, કરાંચી—પ્રાંત સિંધ.

——o——

ગુજરાત મિત્ર, તા. ૨૨-૧૨-૮૯ના પાને ૧૨૧૧

**ગ્રંથાવલોકન.**

**શ્રી જ્યોતિશ ફળ દર્પણ** આ નામનું એક પુસ્તક તેના રચનાર તથા પ્રગટ કરનાર ભરૂચવાસી મી. શાકરલાલ શંભુલાલ દેશાઇ તરફથી અમોને ભેટ દાખલ મળ્યું છે કે જેની પહોંચ અમે પ્રથમ સ્વિકારી ગયા છીએ. એ પુસ્તક જેમ કદમાં મોટું તેમજ તે માંહેલી બાબતો પણ મોટી છે, અને તે બાબતો આપણા જુના પ્રખ્યાત ગ્રંથકારોના અસલી અને વખણાયલા ગ્રંથ ઉપરથી સંગ્રહ કરીને એક પુસ્તકના આકારમાં કર્તાએ પ્રગટ કરીછે કે જે પાછળ કર્તાનો શ્રમ કાંઈ ઓછો થયલો ન હોવો જોઇએ. વેદ રૂપી ઇશ્વરના છ અંગો છે જેમાંનું એક અંગ "જ્યોતિશ શાસ્ત્ર" પણ છે એમ કર્તા પ્રસ્તાવનામાં દર્શાવે છે અને વિશેષ એમ જણાવે છે કે મોરના માથા ઉપર જેમ શીખા છે અને નાગના માથા ઉપર જેમ મણી છે તેમ વેદનાં સર્વાંગ શાસ્ત્રમાં જ્યોતિશ શાસ્ત્ર શિખર છે. આ મુજબ ઉત્તમ પદ્ધતિ ઉપર જ્યોતિ શાસ્ત્રને જણાવ્યું છે અને તેની ગ્રંથાધારીક સાબીતી મી૦ દેશાઈએ પોતાના પુસ્તકમાં આપી છે. આ પુસ્તક એકંદરે ચાર ભાગે બનાવ્યું છે તેમાં પ્રથમ ભાગમાં ચાર પ્રકરણો, દ્વિતિયમાં ૧૦ પ્રકરણો, તૃતિયમાં ત્રણ પ્રકરણો સમાવ્યા છે, અને બાકીના ભાગમાં માત્ર ટુંકામાંજ સમાપ્ત કીધો છે. દરેક પ્રકરણમાં જાણવા જોગ જ્યોતિસ વાતો જણાવી છે અને જ્યોતિશ શાસ્ત્રની ઉત્પતિ આદિકની અચ્છી સમજણ આપી છે. વળી જે જે આપણા પૂર્વના માહાભારત ભડવીરો ને નામાંકિત રાજાઓ થઇ ગયા છે તે રાજાઓના ગ્રહ યોગ કેવા હતા અને કયા કયા ગ્રહોથી તેઓ રાજ્ય યોગ પામ્યા હતા તે આદિકની બીના મળવા માટે મી. દેશાઇએ પોતાના પુસ્તકના દ્વિતિય ભાગ માંહેલા ચોથા પ્રકરણમાં તે રાજાઓની જન્મ કુંડળી પણ આપી છે અને એ કુંડળીઓમાં આપણા પરમયશસ્વી નામદાર

મહારાણી શ્રી વિક્ટોરીઆ રાજ માતુશ્રીની પણ જન્મકુંડળી આપી છે જે કુંડળી ગ્રંથને ૧૩૯ મે પાને બતાવી છે. ખચીત આપણી મહારાજ્ય દેવીની જન્મકુંડળી જોવાને સર્વ કોઇને વિશેષ ઉત્કંઠા ઉત્પન્ન થશે. એજ પ્રમાણે બીજાઓની જન્મ કુંડળીઓ પણ મી૦ દેશાઇએ સંગ્રહ કરીને પુસ્તકમાં દાખલ કરી છે. એ આ-દિક જ્યોતિશને લગતો અચ્છો સંગ્રહ આ પુસ્તકમાં સમાવેલો જોવામાં આવે છે અને તે પાછળ રચનારની મેહેનત ભારે હોવી જોઇએ. અમે એ પુસ્તકની ફતેહ ઇચ્છીએ છીએ.

---

કાઠીઆવાડ ટાઈમ્સ, રાજકોટ તા૦ ૧૭ નવેંબર સન ૧૮૮૯

## જ્યોતિશ ફળ દર્પણ.

"જ્યોતિશ ફળ દર્પણ" નામનું પુસ્તક વકીલ શાકરલાલ શંભુલાલ દે-શાઇ તરફથી અમોને મળ્યું છે. આ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયું છે અને તેની અંદર જ્યોતિશ વિદ્યાને લગતી અનેક બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જેઓએ તે વિદ્યાનો અભ્યાસ કરેલો છે અને જેઓ તે વિદ્યાને માન આપે છે તેઓ તરફથી એમ જણાવે છે કે તે પુસ્તક ગ્રંથકર્તાને ઘણું માન આપનારું છે કેમકે ગ્રથકર્તાએ દરેક બાબત ઘણી ખુલી અને સાદી રીતે બતાવી આપી છે અ-ને તે વિદ્યાને લગતું કશું ગુપ્ત રખાયું નથી.

તેઓએ અસલના વખતના કેટલાએક મહાન્ પુરૂષોની તેમજ નામદાર મહારાણીજીની જન્મ કુંડળી દાખલા તરીકે પ્રસિદ્ધ કરી છે. જો આ પુસ્તક અંગ્રે-જીમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હોત તો તે તરફ વિશેષ ધ્યાન ખેંચાત. મી. દેશા ઈએ આ પુસ્તક બનાવવામાં પ્રાચિન કાળના કેટલાએક સંસ્કૃત શાસ્ત્રોનો આધાર લીધો છે. આ પુસ્તક પ્રસિદ્ધ થવાથી જે સઘળું અજવાળામાં આવ્યું છે તે એમ બતાવી આપે છે કે તેઓએ તે વિદ્યાનું બારીકીથી અધ્યયન કરેલું હોવું જોઇએ.



## ॥ श्री गणेशाय नमः ॥

## श्री सूर्यायनमः



જેના હજારો કિર્ણો છે, ત્રૈલોક્યનો દિપક, ચંદ્રની મૂર્તિમાં કલ્પાયલો, જેનો પુનર્જન્મ થનાર નથી એવા યોગીઓના મોક્ષનું દ્વાર, આત્માને જાણનારા યોગીઓનો આત્મા, યજમાનોનો યજ્ઞ, ગ્રહ નક્ષત્રાદિકનો અધિપતિ, લોકનો પ્રલય; ઉત્પતિ તથા પાળણનો સ્વામિ અને વેદમાં જે અનેક પ્રકારે મનાયલો એવો જે સૂર્ય તેને પ્રથમ હું નમસ્કાર કરૂં છું.

આ ગ્રંથ શરૂ કરતાં પેહેલાં ચાર યુગની સક્ષેપમાં હકીકત નિચે લખું છું.

### બૃહત્ સારંગધર પદ્ધતિ, શૂભાશિત રત્નભંડાર, નિર્ણયસિંધુ અને ભાગવત આદિ ગ્રંથો મધ્યેથી.

સર્વ શક્તિમાન પરમેશ્વરે આ દુનીઆ બનાવી કાળ એટલે વખતને સ્વાધિન કીધી છે, માટે દુનીઆના ફારફેરનો આધાર કાળના ઉપર છે, જેથી દુનીઆમાં સઘળા ચમત્કારો કાળ પ્રમાણે વર્તે છે, ઋતુઓમાં ફારફેર અને વનસ્પતિનો ફાળ તથા વરસાદનું વરસવું એ સર્વ કાળને આધારેછે. પ્રાણીઓના આયુષ્યનું પ્રમાણ અને તેઓનું વળગુ પણ કાળને અનુસારે છે. ટુંકામાં એટલુંજ કહેવાનું કે કાળ ન હોય તો દુનીઆ હોયજ નહીં, માટે કેટલાક શાસ્ત્રીઓ જગતનું આદિ કારણ કાળને માને છે. જ્યોતિશ શાસ્ત્ર પણ કાળવિધાન

છે માટે મનુષ્યોની ઉત્પત્તિ, સ્થીતિ, અને પ્રલય એ કાળને આધારે છે.

માણસોના આયુષ્યનું પ્રમાણ કાળથી છે, માટે તેની પ્રકૃતિનું વળણ પણ કાળાધિન છે. જેમ જેમ ઉમ્મરનું પ્રમાણ વધતું જાય છે તેમ તેમ તેની પ્રકૃતિમાં, સમજણમાં, અને તેના અવયવમાં ફારફેર થતો જાય છે. આ ઉપરથી એમ સાબિત થાય છે કે જેવો કાળ તેવી માણસોની બુદ્ધિ તથા પ્રાંક્રમ હોય છે.

કાળના વળણ તથા બળ ઉપરથી તેના ચાર વર્ગ એટલે ચાર યુગ પડેલા છે. તેનાં નામ સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપર અને કળિયુગ. આ ચારે યુગમાં અનુક્રમે ધર્મનું પ્રબળ ઉત્તરોત્તર ઘટતું જાય છે, માટે જેવા યુગ તેવા તે યુગમાંના પ્રાણી પદાર્થોની અને ધર્મની સ્થીતિ હોય છે. તેમાં પેહેલા સત્યયુગમાં ઉત્તમોત્તમ ધર્મ હતો, તે પછી ત્રેતા યુગમાં ઉત્તમ, દ્વાપરમાં મધ્યમ, અને કળિયુગમાં અધમ ધર્મની પ્રવર્તિ છે.

આ ચારે યુગના વર્ષનું પ્રમાણ નિચે પ્રમાણે છે:—

૧ સત્ય યુગનાં વર્ષ ૧૭૨૮૦૦૦

૨ ત્રેતા યુગનાં વર્ષ ૧૨૯૬૦૦૦

૩ દ્વાપર યુગનાં વર્ષ ૮૬૪૦૦૦

૪ કળિયુગનાં વર્ષ ૪૩૨૦૦૦

ઉપર પ્રમાણે ચારે યુગનાં વર્ષનું પ્રમાણ છે, તેમાં હાલ કળિયુગ ચાલે છે અને તેનાં વર્ષ ૪૯૯૧ ગયાં છે.

સવારે સૂર્યનો ઉદય થાય છે પણ પાછલી રાતના ચાર વાગતાથી પ્રકાશ થવા લાગે છે માટે સવારના ચાર વાગ્યાથી સૂર્યોદય થતાં સુધી રાત દિવસની સંધી ગણાય છે, તેમજ સાંજના સૂર્ય અસ્ત પામે છે પણ સાંજના દિવસના ચાર વાગ્યા પછી ઉજાશ કમતી થવા માંડે છે માટે તેટલા વખતને પણ સંધી કહે છે તેવીજ રીતે એક યુગ ઉતરી બીજો યુગ બેસવો શરૂ થાય

છે તેની આગળ પાછળ કેટલાંકએક વર્ષ સુધી સંધી ગણાય છે. આ સંધીમાં બે યુગના મીશ્ર ધર્મ વર્તે છે.

### સત્યયુગ.

આ યુગમાં ફક્ત વેદ ધર્મજ હતો, અને એ યુગમાં શકવર્તી બે રાજા થયા. એક માનધાતા અને બીજો ધંધુમાર.

### ત્રેતાયુગ.

આ યુગમાં વેદમાંથી ઉપનિષદો તથા સુત્રોનાં શાસ્ત્રો બંધાયાં. આ યુગમાં શકવર્તી સુર્યવંશી બે રાજા થયા. એક હરીશ્ચંદ્ર અને બીજો પૂરરવા.

### દ્વાપરયુગ.

આ યુગમાં ઇતિહાસ તથા પુરાણોનાં શાસ્ત્ર બંધાયાં, એમાં શકવર્તી સુર્યવંશી બે રાજા થયા. એક કાર્તકવિર્ય અને બીજો કીતવર્માં.

### કળિયુગ.

હાલનો ચાલતો કાળ કળિયુગનો ચાલેછે, તેનાં વર્ષ ૪૯૯૧ ગયાં છે અને ૪૨૭૦૦૯ વર્ષ બાકી છે. આ કળિયુગમાં શકવર્તી યુધિષ્ટર, વિક્રમ, અને શાલીવાહન એ રીતે ત્રણ રાજા થઇ ગયા છે, અને બીજા શકવર્તી ત્રણ રાજા થશે તેમાં પેહેલો વિજયાનંદન બીજો નાગાઅર્જુન અને ત્રીજો બલી એ રીતે બીજા ત્રણ શક વર્તી રાજા થશે.



શ્રી કળિયુગના પાંચ હજાર વર્ષ ગયા પછી જેમ જેમ વખત જતો જશે તેમ તેમ વખત ઘણો બારિક આવશે, લોકો વેદ ધર્મ મૂકી નવા ધર્મ પાળનારા થશે, કલ્પિત શાસ્ત્ર ઘણાં બંધાશે, લોકો સ્વાર્થદાન અને કીર્તિદાન કરશે, યજ્ઞનો નાશ થશે, તેમજ સંન્યાસ વિગેરે આશ્રમનો નાશ થશે, લોકો દેવ તથા શાસ્ત્ર ઉપર શ્રદ્ધા કે ભક્તિ રાખશે નહીં, દીનપરદીન નવા નવા રોગ જાગશે, નાસ્તિક ધર્મનો વધારો થશે, ધર્મ પ્રવર્તકો તથા વિદ્વાનો ઘરે ઘરે આજીવિકા માટે ભટકશે, પુરૂષો સ્ત્રી વશ થશે, પરાયા માણસ સાથે પ્રીતિ રાખશે અને પોતાના કુટુંબના માણસો સાથે કુસંપ રાખશે, પોતાનું પેટ ભરવું એજ પુરૂષાર્થ માનશે, વરસાદ પોતાની ઋતુમાં માગ્યા છતાં પણ વરસશે નહીં, વનસ્પતિમાં ફાળ કમતી થશે, પૃથ્વી રસ કસ ચોરી લેશે, લોકોને અન્ન સમાન પ્રાણ રેહેશે, અન્ન વસ્ત્ર મોંઘા થશે, ત્રાંબાનું દ્રવ્ય અને માટીના પાત્ર થશે, નીચ કુળના માણસો મોટા અધિકાર ઉપર આવશે, કોઇમાં સ્નાતન કે પ્રાક્રમ રહેશે નહીં, ઔષધિમાં ગુણ રહેશે નહીં તેમ મંત્રોમાં દૈવત રહેશે નહીં, વર્ણશંકર જાતો નિપજશે, લોકો ટુંકા વિચારના અને ટુંકી બુદ્ધિના થશે, અને અંદર અંદર કુસંપ કરી પાયમાલ થશે, નદીઓમાંથી તથા જળાશયમાંથી જળ સુકાશે અને તાપ સખત પડશે વિગેરે વિગેરે.

ઉપર પ્રમાણે ધર્મનો લોપ થતાં જે પરોપકાર કરશે તે દેવાંશી ગણાશે, કોઈ આ ઠેકાણે સવાલ કરશે કે કાળ પ્રમાણે વર્તવાને તેવીજ બુદ્ધિ થવી જોઇએ, આવા કઠણ કાળમાં સુબુદ્ધિ લાવવી તે ઇશ્વરના નિયમ તોડવા જેવું ગણાય તેનો ખુલાશો એકે જે પરમેશ્વરનો ભક્ત તથા પરોપકારી હશે તેને પરમેશ્વરની માયા પરાભવ કરી શકતી નથી અને દેશ કાળની બુરી અસર થઇ શકતી નથી. જેમ હમેશાં સુપથ્ય પાળનારને રોગ ઉપદ્રવ કરી શકતો નથી માટે પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળી યથાશક્તિ લોકોપકારનાં કૃત્યો કરવાં તથા પોતાનો આ જન્મ તથા પરભવ સુધારવો એ સર્વ માણસની પોતાની ફરજ છે.

# ભાગ પેહેલો.

## પ્રકરણ ૧ લું.

### સંજ્ઞા વિચાર.

### પંચાંગ બાબત.

#### સંવત તથા શક.

શાલીવાહનનો શક કરતાં વિક્રમનો સંવત ૧૩૫ વર્ષ પેહેલાંથી છે એ-ટલે શાલીવાહન શકમાં ૧૩૫ ઉમેરીએ ત્યારે વિક્રમાદિત્ય સંવત થાય, તે-મજ વિક્રમાદિત્ય સંવતમાંથી ૧૩૫ બાદ કરીએ ત્યારે ચૈત્રાદિ શાલીવાહ-ન શક આવે. ઉદાહરણ--સંવત ૧૯૪૬ માંથી ૧૩૫ બાદ કરીએ તો ચૈત્રા-દિક શકે ૧૮૧૧ નો શાલીવાહન શક થાય છે.

#### સંવત્સર.

નીચે લખ્યા અનુક્રમે સાઠ સંવત્સરો છે તે નીચેના અનુક્રમે એક સં-વત્સર એક વર્ષ રહે, બાદ બીજું બેસે છે. તે પ્રમાણે અનુક્રમે સાઠે સંવત્સર બેઠા પછી પાછાં પહેલાથી ફરીને બેસવા માંડે છે.

| | | |
|---|---|---|
| ૧ પ્રભવ. | ૧૫ વૃષભ. | ૨૯ મન્મથ. |
| ૨ વિભવ. | ૧૬ ચિત્રભાનું. | ૩૦ દુર્મુખ. |
| ૩ શુક્લ. | ૧૭ શુભાનુ. | ૩૧ હેમલંબ. |
| ૪ પ્રમોદ. | ૧૮ તારણ. | ૩૨ વિલંબ. |
| ૫ પ્રજાપ્રતિ. | ૧૯ પાર્થિવ. | ૩૩ વિકારી. |
| ૬ અંગીરા. | ૨૦ વ્યય. | ૩૪ સર્વરી. |
| ૭ શ્રીમુખ. | ૨૧ સર્વજીત. | ૩૫ પ્લવ. |
| ૮ ભાવ. | ૨૨ સર્વધારી. | ૩૬ શુભકૃત. |
| ૯ યુવા. | ૨૩ વીરોધી. | ૩૭ શોભનકૃત. |
| ૧૦ ધાતા. | ૨૪ વીકૃત. | ૩૮ ક્રોધ્ધી. |
| ૧૧ ઈશ્વર. | ૨૫ ખર. | ૩૯ વિશ્વાવસુ. |
| ૧૨ બહુધાન્ય. | ૨૬ નંદન. | ૪૦ વત્સર. |
| ૧૩ પ્રમાથી. | ૨૭ વિજય. | ૪૧ પ્લવંગ. |
| ૧૪ વિક્રમ. | ૨૮ જય. | ૪૨ કીલક. |

| | | |
|---|---|---|
| ४३ सोम्य. | ४९ राक्षस. | ५५ दुर्मती. |
| ४४ साधारण. | ५० नल. | ५६ दुंदभी. |
| ४५ विरोधी. | ५१ पींगल. | ५७ रुधिरोदगारी. |
| ४६ परिधावी. | ५२ काळ. | ५८ रक्ताक्ष. |
| ४७ प्रमाथी. | ५३ सिधार्थ. | ५९ क्रोधन. |
| ४८ आनंद. | ५४ रैाद्र. | ६० क्षयक्रत. |

## संक्रांति १२ छे.

निचे लख्या प्रमाणे बार संक्रांति एक वर्षमां आवे छे, अने दरेक संक्रांति एक महिनाना आशरा सुधी रहे छे.

| | |
|---|---|
| १ मेष संक्रांति चैत्र मासमां आवेछे | ७ तोलासंक्रांति आशोमासमां आवेछे. |
| २ वृषभसंक्रांति वैशाखमासमां आवेछे. | ८ वृश्चिकसंक्रांतिकार्तिकमासमां आवेछे. |
| ३ मीथुनसंक्रांति जेष्टमासमां आवेछे. | ९ धनसंक्रांति मागसरमासमांआवेछे. |
| ४ कर्कसंक्रांति अषाड मासमां आवेछे. | १० मकरसंक्रांति पोशमासमां आवे छे. |
| ५ सिंहसंक्रांति श्रावणमासमांआवेछे | ११ कुंभसंक्रांति महा मासमां आवेछे. |
| ६ कन्यासंक्रांति भादरवामासमांआवेछे. | १२ मीनसंक्रांति फागणमासमां आवेछे. |

जे मासमां संक्रांति न आवे ते मास अधिक (पुरषोत्तम) मास जाणवो.

## अयन बे छे.

अयन एटले सूर्य एक बाजुथी बीजी बाजु तरफ जाय तेने अयन कहे छे.

पहेलो अयन उत्तरायन ते मकर संक्रांतिथी मीथुन संक्रांति सुधी सूर्यनी गति उत्तर तरफ तेथी उत्तरायननो सूर्य कहेवाय छे.

बीजो दक्षिणायन ते कर्क संक्रांतिथी धन संक्रांति सुधी सूर्यनी गति दक्षिण तरफ छे तेथी दक्षिणायननो सूर्य कहेवाय छे.

## गोल २ छे.

१ उत्तर गोल मेष संक्रांतिथी छ मास रहे छे.

२ दक्षिण गोल तोला संक्रांतिथी छ मास रहे छे.

## वर्षनी छ ऋतुओ छे.

१ वसंतऋतु फागण तथा चैत्र मासमां आवे छे.

२ ग्रीष्मऋतु वैशाख तथा जेष्ट मासमां आवे छे.

૩ વાર્ષાઋતુ અષાડ તથા શ્રાવણ માસમાં આવે છે.
૪ શરદઋતુ ભાદરવો તથા આશો માસમાં આવે છે.
૫ હેમંતઋતુ કાર્તિક તથા માગસર માસમાં આવે છે.
૬ શિશીરઋતુ પોશ તથા માહા માસમાં આવે છે.

## માસ ૧૨ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ચૈત્ર. | ૩ જેષ્ઠ. | ૫ શ્રાવણ. | ૭ આશો. | ૯ માગસર. | ૧૧ માહા. |
| ૨ વેશાખ. | ૪ અષાડ. | ૬ ભાદરવો. | ૮ કાર્તિક | ૧૦ પોશ. | ૧૨ ફાગણ. |

## તિથી ૧૬ છે.

| | | |
|---|---|---|
| ૧ પ્રથમી. પ્રતિપદા. | ૭ સપ્તમી. સાતમ. | ૧૩ ત્રિઓદશી. તેરસ. |
| ૨ દ્વીતિયા. બીજ. | ૮ અષ્ટમી. આઠમ. | ૧૪ ચતુર્દશી. ચૌદશ. |
| ૩ ત્રિતિયા. ત્રીજ. | ૯ નવમી. નોમ. | ૧૫ પૂર્ણિમા. પૂનમ. |
| ૪ ચતુર્થી. ચોથ. | ૧૦ દશમી. દશમ. | ૧૬ અમાવાસ્યા. અમાસ. |
| ૫ પંચમી. પાંચમ. | ૧૧ એકાદશી. અગિઆરસ. | |
| ૬ શષ્ઠી. છઠ. | ૧૨ દ્વાદશી. બારસ. | |

## પક્ષ બે છે.

૧ શુકલ પક્ષ તે અજવાળીયું. ૨ કૃષ્ણપક્ષ તે અંધારીયું.

## વાર સાત છે.

| | | | |
|---|---|---|---|
| ૧ રવિવાર. | ૩ મંગળવાર. | ૫ ગુરૂવાર. | ૭ શનીવાર. |
| ૨ સોમવાર. | ૪ બુધવાર. | ૬ શુક્રવાર. | |

## નક્ષત્ર ૨૮ છે.

નીચે લખ્યા અનુક્રમ પ્રમાણે નક્ષત્રો બેસે છે. તે દરેક નક્ષત્ર સાઠ ઘડીના આશરાનું છે. કયું નક્ષત્ર કયારે બેસે છે તે પંચાંગમાંથી જોવું.

| | | |
|---|---|---|
| ૧ અશ્વની. | ૧૦ મઘા. | ૧૯ મૂલ. |
| ૨ ભરણી. | ૧૧ પુર્વાફાળગુની. | ૨૦ પુર્વાષાઢા. |
| ૩ ક્રતીકા. | ૧૨ ઉત્તરાફાળગુની | ૨૧ ઉતરાષાઢા. |
| ૪ રોહેણી. | ૧૩ હસ્ત. | ૨૨ અભિજીત. |
| ૫ મૃગશર | ૧૪ ચીત્રા. | ૨૩ શ્રવણ. |
| ૬ આરદ્રા. | ૧૫ સ્વાતી. | ૨૪ ધનેષ્ટા. |
| ૭ પુનરવસુ. | ૧૬ વીસાખા. | ૨૫ શતભીષા. |
| ૮ પુષ્ય. | ૧૭ અનુરાધા. | ૨૬ પુર્વાભાદ્રપદ. |
| ૯ અસલેશા. | ૧૮ જેષ્ઠા. | ૨૭ ઉતરાભાદ્રપદ. |

૨૮ રેવતી.

ઉપર લખેલાં નક્ષત્રો મધ્યે અભિજીત નક્ષત્ર ઉતરાષાઢા ઉતરતાં પહેલાં આશરે ઘડી ૧૫ અને શ્રવણુ નક્ષત્રની શરૂઆતની આશરે ઘડી ૪ મળી કુલ ઘડી ૧૯ ના આશરાનું અભિજીત નક્ષત્ર છે.

ઉપર પ્રમાણે શ્રવણુ નક્ષત્રમાંથી ઘડી ૪ જતાં ઘડી ૫૬ ના આશરાનું શ્રવણુ નક્ષત્ર રહે છે તેમજ ઉતરાષાઢા ઘડી ૪૫ ના આશરાનું રહે છે.

## યોગ ૨૭ છે.

નિચે લખ્યા અનુક્રમ પ્રમાણે યોગ બેસે છે તે દરેક યોગ આશરે ૬૦ ઘડી સુધી રહે છે. કયો યોગ કયી વખતે બેસે છે તે પંચાંગમાંથી જોવું.

| | | | |
|---|---|---|---|
| ૧ વીશકુંભ. | ૮ ધૃતી. | ૧૫ વજ્ર. | ૨૨ સાધ્ય. |
| ૨ પ્રીતી. | ૯ શુલ. | ૧૬ સિદ્ધિ. | ૨૩ શુભ. |
| ૩ આયુષ્યમાન. | ૧૦ ગંજ. | ૧૭ વ્યતિપાત. | ૨૪ શુકલ. |
| ૪ સૌભાગ્ય. | ૧૧ વૃદ્ધિ. | ૧૮ વરિયાણુ. | ૨૫ બ્રહ્મા. |
| ૫ શોભન. | ૧૨ ધ્રુવ. | ૧૯ પરીઘ. | ૨૬ ઇંદ્ર. |
| ૬ અતીગંજ. | ૧૩ વ્યાઘાત. | ૨૦ શીવ. | ૨૭ વૈધ્રત. |
| ૭ શુકર્મા. | ૧૪ હર્ષણુ. | ૨૧ સિદ્ધિ. | |

## કરણુ ૧૧ છે.

નિચે લખ્યા પ્રમાણે અગિયાર કરણો છે.

| | | | |
|---|---|---|---|
| ૧ બવ. | ૪ તૈતલ. | ૭ વિષ્ટી. | ૧૦ નાગ. |
| ૨ બાળવ. | ૫ ગીરી. | ૮ સકુની. | ૧૧ કીતુસ્ઘ્ન. |
| ૩ કઉલવ. | ૬ વણીજ. | ૯ ચતુષ્પદ. | |

દરેક દીવસ તથા રાત્રી ગણીને બે કરણુ આવે છે. શુકલ પક્ષના પડવાની ત્રીશ ઘડી આશરે ગયા પછી બવ કરણુ બેસે છે. તે ત્રીશ ઘડી સુધી રહે પછી બીજો બાળવ, પછી ત્રીજો, ચોથો, પાંચમો, છઠ્ઠો, સાતમો કરણુ બેસે તે પણુ આશરે ત્રીશ ઘડી સુધી રહે છે.

આઠ, નવ, દશ, અગિયાર, આ કરણો કૃષ્ણુ પક્ષની ચૌદશની આશરે ત્રીશ ઘડી ગયા પછી બેસે તે અમાસનો દીવસ તથા રાત્રી અને પડવાની આશરે ત્રીશ ઘડી સુધી એ ચારે કરણો બેસે, પછી બવથી બેસવા માંડે.

# प्रकरण बीजुं.

## રાશિ બાબત.

નિચે લખ્યા પ્રમાણે બાર રાશિ આકાશમાં રહેલી છે.

૧ મેષ. ૩ મીથુન. ૫ સિંહ. ૭ તોલા. ૯ ધન. ૧૧ કુંભ.

૨ વૃષભ. ૪ કર્ક. ૬ કન્યા. ૮ વૃશ્ચિક. ૧૦ મકર. ૧૨ મીન.

શિશુમાર જેને ભચક્ર કહે છે તેમાં ચક્રની પેઠે ઉપર લખેલી બારે રાશિ અનુક્રમ પ્રમાણે રહેલી છે.




ઉપરના ચક્ર ઉપરથી વાંચનારાઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે જેવી રીતે પૃથ્વી ગોળાકાર છે તેવીજ રીતે આકાશ પણ ગોળાકાર છે એમ જાણવું.

ઉપરના ચક્રમાં લખ્યા પ્રમાણે આખા આકાશમાં બાર રાશિ રહેલી છે. દરેક રાશિના ત્રીશ અંશ અને દરેક અંશની સાઠ કળા અને દરેક કળાની સાઠ વિકળા (ભાગ) હોય છે.

### આકાશના માપનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૬૦ વિકળા. | એટલે | ૧ કળા. |
| ૬૦ કળા. | ,, | ૧ અંશ. |
| ૩૦ અંશ. | ,, | ૧ રાશિ. |
| ૧૨ રાશિ. | ,, | ૧ ભચક્ર એટલે આખું આકાશ. |

ઉપર લખેલી બારે રાશિ નિચે લખેલા આકારની તથા રંગની હોયછે.

### ૧ મેષ રાશિ.

મેંઢાના આકાર જેવી મેષ રાશિ હોય છે અને તેનો રંગ રાતો છે.

### ૨ વૃષભ રાશિ.

ગોધાના આકાર જેવી વૃષભ રાશિ હોય છે. તેનો રંગ ધોળો છે.

### ૩ મીથુન રાશિ.

ગદા અને વીણાનામનું વાજું જેના હાથમાં છે એવો પુરૂષ અને વીણા નામના વાજાવાળી સ્ત્રી આ બેના જોડાવાળી આકૃતિ મીથુન રાશિની હોયછે. તેનો રંગ પોપટીઓ છે.

### ૪ કર્ક રાશિ.

કરચલાના આકાર જેવી આકૃતિ કર્ક રાશિની હોય છે, અને તેનો રંગ કાંઇક રાતો તથા કાળો એટલે જાંબુડો હોય છે.

### ૫ સિંહ રાશિ.

સિંહના આકાર જેવી આકૃતિ સિંહ રાશિની હોય છે, અને તેનો રંગ કાળો તથા પીળો તથા કાંઇક ધોળો રંગ હોય છે.

### ૬ કન્યા રાશિ.

જેનામાં તામસ વધારે રહેલો છે પણ જેની પાસે ધાન્ય છે તેવી અને વહાનમાં બેઠેલી કુમારિકા જેવી આકૃતિ કન્યા રાશિની હોય છે અને તે નાના પ્રકારના રંગવાળી છે.

### ૭ તોલા રાશિ.

ત્રાજવાં લઇને તોલતો હોય એવા પુરૂષના દેખાવ વાળી તોલા રાશિ હોય છે અને તેનો રંગ કાળો છે.

### ૮ વૃશ્ચિક રાશિ.

વીંછીના આકાર જેવી વૃશ્ચિક રાશિ હોય છે અને તેનો રંગ સોના જેવો પીળો હોય છે.

### ૯ ધન રાશિ.

જે નર ઘોડા ઉપર બેઠેલો છે પણ તેના પગ દેખાતા નથી પણ ઘોડાના પગ દેખાય છે તેવી આકૃતિ ધન રાશિની હોય છે ને તેનો રંગ પીળો છે.

### ૧૦ મકર રાશિ.

મઘરના જેવી આકૃતિ મકર રાશીની હોય છે તેને મૃગયાસર પણ કહે છે. તેનો રંગ તપખીરીઓ હોય છે.

### ૧૧ કુંભ રાશિ.

ખાંધે જેણે ઘડો લીધો છે એવો જે પુરૂષ તેવી આકૃતિ કુંભ રાશિની હોય છે, ને તેનો રગ નોળીઆ જેવો હોય છે.

### ૧૨ મીન રાશિ.

બે મચ્છોનાં એક બીજાનાં પુંછડાં સાંમસાંમાં આવ નાથી જેવી આકૃતિ દેખાય તેવી આકૃતિ મીન રાશિની હોય છે. તેનો રંગ માછલાં જેવોછે.

ઉપર લખેલી બારે રાશિના પોટોગ્રાફ અમોએ જાતકના "જ્યોતિશ ફળ દર્પણ"ના ગ્રથમાં આપેલાં છે. વળી મોટી વેબ્સ્ટર ડિક્ષનરીમાં ખગોળના ચિત્રોમાં પણ છે.

**ઉપર લખેલી બારે ગશિનાં બીજાં નામો નિચે પ્રમાણે.**

૧ મેષ રાશિને ચાર પગ છે, માટે તેને ચતુષપદ જેને પશુ રાશિ કહે છે.

૨ વૃષભ રાશિને પણ ચાર પગ છે, માટે તેન પણ ચતુષપદ જેને પશુ રાશિ કહે છે.

૩ મીથુન રાશિને બે પગ છે, માટે તેને મનુષ્ય યા પુરૂષ રાશિ કહેછે.

૪ કર્ક રાશિ નહીં મનુષ્ય કે નહીં પશુનો આકાર તેથી તેને કીટ રાશિ કહેછે.

૫ સિંહરાશિને ચાર પગ છે, માટેતેનેચતુષપદ જેને પશુ રાશિ કહે છે.

૬ કન્યારાશિને બે પગ છે, માટે તેને મનુષ્ય રાશિ કહે છે.

૭ તોલા રાશિને પણ બે પગ છે, તેથી તેને પણ મનુષ્ય રાશિ કહે છે.

૮ વૃશ્ચિક રાશિ નહીં મનુષ્ય કે નહીં પશુનો આકાર તેથી તેને કીટ રાશિ કહે છે.

૯ ધન રાશિને મનુષ્ય તથા પશુ બન્નેનો આકાર છે તેથી પેહેલા પંદર અંશ સુધી ચતુષપદ પશુરાશિ અને પછીના પંદર અંશ મનુષ્ય રાશિ કહેવાય છે અને તેના છ પગ હોય છે.

૧૦ મકર રાશિનું બીજું નામ જળચર રાશિ કારણ કે મઘરનું સ્વરૂપ છે.

૧૧ કુંભરાશિ મનુષ્ય અથવા જળચર રાશિ એ બે નામમાથી ગમે તે નામે કહેવાય છે.

૧૨ મીન રાશિનું બીજું નામ જળચર રાશિ કારણ કે જળચર પ્રાણી જેવી આકૃતિ છે. વધારે ખુલાશાથી સમજાય તેથી નિચે પ્રમાણે લખીએ છીએ.

**ચતુષપદ જેને પશુ રાશિ કહે છે તે નિચે પ્રમાણે.**

૧ મેષ. ૨ વૃષભ. ૫ સિંહ.

## મનુષ્ય રાશિ નિચે પ્રમાણે.

૩ મીથુન. ૬ કન્યા. ૭ તોલા.

## જળચર રાશિ.

૧૦ મકર. ૧૨ મીન.

## કીટ રાશિ.

૪ કર્ક. ૮ વૃશ્ચિક.

## મનુષ્ય તથા જળચર રાશિ.

૧૧ કુંભ.

## પશુ તથા મનુષ્ય રાશિ.

૯ ધન.

ઉપર લખેલી મેષ વિગેરે બારે રાશિઓ નિચે પ્રમાણે **ચર, સ્થિર, દ્વીસ્વભાવ,** એવા નામથી પણ કહેવાય છે.

| | | |
|---|---|---|
| ૧ મેષ. ચર. | ૫ સિંહ. સ્થિર. | ૯ ધન. દ્વીસ્વભાવ. |
| ૨ વૃષભ. સ્થિર. | ૬ કન્યા. દ્વીસ્વભાવ. | ૧૦ મકર. ચર. |
| ૩ મીથુન. દ્વીસ્વભાવ. | ૭ તોલા. ચર. | ૧૧ કુંભ. સ્થિર. |
| ૪ કર્ક. ચર. | ૮ વૃશ્ચિક. સ્થિર. | ૧૨ મીન. દ્વીસ્વભાવ. |

ઉપરના કોઠા પ્રમાણે મેષ, કર્ક, તોલા અને મકર એ ચાર રાશિને ચર રાશિ જાણવી.

[૨]વૃષભ, [૫]સિંહ. [૮]વૃશ્ચિક અને [૧૧]કુંભ એ ચાર રાશિઓ સ્થિર રાશિ જાણવી.

[૩]મીથુન, [૬]કન્યા, [૯]ધન અને [૧૨]મીન આ ચાર રાશિઓને દ્વીસ્વભાવ રાશિ જાણવી.

ઉપર લખેલી બાર રાશિ મધ્યે [૩]મીથુન, [૫]સીંહ, [૬]કન્યા, [૭]તોલા, [૮]વૃશ્ચિક અને [૧૧]કુંભ, આ છ રાશિ ઉગતી વખતે પોતાના માથાથી ઉગે છે. એ રાશિઓને શિર્ષોદય કહે છે ને તે દિવસે બળવાનછે તેથી દિવસે યાત્રા અથવા પ્રદેશ જવું થાય તો ઈચ્છેલાં કાર્યની સિદ્ધિ થાય.

[૧]મેષ, [૨]વૃષભ, [૪]કર્ક, [૯]ધન અને [૧૦]મકર આ પાંચ રાશિઓ આકાશમાં ઉગતી વખત પોતાના શરીરના પાછલા ભાગથી ઉગે છે તેને પૃષ્ટોદય કહે છે અને તે રાત્રીએ બળવાન છે. તેમજ એ રાશિમાં રાત્રીએ યાત્રા અથવા દેશાવર જવું થાય તો ઈચ્છેલાં કાર્યની સિદ્ધિ થાય છે, અને દિવસે પ્રયાણ કર્યું હોય તો બળ તથા બુદ્ધિનો નાશ થાય છે.

મીન રાશિ બંને બાજુથી ઉદય પામે છે તેને ઉભયોદય કહે છે. તે દિવસ તથા રાત્રી બંને વખત બળવાન છે તથા એ બંને વખત દેશાવર યા યાત્રા જવું થાય તો કાર્યની સિદ્ધિ થાય છે.

વિશમ જેને એકી રાશિ પણ કહે છે તે નિચે પ્રમાણેઃ—

[૧]મેષ. [૩]મીથુન, [૫]સિંહ, [૭]તોલા, [૯]ધન, [૧૧]કુંભ.

ઉપર લખેલી રાશિને વિશમ રાશિ અથવા એકી રાશિ કહે છે. દરેક રાશિ ત્રીશ અંશની હોય છે તેમાં ઉપર લખેલી રાશિની પેહેલી પંદર અંશની હોરા સૂર્યની અને બીજી પંદર અંશની હોરા ચંદ્રની હોય છે. આ વિશમ રાશિને પુરૂષ તથા કુર રાશિ કહે છે.

સમ રાશિ જેને બેકી રાશિ પણ કહે છે તે નિચે પ્રમાણેઃ—

[૨]વૃષભ, [૪]કર્ક, [૬]કન્યા, [૮]વૃશ્ચિક, [૧૦]મકર [૧૨]મીન.

આ રાશિને સમ રાશિ અથવા બેકી રાશિ કહે છે તેમાં પેહેલા પંદર અંશની હોરા ચંદ્રની અને બીજા પંદર અંશની હોરા સૂર્યની છે. આ સમ રાશિની સ્રીસંજ્ઞા છે અને તે સોમ્ય એટલે શૂભ કહેવાય છે.

ઉપર લખેલી બારે રાશિ મધ્યે સિંહ, કન્યા, તોલા અને વૃશ્ચિક એ ચાર રાશિ દીર્ઘ એટલે લાંબી રાશિ જાણવી, અને કુંભ, મીન, મેષ અને વૃષભ એ ચાર રાશિ લઘુ રાશિ જાણવી અને બાકીની મીથુન, કર્ક, ધન અને મકર આ ચાર રાશિઓ સમ રાશિ જાણવી.

## સમજુતી.

કાંઇ કાર્ય વિશેનો કોઇ પ્રશ્ન મૂકાવે તો તે પ્રશ્ન કુંડળીમાં લગ્ને સિંહ, કન્યા, તોલા અને વૃશ્ચિક એ ચાર રાશિ માંહેની હરકોઈ રાશિ આવે તો કાર્ય લંબાણે મોડું થાય; અને જો કુંભ, મીન, મેષ અને વૃષભ એ ચાર રાશિ માંહેની હરકોઇ રાશિનું લગ્ન આવે તો કાર્ય ઉતાવળું એટલે વેહેલું થાય; અને મીથુન, કર્ક, ધન અને મકર એ ચાર રાશિ માહેની હરકોઇ રાશિનું લગ્ન આવે તો નહીં તુરત તેમ નહીં મોડું પણ વચલા વખતમાં કાર્ય થાય. પરંતું આ ફળ સામાન્ય છે, કારણ કે પ્રશ્ન કુંડળીમાં બેઠેલા ગ્રહોનું બળાબળ વિગેરે પણ જોવામાં આવે છે.

## કયી રાશિ કયી દિશાએ બળવાન છે.

૧ મેષ, સિંહ, ધન, આ ત્રણ રાશિ પૂર્વ દિશાએ બળવાન છે.

૨ મીથુન, તોલા, કુંભ આ ત્રણ રાશિ પશ્ચિમ દિશાએ બળવાન છે.

૩ કર્ક, વૃશ્ચિક, મીન આ ત્રણ રાશિ ઉત્તર દિશાએ બળવાન છે.
૪ વૃષભ, કન્યા, મકર આ ત્રણ રાશિ દક્ષિણ દિશાએ બળવાન છે.




**દેશાવર યાને ગામ જવું હોય તો ઉપર લખ્યા પ્રમાણે દિશા બળવાન રાશિ ઉપરથી વેદજ્ઞ જોશીઓ નિચે પ્રમાણે મૂહુર્ત આપે છે.**

જે દિવસે દેશાવર યા ગામ જવું હોય તો તે દિવસે ચંદ્ર કયી રાશિનો હતો તે ટીપણામાં જોવું. હવે ધારો કે તે દિવસે ટીપણામાં કન્યાનો ચંદ્ર લખેલો છે તો ઉપર કહ્યા પ્રમાણે કન્યા રાશિ દક્ષિણે બળવાન છે, માટે તે દિવસે દક્ષિણ દિશા તરફ જવાથી દ્રવ્યની પ્રાપ્તિ થાય; અને તે દિવસે જો પૂર્વ દિશા તરફ જઇએ તો કન્યા રાશિની દક્ષિણ દિશા જમણા હાથ ઉપર રહે છે, માટે તે દિવસે પૂર્વ દીશા તરફ જવાથી સુખ સંપતિ આવે અને તે દિવસે પશ્ચિમ દિશા તરફ જવું થાય તો કન્યા રાશિની દક્ષિણ દિશા ડાબા હાથ ઉપર રહે છે માટે ધનનો નાશ થાય, અને તે દિવસે ઉત્તર દિશા તરફ જવું થાય તો કન્યા રાશિની દક્ષિણ દિશા પુંઠે રહે છે તો દુઃખી થાય.

# प्रकरण त्रीजुं.

## ગ્રહો બાબત.

### બ્રહ્મસિદ્ધાંત મધ્યમાધિકારમાંથી.

નિચે લખ્યા પ્રમાણે ગ્રહો આકાશમા રહેલા છે.

સૂર્ય. ચંદ્ર મંગળ. બુધ.

ગુરૂ. શુક્ર શનિ.

ઉપર લખેલા ગ્રહો પૃથ્વીથી કેટલા જોજન છેટે છે તથા તે ગ્રહોના વ્યાસ કેટલા જોજન તે નિચે પ્રમાણે.

| ગ્રહ. | પૃથ્વીથી કેટલા જોજન છેટે છે. | વ્યાસના જોજન. |
|---|---|---|
| ચંદ્ર. | ૫૧૫૬૬ | ૪૮૦ |
| બુધ. | ૧૬૬૦૩૨ | ૫૨૭ |
| શુક્ર. | ૪૨૪૦૮૮ | ૧૧૧૨ |
| સૂર્ય. | ૬૮૯૩૭૭ | ૬૫૨૨ |
| મંગળ. | ૧૨૮૬૬૧૯ | ૧૮૮૫ |
| ગુરૂ. | ૮૧૭૬૫૩૮ | ૧૬૬૦૨ |
| શનિ. | ૨૦૭૧૯૦૭૧ | ૨૯૬૪૬ |
| ભચક્ર—આકાશ. | ૪૧૩૬૨૬૫૮ | |

પૃથ્વી.

પૃથ્વીનો ઘેરાવ એટલે ગોળાકારના જોજન. ૪૯૬૭¾

પૃથ્વીનો વ્યાસ (સીધ્ધું જવું). ૧૫૮૧$\frac{2}{3}$

પૃષ્ટફળ એટલે એકંદર ચોરસ માપ. ૭૮૫૩૦૩૪ જોજન.

ઉપર લખ્યા પ્રમાણે સાતે ગ્રહો પૃથ્વીથી ઉપર લખેલા જોજન છેટે આકાશમાં રહેલા છે.

આકાશ જેને ભચક્ર કહે છે તેમાં ચક્રની પેઠે મેષ વિગેરે બારે રાશિઓ રહેલી છે જેની વિગતવાર હકીકત રાશિ પ્રકરણમાં હમે લખેલી છે.

હવે એ મેષ વિગેરે બારે રાશિઓ આકાશમાં જે જગ્યામાં આ પ્રદેશમાં રહેલીછે તે જગ્યાના નિચે લખેલા સાત ગ્રહો સ્વામિ (ધણી)છે તેની વિગત.

સૂર્ય તથા ચંદ્ર એક એક રાશિના સ્વામિ (ધણી) છે અને બાકીના

ગ્રહો મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એ પાંચે ગ્રહો બબે રાશિના સ્વામિ છે તે નિચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| ૧ સૂર્ય. | સિંહ રાશિનો. ૫ |
| ૨ ચંદ્ર. | કર્ક રાશિનો. ૪ |
| ૩ મંગળ. | મેષ તથા વૃશ્ચિક રાશિનો. ૧ ૮ |
| ૪ બુધ. | મીથુન તથા કન્યા રાશિનો. ૩ ૬ |
| ૫ ગુરૂ. | ધન તથા મીન રાશિનો. ૯ ૧૨ |
| ૬ શુક્ર. | વૃષભ તથા તોલા રાશિનો. ૨ ૭ |
| ૭ શનિ. | મકર તથા કુંભ રાશિનો. ૧૦ ૧૧ |

ઉપર લખેલા સાત ગ્રહો તથા તે સિવાય રાહૂ અને કેતુ જન્મ કુંડળી, વર્ષ કુંડળી, માસની તથા પ્રશ્ન કુંડળી વિગેરેમાં આવે છે, પણ એ રાહૂ તથા કેતુ કોઈપણ રાશિના સ્વામિ (ધણી) નથી.

હવે જે ગ્રહ જે રાશિનો સ્વામિ હોય તે રાશિમાં તે ગ્રહ જ્યારે ફ-રતો ફરતો આવે ત્યારે તે પોતાનાજ ઘરમાં આવેલો કહેવાય તેથી તેને સ્વ-ગ્રહી કહે છે.

ઉપર લખેલા ગ્રહો સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહૂ અને કેતુ એ રીતે નવ ગ્રહોમાં શૂભ, પાપ અને ક્રુર ગ્રહ નિચે પ્રમાણેઃ—

**શૂભ ગ્રહ નિચે પ્રમાણે.**

ચંદ્ર. બુધ. ગુરૂ. શુક્ર.

**પાપ ગ્રહ નિચે પ્રમાણે.**

મંગળ. શનિ. રાહૂ. કેતુ.

**ક્રુર ગ્રહ નિચે પ્રમાણે.**

સૂર્ય.

શૂકલ પક્ષના પડવાથી દશ દિવસ સૂધી ચંદ્ર મધ્યમ બળવાળો છે પ-ણ શૂભ ગ્રહની દ્રષ્ટિ હોય તો શ્રેષ્ટ છે એવું પવનેશ્વર કહે છે અને તે પ-

છીના દશ દિવસ સુધી ચંદ્ર પૂર્ણ બળવાળો છે અને તે પછીના દશ દિવસ હીન બળી હોય છે, પણ જો શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો શ્રેષ્ઠ છે.

શુકલ પક્ષની આઠમથી કૃષ્ણપક્ષની આઠમ સુધી ચંદ્ર શુભ છે અને બાકીના દિવસે પાપ ગ્રહ ગણાય છે.

જે જે ગ્રહો રોજ રોજ અંશ, કળા કે વિકળામાં વધતા જાય છે, તેને માર્ગ ગતિના કે માર્ગના કહેવાય છે, અને રોજ રોજ ઘટતા કે ઓછા થતા હોય તેને વક્ર ગતિના કે વક્રના કહેવાય છે.

ગ્રહો રોજ રોજ આકાશમાં ચાલે છે તે ચાલના માપને ગ્રહની ગતિ કહેવામાં આવે છે.

જે ગ્રહ ઉતાવળી ચાલથી કે ગતિથી ચાલે છે તેને સીઘ્ર ગ્રહ કહે છે, અને જે ધીમી ચાલથી કે થોડી ગતિથી ચાલે છે તેને મંદ ગતિનો કહે છે.

ઉપર લખેલા ગ્રહોમાં સૂર્ય અને ચંદ્ર આ બે રાજા છે. મગળ સેનાધિપતિ છે; બુધ પાટવી કુમાર છે, અને ગુરૂ તથા શુક્ર આ બે પ્રધાન છે, અને શનિ સેવક છે. જો કે શનિ સેવક છતા પોતાના કામનું રક્ષણ કરે છે, એટલે જન્મકાળે તથા પ્રશ્નકાળે તથા વર્ષ કાળે શનિ લગ્ને, ત્રીજે, અગિઆરમા સ્થાનકે રહ્યો હોય તો સર્વ કાર્યની સિદ્ધિ કરે છે અને તે સિવાયના સ્થાનકે રહ્યો હોય તો કાર્યની હાની કરે છે.

**શરીર ઉપર ગ્રહોની સત્તા છે તે નિચે પ્રમાણેઃ—**

સૂર્ય આત્મા છે.

ચંદ્ર મન ( પ્રાણ ) છે.

મંગળ પ્રાક્રમ તથા શૂરાતન છે.

બુધ વાચા (વાણી ) છે.

ગુરૂ જ્ઞાન છે.

શુક્ર સુખ તથા મદન એટલે કામદેવ છે.

શનિ દુઃખ છે.

## સમજુતી.

શનિ સિવાયના બીજા ગ્રહો બળવાન હોય તો પોતપોતાની બાબતમાં સારૂં ફળ આપે અને નિર્બળ હોય તો સારૂં ફળ આપે નહીં, અને શનિ તેથી ઉલટી રીતે આપે, તે એ રીતે કે શનિ બળવાન હોય તો દુઃખ ઘણું આપે અને નિર્બળ હોય તો દુઃખી ન કરે.

**ગ્રહો રોગ કરે એવી રીતે લખેલું હોય તો કયો ગ્રહ કેવી જાતનો રોગ કરે તેની વિગત નિચે પ્રમાણે.**

સૂર્ય વાત, પીત્ત સાથે ગરમી કર્તા છે.
ચંદ્ર કફ કર્તા છે.
મંગળ પીત એટલે ગરમી કર્તા છે.
બુધ ત્રિદોષ કર્તા છે.
ગુરૂ કફ કર્તા છે.
શુક્ર સળેખમ તથા વાયુ કર્તા છે.
શનિ વાયુ કર્તા છે.
રાહૂ વાયુ કર્તા છે.
કેતુનું ફળ રાહૂ જેવું છે.

**ગ્રહો શત્રુતા કરે એવું લખેલું હોય તો કયો ગ્રહ કેવી જાતના માણસો સાથે શત્રુતા કરે તે નિચે પ્રમાણે.**

શુક્ર તથા ગુરૂ બ્રાહ્મણ સાથે.
સૂર્ય તથા મંગળ ક્ષત્રી સાથે.
ચંદ્ર તથા બુધ વૈશ્ય એટલે વાણીઆ સાથે.
શનિ તથા રાહૂ—કેતુ નીચ માણસ સાથે શત્રુતા કરે.

**યાજ્ઞવલ્કય ઋષિ ગ્રહોની પુજા વિશે નિચે પ્રમાણે લખે છે.**

સૂર્યનો દેવ અગ્નિ છે. ચંદ્રનો જળ છે.
મંગળનો અશ્વિકુમાર છે. બુધનો વિશ્નું છે.
ગુરૂનો ઇંદ્ર છે. શુક્રની ઇંદ્રાણી છે.
શનિનો પ્રજાપતિ એટલે બ્રહ્મા છે.

ઉપર પ્રમાણે જે ગ્રહનો જે દેવ યા સ્વામિ હોય તેનું પુંજન કરવાથી તે ગ્રહ પ્રશન્ન થાય છે, એવી રીતે શારાવળી ગ્રંથમાં લખેલું છે.

# प्रकरण चोथुं.

## वर्षकुंडळी, वर्षनो राजा तथा वर्षनी मुंथा विगेरेनी समजुती बाबत.

दरेक राशिना त्रीश अंश (भाग) होयछे अने एक अंशनी साठ कळा, अने दरेक कळानी साठ विकळा होयछे.

आखुं आकाश जेने शिशुमार अथवा भचक्र कहेछे तेमां चक्रनी पेठे बारे राशी रहेली छे.

सूर्य, चंद्र, विगेरे ग्रहो आकाशमां केटली मूदत सुधी दरेक राशिमां रहे ते निचे प्रमाणे. ए वळी पचांगना टीपणामांथी पण जणाशे.

| | |
|---|---|
| सूर्य एक मास सुधी दरेक राशिमां रहेछे. | चंद्र सवाबे दिवस सुधी. |
| मंगळ दोढ महिना सुधी. | बुध एक महिना सुधी. |
| गुरु तेर महिना सुधी. | शुक्र एक महिना सुधी. |
| शनि त्रीश महिना सुधी. | राहू अढार मास सुधी. |

केतु पण अढार महिना सुधी दरेक राशिमां रहेछे.

### खुलासो.

उपर लखेली मूदत आशरा पडती लखी छे. नक्की कयी मीतिए कयो ग्रह कयी राशिनो थयो ते टीपणामांथी जणाशे. वळी उपर लखेला ग्रहो मधे मंगळ, बुध, गुरु, शुक्र अने शनि ए ग्रहो वक्री एटले अवळी चालना थया होय तो, अने ते वक्री चालना थइने मार्गी एटले सवळी चालना थाय, तथा अतिचार एटले उतावळी चालना थया होय तो उपर लखेली मूदतमां फारफेर पडे छे.

वर्षकुंडळी तथा प्रश्न कुंडळीनुं फळादेश जोवानी समजण पडे तेटला माटे आ ग्रंथमां एक पुरुषनी वर्षनी कुंडळी विगेरे दाखल करतां पहेलां कहेवानी जरूर छे के आ ग्रंथ फळादेश संबंधीनो छे. गणित केवी रीते करवुं ते विषय आ ग्रंथमां दाखल करेलो नथी, कारण के गणित विषय समजवो बहु मुस्केल छे. वळी वर्षफळ बनाववानुं काम वेदज्ञ जोशीओनुं छे, आपणे तो फळादेश जाणवानी जरूर छे.

एक पुरुषनो जन्म संवत १८९७ शके १७६२ ना माहासुद ३ सोमवारे सूर्य उदय थया पछी घडी ३७ ने पळ ५५ मां थयलो छे. ते पुरुषनी जन्मकुंडळी विगेरे दश वर्षनी कुंडळी अमोए "ज्योतिश फळ दर्पण" ना ग्रं-

થમાં દાખલ કરેલી છે. તેજ પુરૂષની જન્મ કુંડળી આ ગ્રંથમાં દાખલ કરવાની જરૂર છે તેથી નિચે લખીએ છીએ.

જન્મ કુંડળી.




ઉપરની જન્મકુંડળીમાં બારે ભાવમાં રાશિ તથા ગ્રહો મૂકવાની સમજણ અમોએ જાતકના "જ્યોતિશફળ દર્પણ" ના ગ્રંથમાં વિગતવાર લખેલી છે.

મહા દશા તથા અંતર દશા કયારે કયારે બેસે છે તથા કેટલી મૂદત સુધી રહે છે તેની સમજણ પણ અમોએ "જ્યોતિશફળ દર્પણ" ના ગ્રંથમાં લખેલી છે.

જે મનુષ્યનો જે ઘડી પળે જન્મ થાય તે ઘડી પળ વખતે આકાશમાં કયી કયી રાશિમાં કયા કયા ગ્રહો હતા તે ટીપણામાં જોઇ જન્મકુંડળી બનાવવામાં આવે છે, તેજ પ્રમાણે દશા જે ઘડી પળે બેસે તે વખત આકાશમાં ગ્રહો કયી રાશિમાં હતા તે ટીપણામાં જોઈ જન્મકુંડળીની રીત પ્રમાણે લગ્ન મૂકરર કરી દશા પ્રવેશની કુંડળીમાં બારે ભાવમાં રાશિ ગ્રહો મૂકવામાં આવે છે.

જે મનુષ્યની જન્મ કુંડળી ઉપર લખી છે તે મનુષ્યને સંવત ૧૯૪૩ શાકે ૧૮૦૮ ના પોશ શુદ ૭–૮ શનિવારે ઘડી ૫૧ પળ ૨૪ ના વખતે ચંદ્રની મહાદશા વર્ષ ૧૫ ની બેસે છે, તે મનુષ્યની દશા પ્રવેશની કુંડળી નીચે પ્રમાણે.

## દશા પ્રવેશની કુંડળી.




ઉપરની દશા પ્રવેશની કુંડળીને કાચી કુંડળી કહે છે. એ કુંડળીના ભાવમાં બેઠેલા ગ્રહો તેજ ભાવમાં રહે છે કે ચળીને બીજા ભાવમાં આવે છે તે નક્કી કરવા સારૂ દશા પ્રવેશ વખતે કયી રાશિમાં કયો ગ્રહ કેટલા અંશ, કળા, વિકળાનો હતો તે વેદજ્ઞ જોશીઓ ગણિતથી નક્કી કરી સ્પષ્ટ ગ્રહ ચક્રનો કોઠો તથા ભાવ રાશિનો કોઠો બનાવી ચળીત કુંડળી બનાવે છે તે પ્રમાણે ઉપરની દશા પ્રવેશની ચળીત કુંડળી નિચે પ્રમાણે છે.

## ચળીત ભાવ કુંડળી.



ઉપર લખ્યા પ્રમાણે ચંદ્રની મહા દશા સંવત ૧૯૪૩ શકે ૧૮૦૮ ના પોશ શુદ ૭-૮ શનિવારે બેસે છે તે મહા દશામાં નિચે પ્રમાણે અંતર દશાઓ આવે છે.

| | ચંદ્ર. | મંગળ | બુધ | શનિ | ગુરૂ. | રાહુ | શુક્ર. | સૂર્ય |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ. | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૦ |
| માસ. | ૧ | ૧ | ૪ | ૪ | ૭ | ૮ | ૧૧ | ૧૦ |
| દિવસ. | ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ |
| ઘડી. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

ઉપર લખ્યા પ્રમાણે અંતર દશાઓ જ્યારથી મહા દશા બેસે છે ત્યારથી બેસવા માંડે છે અને દરેક ગ્રહની અંતર દશા ઉપર લખેલી મૂદત સૂધી રહે છે તેની સમજુતી અમોએ "જ્યોતિશ ફળ દર્પણ" ના ગ્રંથમાં લખેલી છે.

ઉપર લખેલી દશાને અષ્ટોતરીની દશા કહે છે, અને એ મહા દશા સર્વે ગ્રહોની મળી વર્ષ ૧૦૮ સૂધીની છે.

## વર્ષ કુંડળી.

જન્મ વખતે સૂર્ય જે રાશિનો જેટલા અંશ, કળા, વિકળાનો હોય તે રાશિના તેટલા અંશ, કળા, વિકળાનો સૂર્ય વર્ષો વર્ષ જ્યારે થાય ત્યારે વર્ષ પ્રવેશ થાય છે. ઉપર જે પુરૂષની જન્મકુંડળી લખી છે તેના જન્મ વખતે સૂર્ય મકર રાશિનો ચૌદ અંશનો હતો તે સંવત ૧૯૪૬ ના માહા શુદ ૬ રવિવારે સૂર્ય ઉદય થયા પછી ઘડી ૧૮ પળ ૩૮ ના વખતે સૂર્ય મકર રાશિનો ચૌદ અંશનો થાય છે તેથી તે વખતે વર્ષ પ્રવેશ થાય છે.

જન્મ કુંડળીમાં બારે ભાવમાં રાશિ ગ્રહો માંડવાની રીતી છે તેવીજ રીતે વર્ષ કુંડળીમાં લગ્ન, રાશિઓ, અને ગ્રહો મંડાય છે તોપણ બાળબોધને વાસ્તે તપસીલવાર લખીએ છીએ.

સૂર્ય મકર રાશિનો ચૌદ અંશનો થયો ત્યારે વર્ષ બેઠું, તે મકર રાશિના ચૌદ અંશ લગ્ન પત્રિકામાં જોતાં ઘડી ૫૨ પળ ૩૮ નો આંક છે તેમાં વર્ષની ઘડી ૧૮ ને પળ ૩૮ ઉમેરતાં ઘડી ૭૧ ને પળ ૨૨ રહે છે તે ઘડી પળ લગ્ન પત્રિકાના કોઠામાં જોતાં વરખ લગ્નના ૨૭ અંશમાં સમાવેશ થાય છે માટે વર્ષ લગ્ન વરખ રાશિનું ૨૭ અંશનું સમજી લગ્ને વરખ રાશિ માંડવી, પછી અનુક્રમે બીજી રાશિ માંડતા જવી.

## વર્ષ કુંડળી.




### ઉપરની કુંડળીમાં રાશિ માંડવાની રીતી.

લગ્ન એ પેહેલો ભાવ તેમાં વરખ રાશિ અને તે રાશિ આંક ૨ ની તેથી એનો આંક મૂકવો, અને તેની પાસે તેનું ઘર તે બીજો ભાવ તેમાં મીથુન રાશિનો આંક ત્રણ મૂકવો, અને ત્રીજા ભાવમાં કર્ક રાશિ, ચોથા ભાવમાં સિંહ રાશિ, પાંચમા ભાવમાં કન્યા રાશિ, છઠ્ઠા ભાવમાં તોલા રાશિ, સાતમા ભાવમાં વૃશ્ચિક રાશિ, આઠમા ભાવમાં ધન રાશિ, નવમા ભાવમાં મકર રાશિ, દશમા ભાવમાં કુંભ રાશિ, અગિયારમા ભાવમાં મીન રાશી, અને બારમા ભાવમાં મેષ રાશિ માંડવી.

હવે જે વખતે વર્ષ બેઠું તે વખતે ગ્રહો આકાશમાં કયી કયી રાશિમાં હતા તે પંચાગમાં જોઈ જે ગ્રહ જે રાશિનો હોય તે રાશિવાળા ભાવમાં વર્ષ કુંડળીમાં મૂકવામાં આવે છે તે નિચે પ્રમાણે:—

તે દિવસે સૂર્ય મકર રાશિમાં છે અને તે મકર રાશિ નવમા ભાવે છે, માટે સૂર્યને નવમા ભાવે મૂકવો.

તે દિવસે ચંદ્ર મીન રાશિમાં છે અને તે રાશિ અગિયારમા ભાવે છે, માટે ચંદ્રને અગિયારમા ભાવે મૂકવો.

મંગળ તોલા રાશિનો છે તો તેને તે રાશિમાં મૂકવો.

બુધ મકરનો છે માટે તેને મકર રાશિમાં મૂકવો.

ગુરૂ મકરનો છે માટે તેને મકર રાશિમાં મૂકવો.

શુક્ર પણ મકર રાશિમાં છે માટે તેને પણ મકર રાશિમાં મૂકવો.
શનિ સિંહ રાશીનો છે માટે તેને સિંહ રાશિમાં મૂકવો.
રાહૂ મીથુનનો છે ને તે રાશિ બીજા ભાવે છે માટે રાહૂને બીજા ભાવે મૂકવો
કેતુ હમેશા રાહૂથી સાતમે ભાવે આવે છે ને રાહૂ બીજા ભાવે છે તેથી કેતુને આઠમા ભાવે મૂકવો.

ઉપર પ્રમાણે વર્ષ કુંડળી થાય છે તેને કાચી કુંડળી કહે છે.

ઉપરની કુંડળીમાં સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહૂ અને કેતુ એ ગ્રહો બેઠેલા છે તે જન્મકુંડળી વિગેરે દશ વર્ગની કુંડળીમાં પણ આવે છે, પણ ઉપરની વર્ષકુંડળીમાં મુંથા તોલા રાશિમાં છઠ્ઠા ભાવે બેઠી છે તે વિશે વાંચનારાઓને સવાલ ઉત્પન્ન થશે કે મુંથા એ વળી શું હશે? તેથી મુંથાની બાબત ખુલાશાની જરૂર છે.

જન્મ લગ્નને આ તાજક શાસ્ત્રમાં મુંથાએ નામથી કહેછે. તે હરેક વર્ષે એક રાશિ બદલે છે એટલે ધારોકે ઉપલા જન્મ વખતે મુંથા કન્યા રાશની હતી તો હાલ તોલા રાશિમાં આવેછે એમ જાણવું.

મુંથા વર્ષ પ્રવેશ વખતે કેટલા અંશની હતી તે ગણિતથી નીકળે છે. દરેક માસમાં અઢી અંશ મુંથા ચાલેછે એટલે બાર માસ સુધી ત્રીશ અંશ એટલે એક રાશિ ચાલ્યા બાદ બીજી રાશિમાં આવેછે.

ઉપરની વર્ષકુંડળીમાં લગ્ન જેને પેહેલો ભાવ કહેછે તે, તથા ચોથો ભાવ, સાતમો અને દશમા ભાવને "**કેંદ્રસ્થાન**" કહેછે.

બીજા, પાંચમા, આઠમા અને અગિયારમા ભાવને "**પણફર**" કહેછે.
પાંચમા અને નવમા ભાવને "**ત્રિકોણ સ્થાન**" કહેછે.
ત્રીજા, છઠ્ઠા, નવમા અને બારમા ભાવને "**આપોકલિમ સ્થાન**" કહેછે.
ચોથા અને આઠમા ભાવને "**ચતુષ્ટ્ય**" કહેછે.
બીજા અને સાતમાને "**માર્ક સ્થાન**" કહેછે.
બીજા અને બારમાને "**નેત્ર સ્થાન**" કહેછે.

છઠ્ઠા, આઠમા અને બારમા ભાવને "**ત્રીક સ્થાન**" કહેછે. વળી એ છઠ્ઠા. આઠમા અને બારમા ભાવને "**નેષ્ટ સ્થાન**" અને બાકીના ૧-૨-૩ ૪-૫-૭-૯-૧૦-૧૧ આ સ્થાનને "**શૂભ સ્થાન**" કહેછે.

ત્રીજા, છઠ્ઠા, દશમા અને અગિયારમા સ્થાનને "**ઉપચય સ્થાન**" કહેછે.

**વર્ષકુંડળીમાં શી શી બાબતનું જોવાય છે તે બાબત.**

૧ લગ્ન જેને પેહેલો ભાવ કહે છે તેમાં દેહનું, રૂપ, વર્ણ, ચિન્હ,

ઉમ્મરનું પ્રમાણ, સુખ, દુ:ખ એટલી બાબતનું જોવાય છે.

૨ બીજા ભાવમાં ધન તથા કુટુંબ સંબંધી જોવાય છે.

૩ ત્રીજા ભાવમાં પોતાના પ્રાક્રમ સંબંધી, તથા પોતાની આજીવિકા સંબંધી, ભાંડુ તથા ચાકર સંબંધી જોવાય છે.

૪ ચોથા ભાવમાં પોતાની માતુશ્રી વિશે, વાહાન વિસે, પશુ વિશે, ઘર વિશે, સ્થાન વિશે, ખેતર વિશે, મિત્ર વિગેરે બાબત સુખ દુ:ખ જોવાય છે.

૫ પાંચમા ભાવમાં બુદ્ધિ, વિદ્યા, સંતાન, મંત્ર, ગર્ભ સ્થિતિ, એ બાબતો વિશે જોવાય છે.

૬ છઠ્ઠા ભાવમાં રોગ વિશે, શત્રુ વિશે, ચોરી વીશે, અને મોશાળનું સુખ દુ:ખ જોવાય છે.

૭ સાતમા ભાવમાં સ્ત્રી વિશે, દેશાવર જવા આવવા વિશે, ન્હાનો પરચુરણ વેપાર વિશે, દાંત વિશે જોવાય છે.

૮ આઠમા ભાવમાં રીટ વિશે, કષ્ટ વિશે, ગુહ્યસ્થાન વિશે જોવાય છે, તેમજ તરવા શીખવું, હથિયાર બાંધવા, આ બાબતનું પણ જોવાય છે.

૯ નવમા ભાવમાં ભાગ્ય વિશે, ધર્મ વિશે, યાત્રા વિશે, તપશ્ચર્યા વિશે જોવાય છે.

૧૦ દશમા ભાવમાં રાજ્યદ્વાર વિશે, વેપાર વિશે, પીતાના સુખ દુ:ખ વિશે જોવાય છે.

૧૧ અગિયારમા ભાવમાં લાભ વિશે, હાથી, ઘોડા, સુખપાળ, વસ્ત્ર, ઘરેણાંનું સુખ દુ:ખ જોવાય છે.

૧૨ બારમા ભાવમાં હાની, દાન, ખરચ, દંડ, કેદ, નેત્ર એટલી બાબતો વિશે જોવાય છે.

ઉપર લખેલી વર્ષ કુંડળીને કાચી કુંડળી કહેછે અને તેમાં જે ગ્રહો બેસાડેલા છે તે ગ્રહો તેજ જગ્યાએ રહે છે કે ચળીને બીજે ઠેકાણે જાય છે તે નક્કી કરવા સારૂ ગણિત કરવું પડે છે ને તે ગણિત કરતાં વર્ષ પ્રવેશ થયો તે વખતે ગ્રહો કયી રાશીના કેટલા અંશ, કળા, વિકળાના હતા તેનો સ્પષ્ટ ગ્રહ ચક્રનો કોઠો નિચે પ્રમાણે.

## સ્પષ્ટ ગ્રહચક્રનો કોઠો.

આ કોઠો વાંચનારે સારી પેઠે લક્ષમાં લેવો કારણ કે ગ્રહોના અંશ હંમેશા ધ્યાનમાં રાખવા જરૂર છે, કેમકે તે વગર ફળાદેશ સમજી શકાય નહીં.

| | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | રાહૂ | મુંથા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશી. | ૯ | ૧૧ | ૬ | ૯ | ૯ | ૯ | ૪ | ૨ | ૬ |
| અંશ. | ૧૪ | ૨૪ | ૨૧ | ૧૬ | ૨ | ૯ | ૧૨ | ૮ | ૧૧ |
| કળા. | ૧૮ | ૧૩ | ૪૧ | ૩ | ૪૪ | ૩૬ | ૩૯ | ૨૫ | ૭ |
| વિકળા. | ૨૬ | ૧૪ | ૪૨ | ૪૬ | ૯ | ૩૦ | ૧૫ | ૨૦ | ૪૬ |
| કળા. | ૫૯ | ૭૯૦ | ૨૧ | ૨૦ | ૧૩ | ૭૫ | ૩ | ૩ | ૫ |
| વિકળા. | ૮ | ૩૫ | ૨૩ | ૫૫ | ૧૨ | ૩૭ | ૩૮ | ૧૧ | ૦ |

ઉપરના કોઠાને છેવટે સૂર્યની કળા ૫૯ વિકળા ૮ લખી છે. તથા ચંદ્રની ૭૯૦ કળા ૩૫ વિકળા લખી છે, તથા એ પ્રમાણે બીજા ગ્રહોની કળા વિકળા લખી છે તે વિશે એવું સમજવું કે વર્ષ પ્રવેશ વખતે એ ગ્રહોની ચાલ યાને ગતિ એ આંકડા પ્રમાણે હતી. તેમાં જે ગ્રહની ચાલ વધારે કળા વિકળાની હોય તે સિઘ્ર એટલે ઉતાવળી ચાલનો અને જેની કળા ઓછી છે તે મંદ ચાલનો કહેવાય છે.

ઉપરના સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં સૂર્યની ૯ રાશિ ૧૪ અંશ ૧૮ કળા ૨૬ વિકળાનો સૂર્ય થયો ત્યારે વર્ષ બેઠું એટલે નવમી રાશિ પૂરી થયા બાદ ૧૪ અંશ ૧૮ કળા ૨૬ વિકળાએ વર્ષ પ્રવેશ છે માટે સૂર્ય દશમી મકર રાશિનો ગણાય અને એજ પ્રમાણે બીજા ગ્રહોને માટે સમજવું.

ઉપરના ગ્રહોમાં ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, આ ગ્રહો સૂર્યની નજદીકમાં હોય તો તે ગ્રહો સૂર્યના તેજથી અસ્ત થાય છે તેથી તેમને અસ્તના કહેવાય છે.

કેટલા અંશે અસ્ત થાય તે નિચે પ્રમાણે:—

ચંદ્ર ૧૨ અંશે મંગળ ૧૭ બુધ ૧૩ ગુરૂ ૧૧
શુક્ર ૯ શનિ ૧૫

વધારે ખુલાશાથી સમજાય તેટલા માટે દાખલા તરીકે લખીએ છીએ કે ઉપરના સ્પષ્ટ ગ્રહ ચક્રમાં સૂર્ય મકરનો છે તેમજ બુધ, ગુરૂ, અને શુક્ર આ ત્રણ ગ્રહો પણ મકર રાશિમાં છે માટે તેઓના અંશ જોવા.

સૂર્યના ૧૪ અંશ છે અને બુધના ૧૬ અંશ એટલે સૂર્ય કરતાં ૨ અંશ આગળ છે માટે બુધ અસ્ત થયો કહેવાય.

ગુરૂ એક રાશિમાં છે પણ તેના અંશ ૨ છે તેમાં ૧૧ મેળવતાં ૧૩

થાય ને સુર્ય ૧૪ અંશનો છે તેથી ગુરૂ અસ્ત થતો નથી.

શુક્રના નવ અંશ છે તો તે ઉપરના નીયમ પ્રમાણે અસ્ત થયલો કહેવાય.

વળી પાસે પાસેની જૂદી જૂદી રાશિમાં ગ્રહો હોય, પણ સૂર્યની નજદીકમાં ગ્રહો આવે તો તે પણ અસ્તના કહેવાય. જેમકે સૂર્ય મકરનો ૧૪ અંશનો છે અને મંગળ ધન રાશિના ૨૮ અંશનો હોય તો મંગળ અસ્ત થાય છે. તેમજ સૂર્ય વરખ રાશિનો ૨૫ અંશનો હોય અને ચંદ્ર મીથુન રાશિનો ૫ અંશનો હોય તો ચંદ્ર પણ અસ્તનો કહેવાય.

જે ગ્રહો અસ્તના ન હોય તો તે ગ્રહોને ઉદયના ગ્રહો જાણવા.

## દગ્ધના ગ્રહોની બાબત.

જે ગ્રહ અસ્તનો હોય તે ગ્રહ સાથે પાપ ગ્રહ બેઠેલા હોય અથવા પાપ ગ્રહ દેખતા હોય તો તેને દગ્ધનો ગ્રહ કહે છે.

## વક્ર ગતિના ગ્રહ બાબત.

ગ્રહોની ચાલ બે જાતની હોય છે. માર્ગી અને વક્રી. તેમાં જે ગ્રહો પોતપોતાની ગતિ પ્રમાણે દરરોજ વધતા જાય તો તેને માર્ગી ચાલના એટલે સીધી ચાલે ચાલનારા જાણવા.

જે ગ્રહો પોતપોતાની ગતિ પ્રમાણે દરરોજ ઘટતા જાય તો તેને વક્રી ચાલના કહે છે. વક્રી એટલે અવળી ચાલે ચાલનારા જાણવા.

ગ્રહો માર્ગી ચાલના તથા વક્રી ચાલના જાણવા માટે ગણિત કરવું પડે છે તેમાં જે ગ્રહ વક્રી ચાલનો થયો હોય તો સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં તે ગ્રહની ચાલ નીચે **व** એ રીતે નીશાની જોશીઓ લખે છે, અને જે ગ્રહની ચાલની કળા નીચે **व** નીશાની ન હોય તો તે માર્ગી ચાલના જાણવા.

સૂર્ય તથા ચંદ્ર હમેશા માર્ગી ચાલના હોય છે. એ બે ગ્રહો કોઇપણ વખતે વક્રી થતા નથી; અને રાહૂ તથા કેતુ હમેશાં વક્રીજ હોય છે, તે કોઇપણ વખતે માર્ગી થતાજ નથી.

મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એ ગ્રહો ઘણી વખત માર્ગી અને કોઇક વખત વક્રના થાય છે.

## યુદ્ધમાં જીતેલા તથા હારેલા એટલે પરાજય થયેલા ગ્રહ બાબત.

સૂર્ય તથા ચંદ્ર સિવાયના બાકીના ભૌમાદિ ગ્રહોમાં બે અથવા તેથી વધારે ગ્રહો રાશિ, અંશ, કળા, વિકળામાં સરખા આવે તો તે ગ્રહોનું યુદ્ધ

થયલું કહેવાય, ને તે પછી જે ગ્રહ ઉત્તર તરફ જાય તે યુધ્ધમાં જીતેલો એ-ટલે જય પામેલો કહેવાય, અને જે ગ્રહ દક્ષિણ તરફ જાય તે હારેલો એટલે પરાજય પામેલો કહેવાય.

વધારે ખુલાશાથી સમજાય તેટલા માટે દાખલા તરીકે લખીએ છીએ કે ૨૫૮૮ અલ્પચક્રમાં મંગળ તોલા રાશિનો ૨૧ અંશ ૪૧ કળા ૪૨ વિક-ળાનો છે અને જો ગુરૂ તોલા રાશિનો ૨૧ અંશ ૪૧ કળા અને ૪૨ વિક-ળાનો હોય તો મંગળ અને ગુરૂને યુધ્ધ થયલું કહેવાય, અને તે પછી મંગળ ઉત્તર તરફ અને ગુરૂ દક્ષિણ તરફ જાય તો મંગળ યુધ્ધમાં જીતેલો અને ગુરૂ હારેલો એટલે પરાજય પામેલો કહેવાય.

યુધ્ધ પછી કયો ગ્રહ ઉત્તર તરફ અને કયો ગ્રહ દક્ષિણ તરફ ચાલ્યો તે ઉપરના ૨૫૮૮ અલ્પચક્રના કોઠા ઉપરથી જણાશે નહીં પણ જોશીઓ ગ-ણિત કરી જન્મોત્રી તથા વર્ષ ફળમાં દાખલ કરે છે.

## ભાવ રાશિ બાબત.

### દરેક ભાવમાં આવેલી રાશિ વર્ષ પ્રવેશ વખતે કેટલા અંશ, કળા, વિકળાની હતી તે બાબત.

ઉપરનો વર્ષ પ્રવેશ ઘડી ૩૮ પળ ૩૮ મે થયલો છે, તે વખતે બા-રે ભાવ સંધી સહીત કેટલા કળા વિકળા હતા તે જાણવા માટે ગણિત કરવું પડે છે તે ગણિત કરતાં દરેક ભાવમાં કેટલી રાશિ, અંશ, કળા વિકળા આ-વે છે તેનો ભાવ સંધિનો કોઠો નિચે પ્રમાણે.

| પેહેલો ભાવ | સંધિ | બીજો ભાવ | સંધિ | ત્રીજો ભાવ | સંધિ | ચોથો ભાવ | સંધિ | પાંચમો ભાવ | સંધિ | છઠ્ઠો ભાવ | સંધિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૬ | ૬ | ૭ |
| ૨૭ | ૧૦ | ૨૩ | ૬ | ૧૯ | ૨ | ૧૫ | ૨ | ૧૯ | ૬ | ૨૩ | ૧૦ |
| ૩૧ | ૨૬ | ૨૧ | ૧૬ | ૧૧ | ૬ | ૧ | ૬ | ૧૧ | ૧૬ | ૨૧ | ૨૬ |
| ૩૦ | ૨૬ | ૨૩ | ૨૦ | ૧૭ | ૧૪ | ૧૧ | ૧૪ | ૧૭ | ૨૦ | ૨૩ | ૨૬ |

| ભાવ સાતમો | સંધી | ભાવ આઠમો | સંધી | ભાવ નવમો | સંધી | ભાવ દશમો | સંધી | ભાવ અગીઆરમો | સંધી | ભાવ બારમો | સંધી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૮ | ૮ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૧ |
| ૨૭ | ૧૦ | ૨૩ | ૬ | ૧૯ | ૨ | ૧૫ | ૨ | ૧૯ | ૬ | ૨૩ | ૧૦ |
| ૩૧ | ૨૬ | ૨૧ | ૧૬ | ૧૧ | ૬ | ૧ | ૬ | ૧૧ | ૧૬ | ૨૧ | ૨૬ |
| ૩૦ | ૨૬ | ૨૩ | ૨૦ | ૧૭ | ૧૪ | ૧૧ | ૧૪ | ૧૭ | ૨૦ | ૨૩ | ૨૬ |

## ચળીત કુંડળી કરવા બાબત.

સ્પષ્ટ ગ્રહ ચક્રમાં જે રાશિ, અંશ, કળા, વિકળાના આંકડા લખેલા હોય તે ભાવ સંધીના કાઠામાં લખેલા આંકડામાં કોની સાથે સરખાપણામાં સંબંધ રાખે છે તે જોવું અને જે ભાવમાં સમાવેશ થતો હોય તે ભાવમાં તે ગ્રહ જાય છે તે નિચે લખેલી વર્ષની ચળીત કુંડળી ઉપરથી જણાશે.

## ચળીત કુંડળી.




ઉપરની કુંડળીમાં બેઠેલા ગ્રહોનું ફળ આગળ લખવામાં આવશે.

## નવમાંશ કુંડળી.

જેવી રીતે જન્મકુંડળી ઉપરથી નવમાંશ કુંડળી કરવામાં આવે છે. તેવીજ રીતથી વર્ષ કુંડળી ઉપરથી વર્ષની નવમાંશ કુંડળી કરવામાં આવે છે નવમાંશ કુંડળી શી રીતે થાય તેની સમજણ અમોએ જાતકના "જ્યોતિશ ફળ દર્પણ" ના ગ્રંથમાં લખેલી છે તેથી ફરીને આ ગ્રંથમાં નવમાંશ કુંડળી કરવાની રીતો બતાવી નથી.

ઉપરના વર્ષની નવમાંશ કુંડળી નિચે પ્રમાણે થાય છે.

### નવમાંશ કુંડળી.

૭
૫
૮
૬ લગ્ન.
૪ શ.
૯ રા.
૩ કે.
૧૨ શુ.
ગુ. ૧૦
૨ સૂ. બુ.
૧૧ ચં.
૧ મં.

વર્ષમાં નવમાંશ કુંડળી ફક્ત ગ્રહોનું બળ જાણવા માટે કરવામાં આવે છે.

## ત્રિશાંશ કુંડળી.

રીષ્ટ કષ્ટનું જોવા માટે વર્ષ ફળમાં ત્રિશાંશ કુંડળી નાંખવામાં આવેછે.

જેવી રીતે જન્મકુંડળી ઉપરથી ત્રિશાંશ કુંડળી કરવામાં આવે છે તેવીજ રીતથી વર્ષ કુંડળી ઉપરથી વર્ષની ત્રિશાંશ કુંડળી કરવામાં આવે છે. ત્રિશાંશ કુંડળી શી રીતે થાય તેની સમજણ અમોએ "જ્યોતિશ ફળ દર્પણ" ના ગ્રંથમાં લખેલી છે તેથી ફરીને આ ગ્રંથમાં ત્રિશાંશ કુંડળીની રીતી બતાવી નથી.

## ત્રિશાંશ કુંડળી.




## સ્વગ્રહી ગ્રહ.

સ્વગ્રહી એટલે જે રાશિનો સ્વામિ જે ગ્રહ હોય તે ગ્રહ તે રાશિવાળા આંકમાં બેઠેલો હોય તો સ્વગ્રહી પોતાનાજ ઘરમાં બેઠેલો કહેવાય. ઉદાહરણ—મંગળ મેષ રાશિ ૧ અથવા ૮ વૃશ્ચિક રાશિમાં બેઠો હોય તો એ બંને ઠેકાણે સ્વગ્રહી એટલે પોતાના ઘરમાં બેઠેલો કહેવાય છે, અને એ રીતે બીજા ગ્રહો પોતાની રાશિવાળા આંકમાં બેઠેલા હોય તો સ્વગ્રહી સમજવા.

વાંચનારાઓને વધારે ખુલાશાથી તરત સમજણ પડે એટલા માટે લખીએ છીએ કે ઉપર લખેલી ત્રિશાંશ કુંડળીમાં કોઇ ગ્રહ સ્વગ્રહી એટલે પોતાની રાશિમાં બેઠેલો નથી, પણ બીજા ગ્રહોની રાશિમાં બેઠા છે. સિવાય ઉપરની નવમાંશ કુંડળીમાં આઠમા ભાવે મંગળ સ્વગ્રહી એટલે પોતાની રાશિમ બેઠો છે. એ સિવાયના ગ્રહો સ્વગ્રહી નથી; વર્ષની ચળીત કુંડળીમાં ગુરૂ આઠમા ભાવે સ્વગ્રહી એટલે પોતાનીજ રાશિમાં બેઠો છે. એ શિવાયના ગ્રહો સ્વગ્રહી નથી; અને ઉપરની વર્ષની કાચી કુંડળીમાં કોઇ પણ ગ્રહ સ્વગ્રહી નથી.

## ગ્રહો ઉંચના તથા નીચના નિચે પ્રમાણે.

સૂર્ય મેષ રાશિમાં બેઠો હોય તો ઉંચો, તેમાં ઉપર લખેલા સ્પષ્ટ ગ્રહ ચક્રમાં સૂર્ય દશ અંશ સુધી હોય તો પરમ ઉંચનો ગણાય, અને તે ઉપરના અંશે હોય તો ફકત ઉંચ રાશિનો કહેવાય છે; તેમજ સૂર્ય તોલાનો હોય

તો નીચનો, તેમાં દશ અંશ સુધી હોય તો તે અતિ નીચનો, અને તે ઉપરના અંશે હોય તો સાધારણ રીતે ફક્ત નીચ રાશિનો કહેવાય છે.

ચંદ્ર વરખનો ત્રણ અંશ સુધી હોય તો પરમ ઉચનો અને તે ઉપરના અંશે હોય તો ફક્ત ઉંચ રાશિનો કહેવાય, તેમજ ચંદ્ર, વૃશ્ચિકનો ત્રણ અંશ સુધી હોય તો અતિ નીચનો ગણાય, અને તે ઉપરના અંશે હોય તો સાધારણ રીતે ફક્ત નીચ રાશિનો કહેવાય છે.

ઉપર પ્રમાણે બીજા ગ્રહો કયી રાશિના કેટલા અંશ સુધી ઉંચ નીચના કહેવાય છે તેનું કોષ્ટક નિચે પ્રમાણે.

**ઉંચના ગ્રહોનું કોષ્ટક.**

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| રાશી | ૦ | ૧ | ૯ | ૫ | ૩ | ૧૧ | ૬ |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |

**નીચના ગ્રહોનું કોષ્ટક.**

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
|---|---|---|---|---|---|---|---|
| રાશી | ૬ | ૭ | ૩ | ૧૧ | ૯ | ૫ | ૦ |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |

ઉપરના ગ્રહો સિવાય રાહૂ કન્યા રાશિમાં બેઠો હોય તો સ્વગ્રહી, અને મીથુનનો ઉચનો અને ધનનો નીચનો, તેમજ કેતુ મીનનો સ્વગ્રહી, અને ધનનો ઉંચનો, અને મીથુનનો નીચનો કહેવાય છે.

## સમજુતી.

ઉપરના ઉચ્ચના ગ્રહોના કોઠામાં ચંદ્રની ૧ રાશિ ૩ અંશ લખેલા છે તે-ને માટે જાણવું કે પેહેલી રાશિ પૂરી થઇ ગયા પછી ત્રણ અંશ છે તો વરખ રાશિનો ચંદ્ર કહેવાય છે, ને એ પ્રમાણે ઉપરના બને કોઠામાં લખેલા ગ્રહો માટે સમજવું.

## ગ્રહો વર્ગોત્તમિ શી રીતે કહેવાય તે બાબત.

લગ્ન અને ગ્રહો વર્ષ કુંડળીઓમાં જે રાશિના હોય તેજ રાશિમાં વર્ષની નવમાંશ કુંડળીમાં આવે તો તે ગ્રહ વર્ગોત્તમિ ગણાય, પછી તે હરકોઇ ભૂવને હોય તો ચિંતા નહીં.

## ગ્રહોની શત્રુતા તથા મિત્રતા અને સમપણા બાબત.

વર્ષની કાચી કુંડળીમાં ગ્રહો એક બીજા થકી પરસ્પર ત્રીજે, પાંચમે, નવમે, અગિયારમે ભાવે બેઠા હોય તો તે ગ્રહો પરસ્પર મિત્ર જાણવા. ઉદાહરણ—સૂર્ય ચોથા ભાવે બેઠો હોય ને છઠા ભાવે ચંદ્ર બેઠો હોય તો સૂર્યનો ચંદ્ર મિત્ર, તેમ ચંદ્રનો સૂર્ય પણ મિત્ર થાય છે. આ નિયમ પ્રમાણે બધા ગ્રહોને માટે સમજવું.

તેમજ વર્ષની કાચી કુંડળીમાં ગ્રહો પરસ્પર એક બીજાથી પેહેલે, ચોથે, સાતમે, દશમે ગ્રહો બેઠા હોય તો પરસ્પર એક બીજાના શત્રુ જાણવા. ઉદાહરણ—સૂર્ય ચોથા ભાવે બેઠો છે ને તેના ભેગો ચોથા ભાવે શુક્ર પણ બેઠો છે તો બંને શત્રુ સમજવા, તેમજ ચોથા ભાવે સૂર્ય બેઠોછે, સાતમા ભાવે મંગળ બેઠો છે, અને દશમા ભાવે શનિ, અને લગ્ને ચંદ્ર બેઠોછે તો એ ગ્રહો અન્યોઅન્ય એક બીજાના શત્રુ સમજવા.

તેમજ વર્ષની કાચી કુંડળીમાં એક બીજાથી બીજે, છઠ્ઠે, આઠમે અને બારમે ગ્રહો બેઠેલા હોય તો પરસ્પર એક બીજાના સમ જાણવા.

## સમજુતી.

એક ભાવમાં એક કરતાં વધારે ગ્રહો બેઠેલા હોય તો તે ઉપરના નિયમ પ્રમાણે અન્યો અન્ય શત્રુ જાણવા, પણ તેથી તે ભાવનું ખરાબ ફળ ન સમજવું કારણ કે ગ્રહોનું બળાબળ જાણવા માટેજ ફક્ત મૈત્રી જાણવા-ની જરૂર છે.

## ગ્રહોની દ્રષ્ટિ બાબત.

ગ્રહો એક બીજાથી ૩–૧૧ મે ભાવે રહ્યા હોય તો મિત્ર દ્રષ્ટિથી એ-ક પાયો દેખે છે.

ગ્રહો એક બીજાથી ૪-૧૦ મે ભાવે રહ્યા હોય તો શત્રુ દ્રષ્ટિથી બે પાયા દેખે છે.

ગ્રહો એક બીજાથી ૫-૯ મે ભાવે રહ્યા હોય તો મિત્ર દ્રષ્ટિથી ત્રણ પાયા દેખે છે.

ગ્રહો એક બીજાથી ૧-૭ મે ભાવે રહ્યા હોય તો શત્રુ દ્રષ્ટિથી ચાર પાયા એટલે સંપૂર્ણ દ્રષ્ટિથી દેખેછે. ઉપરની દ્રષ્ટિ બાબત વધારે ખુલાસાથી સમજાય તેટલા વાસ્તે નિચે એક કુંડળી લખીએ છીએ.

કુંડળી.

બીજો ભાવ
બારમો ભાવ
લગ્ન પેહેલો ભાવ. સૂર્ય
ત્રીજો ભાવ ગુરૂ
૧૧ મો ભાવ શુ
ચોથો ભાવ મંગળ
દશમો ભાવ બુધ
પાંચમો ભાવ ચંદ્ર
સાતમો ભાવ શનિ
નવમો ભાવ રાહુ.
છઠ્ઠો ભાવ
આઠમો ભાવ

ગ્રહોની દૃષ્ટિ બાબત ઉપર જે નિયમો લખેલા છે તે નિયમ પ્રમાણે ઉપરની કુંડળીમાં ગુરૂ તથા શુક્રને સૂર્ય મિત્ર દ્રષ્ટિથી એક પાયો દેખે છે.

મંગળ તથા બુધને સૂર્ય શત્રુ દ્રષ્ટિથી બે પાયા દેખેછે.

ચંદ્ર અને રાહુને મિત્ર દ્રષ્ટિથી સૂર્ય ત્રણ પાયા દેખેછે.

શનિને શત્રુ દ્રષ્ટિથી સૂર્ય ચારે પાયે એટલે સંપૂર્ણ દ્રષ્ટિથી દેખેછે.

હવે ધારો કે ઉપરની કુંડળીમાં ગુરૂ ત્રીજા ભાવે બેઠો છે તે ગુરૂની

બીજા ગ્રહો ઉપર કેવી રીતની દ્રષ્ટિ પડે તે જોવાનું છે તો તે ગુરૂની દ્રષ્ટિ બાબત નિચે પ્રમાણે સમજવું.

ચંદ્ર તથા સૂર્યને ગુરૂ મિત્ર દ્રષ્ટિથી એક પાયો દેખેછે.

ગુરૂની બે પાયાની શત્રુ દ્રષ્ટિ કોઇપણ ગ્રહ ઉપર નથી.

શનિ તથા શુક્ર એ બે ગ્રહોને ગુરૂ મિત્ર દ્રષ્ટિથી ત્રણ પાયા દેખેછે.

ગુરૂ રાહૂને શત્રુ દ્રષ્ટિથી ચારે પાયા એટલે સંપૂર્ણ દ્રષ્ટિથી દેખેછે.

ઉપરના નિયમ પ્રમાણે બીજા ગ્રહોની દ્રષ્ટિ બાબત સમજી લેવું.

## નોટ.

ઉપરની દૃષ્ટિનો નિયમ સામાન્ય છે, પણ જોશીઓ ગણિતાગણિતથી દૃષ્ટિઓ ઉપજાવે છે તેમાં ૨–૬–૮–૧૨ મા સ્થાને જે ગ્રહ હોય તેની પણ દૃષ્ટિ આવે છે. કેટલી કળા દૃષ્ટિ આવે તે ગણિતથી નક્કી કરી વર્ષફળમાં કોઠો કરી નાંખે છે.

## દિવા રાત્રી.

દિવસે વર્ષ બેસતું હોય તો વર્ષ કુંડળીમાં સૂર્ય જે રાશિમાં બેઠો હોય તે રાશિના સ્વામિને દિવસપતિ જાણવો.

રાત્રીએ વર્ષ બેસતું હોય તો વર્ષ કુંડળીમાં ચંદ્ર જે રાશિમાં બેઠો હોય તે રાશિના સ્વામિને રાત્રીપતિ જાણવો.

## ત્રિરાશીક પતિ.

દિવસે વર્ષ બેસતું હોય તો, ને વર્ષ કુંડળીમાં મેષ રાશિનું લગ્ન આવે તો ત્રિરાશીકપતિ સૂર્ય જાણવો; અને જો વરખ લગ્ન હોય તો શુક્ર જાણવો; મીથુન લગ્ન હોય તો શનિ જાણવો; કર્ક લગ્ન હોય તો શુક્ર જાણવો; સિંહ લગ્ન હોય તો ગુરૂ જાણવો; કન્યા લગ્ન હોય તો ચંદ્ર જાણવો; તોલા લગ્ન હોય તો બુધ જાણવો; વૃશ્ચિક લગ્ન હોય તો મંગળ જાણવો, ધન લગ્ન હોય તો શનિ જાણવો; મકર લગ્ન હોય તો મંગળ જાણવો; કુંભ લગ્ન હોય તો ગુરૂ જાણવો; અને મીન લગ્ન હોય તો ચંદ્ર જાણવો.

રાત્રીએ વર્ષ બેસતું હોય ને મેષ લગ્ન હોય તો ત્રિરાશીકપતિ ગુરૂ જાણવો; વરખ લગ્ન હોય તો ચંદ્ર જાણવો; મીથુન લગ્ન હોય તો બુધ જાણવો; કર્ક લગ્ન હોય તો મંગળ જાણવો; સિંહ લગ્ન હોય તો સૂર્ય જાણવો; કન્યા લગ્ન હોય તો શુક્ર જાણવો; તોલા લગ્ન હોય તો શનિ જાણવો, વૃશ્ચિક લગ્ન હોય તો શુક્ર જાણવો, ધન લગ્ન હોય તો શનિ જાણવો; મકર લગ્ન હોય તો મંગળ જાણવો; કુંભ લગ્ન હોય તો ગુરૂ જાણવો; અને મીન લગ્ન હોય તો ચંદ્ર જાણવો.

વધારે ખુલાશાથી સમજવા માટે કોઠો કરીએ છીએ.

| રાશિ | મેષ | વૃષભ | મીથુન | કર્ક | સિંહ | કન્યા |
|---|---|---|---|---|---|---|
| દિવા | સૂર્ય | શુક્ર | શનિ | શુક્ર | ગુરૂ | ચંદ્ર |
| રાત્રી | ગુરૂ | ચંદ્ર | બુધ | મંગળ | સૂર્ય | શુક્ર |

| રાશિ | તોલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|
| દિવા | બુધ | મંગળ | શનિ | મંગળ | ગુરૂ | ચંદ્ર |
| રાત્રિ | શનિ | શુક્ર | શનિ | મંગળ | ગુરૂ | ચંદ્ર |

## લઘુ પંચ વર્ગી.

લઘુ પંચવર્ગીનો કોઠો વર્ષફળમાં કરવામાં આવે છે. ઉપર વર્ષની કુંડળી જે લખી છે તેનો લઘુ પંચવર્ગીનો કોઠો નિચે પ્રમાણે:

| જન્મ | વર્ષ | મુંથા | ત્રિરાશીક | દિવા |
|---|---|---|---|---|
| પતિ એટલે સ્વામિ | પતિ | પતિ | પતિ | પતિ |
| બુધ | શુક્ર | શુક્ર | શુક્ર | શનિ |
| ૯ | ૯ | ૯ | ૯ | ૪ |
| શ્રેષ્ટ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | મધ્યમ |

## ઉપરના કોઠાની સમજુતી.

જન્મપતિ બુધ લખ્યો છે તેનું કારણ જન્મ લગ્નનો સ્વામિ બુધ છે ને તે વર્ષ કુંડળીમાં નવમા ભાવે બેઠો છે તેથી તે શ્રેષ્ટ છે.

વર્ષપતિ શુક્ર લખ્યો છે તેનું કારણ વર્ષ લગ્નનો સ્વામિ શુક્ર છે ને તે વર્ષમાં નવમા ભાવે બેઠો છે ને તે શ્રેષ્ટ છે.

મુંથાપતિ શુક્ર લખ્યો છે તેનું કારણ વર્ષ કુંડળીમાં મુંથા શુક્રની રાશિમાં બેઠીછે ને તે શુક્ર નવમા ભાવે બેઠો છે તેથી તે શ્રેષ્ટ છે.

ત્રિરાશીકપતિ શુક્ર લખ્યો છે તેનું કારણ વર્ષનો પ્રવેશ દિવસે થયલો છે અને વરખલગ્નમાં વર્ષ બેઠુંછે ને તે વરખ રાશિનો સ્વામિ શુક્ર નવમા ભાવે વર્ષ કુંડળીમાં બેઠો છે તેથી તે શ્રેષ્ટ છે.

દિવાપતિ શનિ લખ્યો છે તેનું કારણ દિવસે વર્ષ બેઠું છે ને સૂર્ય નવમા ભાવે શનિની રાશિમાં બેઠો છે ને તે શનિ ચોથા ભાવે છે તેથી મધ્યમછે.

ઉપરની લઘુપંચવર્ગીમાં એક ગ્રહ એક કરતાં વધારેનો સ્વામિ થાય તો જેટલાનો સ્વામિ થયો હોય તેટલા અધિકાર પામે છે એમ જાણવું. એ નિયમ પ્રમાણે ઉપરના લઘુપંચવર્ગીમાં શુક્ર ત્રણ અધિકાર પામ્યો છે, અને બુધ અને શનિ એક એક અધિકાર પામ્યા છે એમ જાણવું.

---

## વૃહત્ પંચવર્ગી.

વૃહત્ પંચવર્ગી વર્ષ ફળમાં નાંખવામાં આવેછે. આ વૃહત્ પંચવર્ગીમાં પાંચ કોઠા હોય છે, તેમાં પેહેલો કોઠો સ્થાન બળનો, બીજો ઉચ્ચ બળનો, ત્રીજો હદ્દા બળનો, ચોથો દ્રષ્કાણ બળનો, અને પાંચમો મુશળ એટલે નવમાંશ બળનો, એમ પાંચે કોઠામાં સાતે ગ્રહનું બળ દાખલ થાય છે.

પેહેલો કોઠો સ્થાન બળમાં જે ગ્રહ વર્ષકુંડળીમાં સ્વગ્રહી હોય તેનું બળ ૩૦ કળાનું દાખલ થાય છે, અને જે ગ્રહ વર્ષકુંડળીમાં મિત્ર ગ્રહની રાશિમાં બેઠો હોય તેનુ બળ ૨૨ કળા ૩૦ વિકળાનું દાખલ થાય છે, અને જે ગ્રહ સમ ગ્રહની રાશિમાં બેઠો હોય તેનું બળ ૧૫ કળાનું દાખલ થાય છે, અને જે ગ્રહ શત્રુગ્રહની રાશિમાં બેઠો હોય તેનું બળ ૭ કળા ૩૦ વિકળાનું દાખલ થાય છે.

બીજો કોઠો ઉચ્ચનો, તેમાં ગ્રહોના કળા વિકળા લખાય છે તે ગણિતથી જેટલા કળા વિકળા આવે તે લખાયછે. તેમાં જે ગ્રહ ઉંચનો હોય તેનું બળ ૨૦ કળાનું આવે, અને જે નીચનો હોય તેનું બળ બિલકુલ આવે નહીં; અને જે ગ્રહો બીજી રાશિના હોય તો નીચ રાશિ કરતાં કેટલી રાશિ દૂર છે તે જાણીને ગણિત કરવાથી બળ નીકળેછે.

ત્રીજો કોઠો હદ્દાનો, તેમાં ગ્રહોના કળાવિકળા ગણિતથી જે આવે તે લખાય છે. તેમાં જે ગ્રહનું બળ ૧૫ કળાનું હોય તો તે ગ્રહ પોતાના હદ્દાનો ગણાય, અને જે ગ્રહનું બળ ૧૧ કળા ૧૫ વિકળાનું હોય તે ગ્રહ મિત્ર ગ્રહના હદ્દાનો ગણાય, અને જેનું બળ ૭ કળા ૩૦ વિકળાનું હોય તે સમ ગ્રહના હદ્દાનો જાણવો, અને જે ગ્રહનું બળ ૩ કળા ૪૫ વિકળાનું હોય તો તે શત્રુ ગ્રહના હદ્દાનો જાણવો.

ચોથો કોઠો દ્રષ્કાણનો, તેમાં ગ્રહોના કળા વિકળા ગણિતથી જે આવે તે લખાય છે. તેમાં જે ગ્રહનું બળ દશ કળાનું હોય તે ગ્રહ પોતાનાં રાશિના દ્રષ્કાણનો ગણાય, અને જે ગ્રહનું બળ ૭ કળા ૩૦ વિકળાનું હોય તે મિત્ર ગ્રહની રાશિના દ્રષ્કાણનો ગણાય, અને જેનું બળ પાંચ કળાનું હોય તે સમ ગ્રહની રાશિના દ્રષ્કાણનો ગણાય, અને જેનું બળ ૨ કળા ૩૦ વિકળાનું હોય તે શત્રુ ગ્રહની રાશિના દ્રષ્કાણનો ગણાય.

પાંચમો કોઠો નવમાંશનો જેને મુશળ પણ કહે છે, તેમાં ગ્રહોના કળા વિકળા ગણિતથી જે આવે છે તે લખાય છે. તેમાં જે ગ્રહનું બળ પાંચ કળાનું હોય તે પોતાની રાશિના નવમાંશનો ગણાય, અને જેનું બળ ૩ કળા ૪૫ વિકળાનું હોય તે મિત્ર ગ્રહની રાશિના નવમાંશનો ગણાય, અને જેનું બળ ૨ કળા ૩૦ વિકળાનું હોય તે સમગ્રહની રાશિના નવમાંશનો ગણાય, અને જેનું બળ ૧ કળા ૧૫ વિકળાનું હોય તે શત્રુગ્રહની રાશિના નવમાંશનો ગણાય છે.

ઉપર લખેલા પાંચ કોઠા સ્થાન, ઉંચ, હદ્દા, દ્રષ્કાણ, નવમાંશના કોઠામાં ગ્રહોના કળા વિકળાના આંકડા ગણિતથી નક્કી કરી નાંખવામાં આવે છે અને તે નીચે એ પાંચે કોઠામાં લખેલા ગ્રહોના કળા વિકળાનો સરવાળો કરી તેને ચારે ભાંગતાં જે આંકડા આવે તે ગ્રહોનું બળ સમજવું. ઉપર આપણે વર્ષ કુંડળી લખી છે તેનો વૃહત્ પંચવર્ગીનો કોઠો નિચે પ્રમાણે.

## વૃહત્ પંચવર્ગીનો કોઠો.

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | |
|---|---|---|---|---|---|---|---|---|
| સ્થાન. | ૧૫<br>૦ | ૨૨<br>૩૦ | ૭<br>૩૦ | ૧૫<br>૦ | ૧૫<br>૦ | ૧૫<br>૦ | ૧૫<br>૦ | કળા.<br>વિકળા. |
| હુંઘ | ૩<br>૪૫ | ૭<br>૩૦ | ૩<br>૪૫ | ૩<br>૪૫ | ૩<br>૪૫ | ૩<br>૪૫ | ૧૧<br>૦ | |
| હદ્દા | ૨<br>૩૦ | ૫<br>૦ | ૨<br>૩૦ | ૨<br>૩૦ | ૧૦<br>૦ | ૨<br>૩૦ | ૫<br>૦ | |
| દ્રેક્કાણ | ૧૦<br>૨૮ | ૧૫<br>૪૧ | ૯<br>૧૭ | ૬<br>૩૩ | ૦<br>૧૫ | ૧૧<br>૨૪ | ૧૨<br>૩૧ | |
| નવમાંશ | ૩<br>૪૫ | ૧<br>૧૫ | ૩<br>૪૫ | ૩<br>૪૫ | ૧<br>૧૫ | ૫<br>૦ | ૩<br>૪૫ | |
| સરવાળો | ૩૫<br>૨૮ | ૪૧<br>૫૯ | ૨૬<br>૪૭ | ૩૧<br>૩૩ | ૩૦<br>૧૧ | ૩૭<br>૩૫ | ૫૧<br>૧૬ | |
| વિશ્વાસા | ૮<br>૫૨ | ૧૦<br>૨૯ | ૬<br>૪૧ | ૭<br>૫૩ | ૭<br>૩૩ | ૯<br>૨૪ | ૧૨<br>૪૯ | |

### સમજુતી.

ઉપરના કોઠામાં સૂર્ય ૮ કળા ૫૨ વિકળા બળ પામ્યો છે, તેમજ ચંદ્ર ૧૦ કળા ૨૯ વિકળા, મંગળ ૬ કળા ૪૧ વિકળા, બુધ ૭ કળા ૫૩ વિકળા, ગુરૂ ૭ કળા ૩૩ વિકળા, શુક્ર ૯ કળા ૨૪ વિકળા, અને શનિ ૧૨ કળા ૪૯ વિકળા બળ પામેલા છે એમ જાણવું.

જે ગ્રહનું બળ દશ કરતાં વધારે હોય તો તે ઉત્તમ બળ પામેલો છે એમ જાણવું, અને પાંચ કરતાં વધારે અને દશની અંદર હોય તો મધ્યમ બળ પામેલો છે એમ જાણવું, અને પાંચ કરતાં ઓછી કળાનું બળ હોય તો હીન બળ કે નેષ્ટ બળી ગણાય છે.

### હર્ષબળ બાબત.

હર્ષબળ એક વૃહત્ પંચવર્ગી બળના જેવુંજ બળ છે. તે બળના કોષ્ટકમાં ચાર આસન છે, તેમાં સૂર્ય વિગેરે સાતે ગ્રહનું બળ લખાય છે તેની

સમજુતી નિચે પ્રમાણે:—

૨ પેહેલા આસનમાં સ્થાન બળ લખાય છે. સૂર્ય વર્ષ કુંડળીમાં નવમા ભાવે બેઠો હોય તો સૂર્યનું પાંચ બળ લખવું, અને વર્ષ કુંડળીમાં ચંદ્ર ત્રીજા ભાવમાં બેઠો હોય તો ચંદ્રનું પાંચ બળ લખવું, મંગળ છઠ્ઠા ભાવે બેઠો હોય તો મંગળનું પાંચ બળ લખવું. બુધ લગ્નમાં બેઠો હોય તો બુધનું પાંચ બળ લખવું, ગુરૂ અગિઆરમા ભાવે બેઠો હોય તો ગુરૂનું પાંચ બળ લખવું, શુક્ર પાંચમા ભાવે બેઠો હોય તો શુક્રનું પાંચ બળ લખવું. અને શનિ બારમા ભાવે બેઠો હોય તો શનિનું પણ પાંચ બળ લખવું. એ સિવાયના બીજા હરકોઇ ભાવમાં તે ગ્રહો બેઠા હોય તો તેમનું બળ બિલકુલ જાણવું નહીં.

૩ બીજા આસનમાં ગ્રહોનું રાશિ બળ લખાય છે. જે ગ્રહ વર્ષ કુંડળીમાં ઉચનો[1] કે પોતાની ઉચ રાશિમાં[2] બેઠો હોય અથવા પોતાની રાશિમાં એટલે સ્વગ્રહનો બેઠો હોય તો તે ગ્રહનું પાંચ બળ લખવું.

૪ સૂર્ય, મંગળ અને ગુરૂ આ ત્રણ પુરૂષ ગ્રહો છે, અને ચંદ્ર, બુધ, શુક્ર અને શનિ એ સ્ત્રી ગ્રહો છે.

૫ વર્ષ કુંડળીમાં ૧–૨–૩–૭–૮–૯ એ ભાવમાં જેટલા સ્ત્રી ગ્રહો બેઠા હોય તે ગ્રહનું બળ પાંચ નોંધવું, તેમજ ૪–૫–૬–૧૦–૧૧–૧૨ એ ભાવમાં પુરૂષ ગ્રહ બેઠા હોય તેમનું બળ પાંચ લખવું. એ પ્રમાણે ત્રીજું આસન સ્ત્રી પુરૂષ ગ્રહનું છે.

૬ ચોથું આસન કાળ બળનું છે. તેમાં દિવસે વર્ષ બેસતું હોય તો હમેશ સૂર્ય, મંગળ, અને ગુરૂ એ ત્રણ ગ્રહોનું પાંચ પાંચનું બળ લખવું, અને રાત્રીએ વર્ષ બેસતું હોય તો ચંદ્ર, બુધ, શુક્ર, શનિ એ ગ્રહોનું પાંચનું બળ લખવું.

૭ ઉપર પ્રમાણે સર્વ ગ્રહોનું ચારે આસનના બળનો સરવાળો લેવો.

૮ ઉપર પ્રમાણે સરવાળો ૧૫ અથવા ૨૦ નો આવે તે ઉત્તમ બળનો ગ્રહ જણાય છે, અને જેનો દશનો સરવાળો આવે તે મધ્યમ બળનો ગ્ર-

---

૧ સૂર્ય મેષ રાશિમાં દશ અંશ સૂધી હોય તો ઉચનો કહેવાય છે.

૨ ઉપરની રાશિમાં સૂર્ય દશથી ત્રીશ અંશ સૂધી હોય તો ફકત ઉચ રાશિનો કહેવાય છે.

હ ગણાય છે, અને જેનો પાંચનો સરવાળો આવે તે અધમ બળનો ગ્રહ ગણાય છે, અને જેના સરવાળામાં ૦ શૂન્ય આવે તે નેષ્ટ બળનો અથવા નિર્બળ ગ્રહ ગણાય છે.

ઉપર જે આપણે વર્ષ કુંડળી લખેલી છે તેનો હર્ષ બળનો કોઠો નિચે પ્રમાણેઃ—

## હર્ષ બળનો કોઠો.

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| પ્રથમ | ૫ | ૦ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| દ્વી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| તૃ | ૦ | ૦ | ૫ | ૫ | ૦ | ૫ | ૦ |
| ચ. | ૫ | ૦ | ૫ | ૦ | ૫ | ૦ | ૦ |
| સરવાળો | ૧૦ | ૦ | ૧૫ | ૫ | ૫ | ૫ | ૦ |

## નોટ.

ગ્રહનું ખરેખરૂં બળ વૃહત પંચવર્ગી ઉપરથી જોવાય છે, પણ કોઈ ગ્રહ વૃહત્ પંચવર્ગી બળમાં બળ વગરનો હોય અને હર્ષ બળમાં તે ગ્રહ બળવાળો હોય તો વર્ષનો રાજા ઠરાવવામાં હર્ષ બળનું બળ જોવામાં આવેછે.

## ત્રિપતાકા ચક્ર.

વર્ષમાં ત્રિપતાકા ચક્ર નિચે પ્રમાણે કરવામાં આવેછે.




ઉપર જે મનુષ્યની વર્ષકુંડળી લખેલી છે તે મનુષ્યનું ઉપર લખેલું ત્રિપતાકા ચક્ર છે.

### ઉપરના ચક્રમાં રાશિ માંડવાની રીતી.

વર્ષ કુંડળીમાં જે રાશિનું લગ્ન હોય તેજ રાશિનું લગ્ન ત્રિપતાકા ચક્રમાં માંડી અનુક્રમે રાશિ માંડતા જવી.

### ઉપલા ચક્રમાં ગ્રહો માંડવાની રીતી.

જન્મકુંડળીમાં સૂર્ય જે રાશિમાં બેઠો હોય તેની તેજ રાશિમાં ત્રિપતાકા ચક્રમાં સૂર્ય રહે, બાદ બીજા ચાર વર્ષ તેની પછીની રાશિમાં રહે. ઉદાહરણ—જન્મકુંડળીમાં સૂર્ય મકર રાશિમાં છે તે ચાર વર્ષ સુધી ત્રિપતાકા ચક્રમાં સૂર્ય મકર રાશિમાંજ રહે, બાદ બીજા ચાર વર્ષ ત્રિપતાકા ચક્રમાં કુંભ રાશિમાં, ને તે પછી ચાર વર્ષ મીન રાશિમાં રહે. એ પ્રમાણે ચાર ચાર વર્ષે એક એક રાશિ બદલતાં એ હીસાબે સુર્યની જે રાશિ આવે તે રાશિમાં

સૂર્યને ત્રિપતાકા ચક્રમાં મૂકવો, અને એવી રીતે બીજા ગ્રહોની રાશિ નિચે લખેલા વર્ષે બદલાય છે.

ચંદ્ર નવ વર્ષે એક રાશિ બદલે છે.
મંગળ ચાર વર્ષે એક રાશિ બદલે છે.
બુધ ચાર વર્ષે એક રાશિ બદલે છે.
ગુરૂ ચાર વર્ષે એક રાશિ બદલે છે.
શુક્ર ચાર વર્ષે એક રાશિ બદલે છે.
શનિ ચાર વર્ષે એક રાશિ બદલે છે.
રાહૂ છ વર્ષે ઉલટી રીતે એક રાશિ બદલે છે.
કેતુ રાહૂથી સામો સાતમી રાશિએ આવે છે.

ઉપરના નિયમ પ્રમાણે ત્રિપતાકા ચક્રમાં ગ્રહો બેસે છે.

## ફળ નિચે પ્રમાણે.

વર્ષના ત્રિપતાકા ચક્રમાં ચંદ્રની સામું સીધી લીટીએ જે ગ્રહ આવે તે ગ્રહ સાથે ચંદ્રને વેધ થયલો કહેવાય ને તેનું ફળ નિચે પ્રમાણેઃ—

ચંદ્રની સાથે રાહૂને વેધ હોય તો રીષ્ટ કરે.
ચંદ્ર સાથે સૂર્યને વેધ હોય તો તાવની પીડા થાય.
ચંદ્ર સાથે મંગળને વેધ હોય તો રૂધિર વિકારની પીડા થાય.
ચંદ્ર સાથે બુધને વેધ હોય તો જય થાય.
ચંદ્ર સાથે ગુરૂને વેધ હોય તો સુખ મળે.
ચંદ્ર સાથે શુક્રને વેધ હોય તો ધન મળે.
ચંદ્ર સાથે શનિને વેધ હોય તો શત્રુનો ભય થાય.

ઉપર લખેલા ત્રિપતાકા ચક્ર ઉપરથી રીષ્ટ કષ્ટનું જોવાય છે, તોપણ વર્ષકુંડળી તથા જન્મકુંડળીમાં જે ગ્રહ બગડેલા છે તે ગ્રહોની મહાદશા અંતરદશાથી તથા ત્રિશાંશ કુંડળીથી પણ રીષ્ટ કષ્ટનું જોવાય છે, તેથી ઉપરના ત્રિપતાકા ચક્રમાં રાહૂ ચંદ્ર સામ સામા આવ્યા હોય, પણ વર્ષની કુંડળીમાં તથા જન્મ કુંડળીમાં તથા મહાદશા અંતર દશાથી તથા ત્રિશાંશ કુંડળીથી રીષ્ટનો યોગ થયલો ન હોય તો રીષ્ટ થાય નહીં એ ધ્યાનમાં રાખવું.

---

## સહમ બાબત.

જૂદી જૂદી બાબતોનું ફળ જાણવાને બાર ભાવ છે. એકેકા ભાવની પેટા બાબતો ઘણી છે તેથી દરેક પેટા બાબતોનું વિગતવાર ફળ ફક્ત ભાવ

ઉપરથી જાણી શકાતું નથી, પણ માત્ર અમૂક ભાવ સંબંધી સારૂં કે નઠારૂં એટલું ફળ જાણી શકાય છે. જેમકે ચોથો ભાવ બળવાન અથવા સારો છે અને તે ચોથા ભાવમાં માતાનું, મિત્રનું, સ્થાનકનું, વાહાનનું, ચતુપપદનું અને તેવીજ બાબતોનું જોવાય છે, પણ તેમાં કયી બાબતનું સારૂં ફળ જાણવું એ નક્કી થાય નહીં, માટે દરેક બાબતનું જૂદું જૂદું વિગતવાર ફળ જાણવાને સહમ ઉપયોગી છે અને એ સહમની મદદથીજ બરાબર ખુલાશો થાય છે. સહમનો અર્થ ભાવના ફળમાં મદદગાર એવો થાય છે માટે સહમ વગર ફળાદેશ બરાબર કહી શકાય નહીં. આ સહમનું સાધન વર્ષમાં એટલે વર્ષ ફળમાં જાણવાને તો અતિ ઉપયોગનું છે, તેમજ જન્મમાં અને પ્રશ્નમાં પણ સહમની મદદથી સારી રીતે ફળાદેશ જાણી શકાય છે.

આ સહમો બધા મળીને ૫૦ છે. કોઇ કોઇ બીજા ગ્રંથોમાં વધું ઓછાં પણ કહેલાં છે, તેમજ હાયન રત્ન નામના ગ્રંથમાં ૭૫ સહમ કહેલાં છે, પણ તે સઘળાંનો આ ૫૦ સહમમાં સમાવેશ થાય છે.

**સહમના નામો નિચે પ્રમાણે.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પૂન્ય સહમ | ૧૮ | માઘરોગ | ૩૫ | શ્રદ્ધા |
| ૨ | ગુરૂ સહમ | ૧૯ | મન્મથ | ૩૬ | પ્રીતિ. |
| ૩ | જ્ઞાન સહમ | ૨૦ | કલી | ૩૭ | તનુ |
| ૪ | જશ | ૨૧ | ક્ષમા | ૩૮ | બળ |
| ૫ | મિત્ર | ૨૨ | શાસ્ત્ર | ૩૯ | જાડય |
| ૬ | મહાત્મ | ૨૩ | બંધુ | ૪૦ | વ્યાપાર |
| ૭ | આશા | ૨૪ | બંદક | ૪૧ | પાનીયપતન |
| ૮ | સમર્થતા | ૨૫ | મૃત્યુ | ૪૨ | શત્રુ |
| ૯ | ભ્રાતા | ૨૬ | પ્રદેશ | ૪૩ | શૌર્ય |
| ૧૦ | ગૌરવ | ૨૭ | ધન | ૪૪ | ઉપાય |
| ૧૧ | રાજ | ૨૮ | અન્યદારા | ૪૫ | દરીદ્ર |
| ૧૨ | તાત | ૨૯ | અન્યકર્મ | ૪૬ | ગુરૂતા |
| ૧૩ | માતા | ૩૦ | વણીક | ૪૭ | અંબુપંથ |
| ૧૪ | સૂત | ૩૧ | કાર્ય સિદ્ધી | ૪૮ | બંધન |
| ૧૫ | જીવિત | ૩૨ | વિવાહ | ૪૯ | દુહિતા |
| ૧૬ | અંબુ | ૩૩ | સૂતી | ૫૦ | અશ્વ |
| ૧૭ | કર્મ | ૩૪ | સંતાપ | | |

ઉપર લખેલાં સહમોમાંનાં કેટલાંએકનાં નામ સમજાય તેવાં છે અને કેટલાંએકનાં નામ સમજાય તેવાં નથી માટે તે સહમનાં નામ તાજક નિલકંઠી ગ્રંથમાં નિચે પ્રમાણે આપે છે.

ગુરૂ સહમ એટલે ઉપદેશકરનું સહમ.

જ્ઞાન સહમ એટલે વિદ્યા સહમ.

શાસ્ત્ર સહમ એટલે વેદ અને સ્મૃતી તથા પુરાણ.

જાડ્ય સહમ એટલે મોહો અથવા અજ્ઞાન.

બળ સહમ એટલે સૈન્ય.

અંગ સહમ એટલે શરીર.

જળ સહમ એટલે શરીરની કાંતી.

ગુરૂ સહમ એટલે દેશનો સ્વામિ અથવા મંડળેશ.

ગૌરવ સહમ એટલે માન અથવા પ્રતિષ્ટા, કીર્તિ.

રાજ્ય સહમ એટલે છત્ર, ચામરના વૈભવવાળો તથા અપરાધીને દંડ કરનાર તથા રાજ્યનને બક્ષિસ આપનાર એવો સમર્થ માણસ.

માહત્મ એટલે એકાંતમાં કરેલા વિચારને ગુપ્ત રાખનાર તથા ધીરજ અને બુદ્ધિનું ડહાપણ રાખનાર.

સામર્થ એટલે શરીરમાં પેદા થયલી બળની શકિત.

શૌર્ય એટલે શત્રુને વશ રાખવાની તથા શત્રુને દંડ આપવાની મહેનત.

આશા સહમ એટલે ઈચ્છા.

શ્રદ્ધા સહમ એટલે ધર્મવાળી બુધ્ધિ.

બંદ એટલે પરાધિનતા અથવા પારકો આશ્રય.

પાનીયપતન એટલે વરસાદ અથવા અકસ્માત જળમાં બુડી જવું.

તાપ એટલે માનસિક ચિંત્તા અથવા પીડા.

માઘ સહમ એટલે શરીરની પીડા.

બંધુ સહમ એટલે સપીંડા અથવા સાત પેહેડી સુધીના પોતાના એક ગોત્રના ભાઇઓ.

વણીક સહમ એટલે સાચી જુઠી આજીવિકા ઉપર ગુજરાન ચલાવનાર.

આધાન એટલે પ્રસવ અથવા જન્મ થવો.

પરકર્મ એટલે દાસપણુ અથવા નોકરી.

મન્મથ એટલે સ્ત્રી પુરૂષનો વિષય.

અન્યદારા એટલે પર સ્ત્રી.

સુતી એટલે પ્રસવ, જન્મ.

તનુ એટલે શરીર.

દુહિતા એટલે દીકરી.

હવે સહમની કુંડળી તથા તે કુંડળીમાં રાશિ, ગ્રહો, તથા સહમ માં-ડવાની સંક્ષેપમાં રીતી લખીએ છીએ તે નિચે પ્રમાણેઃ—

વર્ષ પ્રવેશની કુંડળી તેનેજ સહમની કુંડળી જાણવી, એટલે વર્ષ કુંડ-ળીમાં જે લગ્ન બારે ભાવમાં રાશિ ગ્રહો માંડેલા હોય તેજ સહમની કુંડળીમાં બારે ભાવમાં રાશિ તથા ગ્રહો માંડવા.

વર્ષના સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં સૂર્ય, ચંદ્ર, મંગળ વિગેરે ગ્રહોની રા-શિ, અંશ, કળા, વિકળા ગણિત કરીને નાંખવામાં આવેછે તે પ્રમાણે સહમમાં પણ દરેક સહમની રાશિ, અંશ, કળા, વિકળા ગણિત કરીને એક કોઠામાં દાખલ કરવામાં આવે છે.

દરેક સહમ કયી રાશિનો છે તે સહમના કોઠામાં જોઈ જે સહમ જે રાશિનો હોય, અને તે રાશિ સહમની કુંડળીમાં જે ભાવે હોય તે ભાવમાં તે સહમને દાખલ કરવો.

આ ગ્રંથમાં આગળ આપણે જે મનુષ્યની વર્ષ કુંડળી દાખલ કરેલી છે તેજ મનુષ્યના સહમનો કોઠો તથા સહમની કુંડળી નિચે પ્રમાણેઃ—

**સહમનો કોઠો.**

| | પૂન્ય સહમ | રાજ્ય સહમ | જીવ સહમ | મૃત્યુ સહમ | સુત સહમ | યશ સહમ | પ્રાક્રમ સહમ | વિદ્યા સહમ | કર્મ સહમ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ | ૪ | ૮ | ૬ | ૧ | ૧૧ | ૯ | ૪ | ૪ | ૬ |
| અંશ | ૭ | ૨૫ | ૧૭ | ૧૧ | ૬ | ૨ | ૧૧ | ૭ | ૨૨ |
| કળા | ૨૬ | ૫૨ | ૩૬ | ૪૮ | ૨ | ૧૩ | ૪૬ | ૨૬ | ૪૯ |
| વિકળા | ૧૮ | ૧૯ | ૨૪ | ૩૨ | ૨૫ | ૩૯ | ૫૪ | ૧૮ | ૨૧ |

## સહમની કુંડળી.

રા.
૩
૧
૪
૨ મૃત્યુ
૧૨ ચં
સુત
શ. પૂન્ય
૫ પ્રાક્રમ
વિદ્યા
૧૧
૬
૮
સૂ
૧૦યશ બુ
ગુ
૭
મું. મં જીવ કર્મ
૯ રાજ્ય
શુ.

## સમજુતી.

•ઉપરની કુંડળીમાં નવ સહમોનું ગણિત કરી વર્તેલા છે, પણ બીજા સહમોની જરૂર હોય તો તેનું પણ ગણિત કરી જે સહમ જે રાશિનો આ-વે તે રાશિવાળા ભાવમાં ઉપરની કુંડળીમાં દાખલ કરવો.

---

## માસ બાબત.

જન્મ વખતે સૂર્ય જે રાશિ, અંશ, કળા, વિકળાનો હોય તેજ રાશિ, અંશ, કળા, વિકળાનો વર્ષમાં જે વખતે સૂર્ય થાય, તેજ વખતે વર્ષ બેસે છે. આ હકીકત આગળ અમોએ તપસીલવાર લખેલી છે.

સૂર્ય જન્મ વખતે તથા વર્ષ વખતે કયી રાશિનો, કેટલા અંશ, ક-ળા, વિકળાનો હતો તે જન્મના તથા વર્ષના સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં લખાય છે.

સૂર્ય દરેક માસે એક એક રાશિ બદલે, એટલે ધારો કે વર્ષ પ્રવેશ પ્રવેશ થયો ત્યારે સૂર્ય મકર રાશિમાં, તો બીજે મહિને કુંભ રાશિમાં, ત્રીજે મહિને મીન રાશિમાં, અને ચોથે મહિને મેષનો, એ રીતે દરેક મહિને એક રાશિ બદલે છે.

હવે માસ ઉપજાવવાની રીતી એવી છે કે વર્ષ પ્રવેશ વખતે સૂર્ય જે રાશિનો જે અંશ, કળા, વિકળાનો હોય તે અંશ, કળા, વિકળાનો તેની પછી-ની રાશિમાં આવે ત્યારે બીજા મહિનાનો પ્રવેશ થાય તથા તે પછીની રા-

શિમાં તેટલાજ અંશ, કળા, વિકળાનો આવે ત્યારે ત્રીજા માસનો પ્રવેશ થાય. એ પ્રમાણે દરેક માસ અનુક્રમે એક એક રાશિ બદલતાં વર્ષ પ્રવેશ વખતના અંશ, કળા, વિકળાનો સૂર્ય થાય ત્યારે દરેક માસનો પ્રવેશ થાય છે.

ઉપર પ્રમાણે દરેક માસ પ્રવેશ ઘડીપળ ઉપરથી વર્ષની કુંડળીની માફક વર્ષના તમામ માસની કુંડળીઓ ઉપજાવવી, તેમાં વર્ષ પ્રવેશની કુંડળીને પેહેલા માસની કુંડળી જાણવી.

---

## વર્ષના રાજા બાબત.

### તાજક કૌસ્તભ ગ્રંથ મધ્યેથી.

લઘુ પંચવર્ગીના પાંચ અધિકારી માંહેનો જે ગ્રહ વર્ષ લગ્નને વધારે દેખતો હોય તે વર્ષેશ એટલે વર્ષનો રાજા થાય, અને તે અધિકારવાળા ગ્રહોની સરખી દ્રષ્ટિ પડતી હોય તો વધારે બળવાળો વર્ષનો રાજા થાય, અથવા સરખા બળ હોય તો મુંથાનો સ્વામિ વર્ષનો રાજા થાય, પણ * તે મુંથાનો સ્વામિ પણ વર્ષ લગ્નને દેખતો ન હોય તો અને દિવસે વર્ષ બેઠું હોય તો સૂર્ય જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ વર્ષનો રાજા થાય, અને રાત્રીએ વર્ષ બેઠું હોય તો ચંદ્ર જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ વર્ષનો રાજા થાય. તે પણ વર્ષ લગ્નને દેખતો ન હોય તો ચંદ્ર સાથે જે ગ્રહે ઇત્થશાળ યોગ કરેલો હોય તે ગ્રહ વર્ષનો રાજા થાય, અને તે પણ લગ્નને દેખતો ન હોય તો લગ્નની રાશિનો સ્વામિ વર્ષનો રાજા થાય, અને તે પણ વર્ષ લગ્નને દેખતો ન હોય તો વર્ષનો રાજા નથી એમ સમજવું, અને જ્યારે વર્ષનો રાજા કોઇ ગ્રહ થતો ન હોય તો પછી રીષ્ટ યોગ સમજવો.

### વર્ષની દશા બાબત.

તાજક ભૂષણ, તાજક સાર, તાજક નીલકંઠી અને હાયન રત્ન એ ગ્રંથોના આધારથી દશાઓ બે પ્રકારની છે. એક હીનાંશ દશા અને બીજી મુદગા દશા. તેમાં મુદગા દશા બહુ મતે પ્રમાણ નથી અને હીનાંશ દશા ઘણા ગ્રંથકારોએ પ્રમાણ કરેલી છે તેથી હીનાંશ દશા બાબત લખીએ છીએ.

વર્ષના સ્પષ્ટ ગ્રહચક્રના કોઠામાં જે ગ્રહના સૌથી ઓછામાં ઓછા અંશ, કળા, વિકળા હોય તે ગ્રહની દશા સૌથી પેહેલી આવે, અને તે ગ્રહના અંશ, કળા, વિકળા કરતાં જે ગ્રહના અંશ, કળા, વિકળા જરા વધારે હોય

તે ગ્રહની બીજી દશા આવે એ નિયમ પ્રમાણે અનુક્રમે ગ્રહોની દશા જાણતાં જે ગ્રહની સૌથી વધારે કળા વિકળા હોય તે ગ્રહની દશા સૌથી છેલ્લી આવે.

ગ્રહોની સાથે લગ્નની દશા પણ આવે છે, માટે લગ્નની દશા સારૂ ભાવ સંધીના કોઠામાં લગ્નના અંશ કળા વિકળા જોઇ તે આંકડા જે ગ્રહના અંશ, કળા, વિકળાના આંકડા કરતાં ઓછા હોય તે ગ્રહની દશા પેહેલી લગ્નની દશા આવે એમ જાણવું.

### ષોડસ યોગો બાબત.

નિચે લખેલા ષોડસ યોગો જન્મમાં, વર્ષમાં, અને પ્રશ્નમાં ચમત્કારી ફળાદેશ બતાવે છે. આ યોગોના નામો પેહેલા યવન ભાષામાં હતા તેથી તેના નામો યવન ભાષાના છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | કુત્થ યોગ. | ૫ | ઇત્થશાળ | ૯ | મણ્ઉ. | ૧૩ | રદ. |
| ૨ | દુરફ યોગ. | ૬ | ઈસરાફ. | ૧૦ | કંબુલ. | ૧૪ | દુફાલી કુત્થ |
| ૩ | ઇકબાલ યોગ. | ૭ | નક્ત. | ૧૧ | ગૈરી કંબુલ. | ૧૫ | તંબીર. |
| ૪ | ઇંદુવાર યોગ. | ૮ | યમયા. | ૧૨ | ખલ્લાશર. | ૧૬ | દુત્થો તંબીર |

# ભાગ ૨.

## ફળાદેશ બાબત.

## પ્રકરણ ૧.

### વર્ષના રાજાના ફળ બાબત.

(તાજક નિલકંઠી ગ્રંથમાંથી.)

વર્ષનો રાજા કયો ગ્રહ થાય અને તે કેવી રીતે થાય તે વિશે અમે સંજ્ઞા પ્રકરણમાં લખેલું છે, તોપણ ગૃહસ્થોને સમજવા માટે અમે અહીં ફરીથી લખીએ છીએ.

વર્ષનો રાજા લઘુ પંચવર્ગી વગર ઠરાવી શકાય નહીં, માટે પ્રથમ લઘુ પંચવર્ગી ઉપજાવવી જોઇએ.

લઘુ પંચવર્ગી ઉપજાવવાની રીતી અમોએ પાછળ સંજ્ઞા પ્રકરણમાં જણાવેલી છે, તોપણ તે આ પ્રસંગને લગતી હોવાથી સંક્ષેપમાં અહીં જણાવીએ છીએ.

લઘુ પંચવર્ગીમાં પાંચ અધિકારીઓ નિચે પ્રમાણે ઠરાવવામાં આવેછે:—

૧ પેહેલો અધિકારી—જન્મ લગ્નનો સ્વામિ.

૨ બીજો—વર્ષ લગ્નનો સ્વામિ.

૩ ત્રીજો—મુંથા જે રાશિમાં બેઠી હોય તે રાશિનો સ્વામિ.

૪ ચોથો—ત્રૈરાશિક પતી.

૫ પાંચમો અધિકારી—દીવા રાત્રી પતી.

કોઇ માણસને જન્મકુંડળી ન હોય પણ પ્રશ્ન કુંડળી હોય તો ચોથા ભાવના સ્વામિ ગ્રહને જન્મપતી કલ્પવો એમ ગણેશ પંડીત તાજકાલંકાર નામના ગ્રંથમાં લખે છે.

ઉપર જણાવેલા લઘુ પંચવર્ગી માંહેલા પાંચે અધિકારીઓમાંથી જે ગ્રહ વધારે બળવાન હોય અને તે વર્ષકુંડળીના લગ્નને દેખતો હોય તો તે વર્ષનો રાજા સમજવો આ પ્રસંગે તાજક કેશવી નામના ગ્રંથમાં કેશ્વાચાર્ય કહેછે કે ઉપર પ્રમાણે પાંચે અધિકારીઓમાં સર્વથી જે ગ્રહ વધારે બળવાન હોય પણ તે વર્ષ લગ્નને દેખતો ન હોય તો તેને વર્ષનો રાજા ગણવો નહીં, અને થોડા બળવાળો છતાં અથવા હીન બળનો છતાં જો વર્ષ લગ્નને દેખતો હોય તો તેને વર્ષનો રાજા ગણવો.

ગ્રહોનું બળાબળ બૃહત્ પંચવર્ગીના કોઠા ઉપરથી જાણી લેવા વિશે પાછળ લખવામાં આવ્યું છે. આ બાબત તાજક મુકતાવળી નામના ગ્રંથમાં વધારે ખુલાશો નિચે પ્રમાણે જણાવ્યો છે.

બૃહત્ પંચવર્ગી બળના કોઠામાં છેવટ વીંશોપકાના આસનમાં એક, બે કે ત્રણ આંકડા સૂધી હોય તો તે ગ્રહનું નષ્ટ બળ ગણાય છે, અને ત્રણથી પાંચ સૂધી જે ગ્રહનો આંકડો હોય તે હીન બળી ગણાય છે, જેનું પાંચથી દશ સૂધી હોય તે મધ્યમ બળી ગણાય છે, અને દશ કરતાં વધારે જે ગ્રહના વીંશોપકા હોય તે ઉત્તમ બળી ગણાય છે. આ પ્રમાણે ઉત્તમ, મધ્યમ, હીન અને નષ્ટ બળના ગ્રહો બૃહત્ પંચવર્ગી બળના વીંશોપકાના આંકડા ઉપરથી સમજવા. હવે કોઇએ એમ ન સમજવું કે વીંશોપકાના આંકડા ઉપરથીજ વધારે બળવાન ઠરાવાય છે, પણ બળાબળના દરજ્જા પ્રમાણે ગ્રહ વધારે ઓછો ગણવો. દાખલા તરીકે લખીએ છીએ કે સૂર્યનું વીંશોપકા બળ ૧૧ નું છે અને મંગળનું વીંશોપકા બળ ૧૩ નું છે તો આંકડા પ્રમાણે તો સૂર્ય કરતાં મંગળનું બળ વધારે છે તેથી મંગળ વધારે બળવાન ગણાય, પણ તેમ ગણવું નહીં, કેમકે સૂર્ય ઉત્તમ દરજ્જાના બળવાળો છે અને મંગળ પણ ઉત્તમ દરજ્જાના બળવાળો છે માટે સૂર્ય અને મંગળ એ બંને ગ્રહો સરખા દરજ્જાના ઉત્તમ બળવાળા સમજવા. કદી સૂર્યનું વીંશોપકા બળ ૮ નું હોય અને મંગળનું વીંશોપકા બળ ૧૩ નું હોય તો સૂર્ય મધ્યમ દરજ્જાના બળવાળો થયો અને મંગળ ઉત્તમ દરજ્જાના બળવાળો થયો માટે સૂર્ય કરતાં મંગળ વધારે બળવાન ગણવો. આવી રીતે વધુ અથવા ઓછા બળવાળા ગ્રહનો નિર્ણય કરવો.

તાજકસાર નામના ગ્રંથમાં કહ્યું છે કે પાંચે અધિકારીઓ સરખા દરજ્જાના બળવાળા હોય તો તેમાંથી જે ગ્રહ વર્ષકુંડળીના લગ્નને વધારે દ્રષ્ટિથી દેખતો હોય તો તે ગ્રહને વર્ષનો રાજા ઠરાવવો.

દ્રષ્ટિઓના પ્રકાર ચાર* છે પંદર કળા સુધીની એક પાદ દ્રષ્ટિ, અને ત્રીશ કળા સુધીની બે પાદ દ્રષ્ટિ, અને ૪૫ કળા સુધીની ત્રણ પાદ દ્રષ્ટિ, અને ૬૦ કળા સુધીની સંપૂર્ણ દ્રષ્ટિ ગણાય છે.

ઉપર પ્રમાણે દ્રષ્ટિના પાદના મેળ ઉપરથી વધૂ ઓછી દ્રષ્ટિવાળો ગ્રહ સમજવો. પણ કળાના આંકડા ઉપરથી વધૂ ઓછી દ્રષ્ટિવાળો ગ્રહ ગણવો નહીં. જેમકે સૂર્યની દ્રષ્ટિ લગ્ન ઉપર ૪૧ કળા છે અને મંગળની દ્રષ્ટિ લગ્ન

---

* દ્રષ્ટિની કળા ગણિતથી નકકી કરી જોશીઓ વર્ષફળમાં કોઠો કરી નાંખે છે.

ઉપર ૪૪ કળા છે તો સૂર્ય તથા મંગળ એમ બંને ગ્રહની લગ્ન ઉપર ત્રિપાદ દ્રષ્ટિ છે માટે સૂર્યની દ્રષ્ટિ કરતાં મંગળની વધુ દ્રષ્ટિ સમજવી નહીં એવી રીતે તાજક તિલક નામના ગ્રંથમાં કહ્યું છે.

ઉપર પ્રમાણે કદી અધિકારીઓની સરખી દ્રષ્ટિ હોય તો વૃહત્ પંચવર્ગી બળના કોઠામાં જે અધિકારી ગ્રહનું વીંશોપકા બળ આંકડાથી વધારે હોય તે ગ્રહ વર્ષનો રાજા જાણવો એમ તેજસિંહ આચાર્ય પોતાના તાજકના ગ્રંથમાં લખે છે. સમરસિંહનો પણ એવોજ મત છે.

અધિકારીઓના બળ અને દ્રષ્ટિ સરખા હોય તો મુંથાના સ્વામિને વર્ષનો રાજા ઠરાવવો, પછી અધિકારીઓના ઉત્તમ, મધ્યમ, હીન કે નષ્ટ બળ હોય તેની અડચણ નથી એમ તાજકસાર નામના ગ્રંથમાં લખ્યું છે.

પાંચે અધિકારીઓ બળવાન હોય, પણ તેઓની લગ્ન ઉપર દ્રષ્ટિ ન હોય તો વૃહત્ પંચવર્ગી બળના કોઠામાં જે અધિકારીના વીંશોપકા બળના આંકડા વધારે હોય તે ગ્રહ વર્ષનો રાજા જાણવો, પણ અધિકારીના આ પ્રમાણે વીંશોપકા બળના આંકડા સરખા હોય તો મુંથાના સ્વામિને વર્ષનો રાજા જાણવો. આ નિયમમાં જૂદા જૂદા મતો છે તે નિચે પ્રમાણે.

અધિકારીઓ સરખા બળવાળા હોય અને તેઓ વર્ષ લગ્નને દેખતા ન હોય તો લઘુ પંચવર્ગીના કોઠામાં જેનો અધિકાર વધારે હોય તે ગ્રહ વર્ષનો રાજા જાણવો એમ તાજકાલંકાર નામના ગ્રંથમાં કહ્યું છે. તેજસિંહ નામના પંડીતે પણ પોતાના તાજકના ગ્રંથમાં આજ મત દાખલ કરેલો છે, પણ યવનાચાર્ય કહે છે કે પાંચે અધિકારીઓમાંથી કોઈ પણ અધિકારી વર્ષ લગ્નને દેખતો ન હોય તો વર્ષ લગ્નનો સ્વામિ તેજ વર્ષનો રાજા જાણવો.

ઉપરના યવનાચાર્યના કહેલા નિર્ણયમાં તાજક ભૂષણ નામના ગ્રંથમાં ગણેશ દૈવજ્ઞ કહે છે કે પાંચે અધિકારીઓ વર્ષ લગ્નને દેખતા ન હોય તોપણ વર્ષના લગ્નની રાશિને જન્મકુંડળીમાં જે અધિકારી દેખતો હોય તે ગ્રહ વર્ષનો રાજા જાણવો, અને જન્મકુંડળીમાં પણ આ પ્રમાણે વર્ષલગ્નની રાશિને કોઇ પણ અધિકારી દેખતો ન હોય તો મુંથાના સ્વામિને વર્ષનો રાજા ઠરાવવો.

ઉપરના નીયમમાં કદી ઉપર પ્રમાણે એકથી વધારે અધિકારીઓ જન્મ કુંડળીમાં વર્ષ લગ્નની રાશિને દેખતા હોય તો તેમાંના અધિકારીઓમાં જેનું બળ વધારે હોય તે વર્ષનો રાજા જાણવો. જો બળ સરખા હોય તો તેમાં જેના વીંશોપકા બળના આંકડા વધારે હોય તે વર્ષનો રાજા થાય, પણ કદી આ પ્રમાણે અધિકારીઓના વીંશોપકા બળ પણ સરખા હોય તો દિવસના

વર્ષ પ્રવેશમાં સૂર્ય જે રાશિનો હોય તે રાશિના સ્વામિને વર્ષેશ જાણવો, અને રાત્રીએ વર્ષ બેસતું હોય તો ચંદ્રમા જે રાશિનો હોય તે રાશિના સ્વામિને વર્ષનો રાજા ગણવો

ઉપરની કલમની બાબતમાં તાજકાલંકાર ગ્રંથના તથા તેજસિંહના મતથી એમ ઠરાવવામાં આવ્યું છે કે પાંચે અધિકારીઓ સરખા બળવાળા હોય અને તેમાંના કોઈ વર્ષ લગ્નને દેખતો ન હોય તો લઘુ પંચવર્ગીમાં જે-ના જન્મપતી, વર્ષપતી વિગેરેના અધિકાર વધારે હોય તેને વર્ષેશ ગણવો, આ મતમાં સમરસિંહ આચાર્ય લઘુ પંચવર્ગીના વધારે અધિકારને પ્રમાણ કરતો નથી અને બૃહત્ પંચવર્ગીના વધારે અધિકાર ગ્રહણ કરેછે તે એવાં કે ઊંચ, સ્વગ્રહ, પોતાની રાશિના હદ્દા, પોતાની રાશિના દ્રષ્કાણ અને પોતાની રાશિના નવમાંશ એવાજ અધિકારી ગ્રહના વધારે અધિકાર હોય તેનેજ વધારે અ-ધિકારવાળો ગ્રહ ગણેછે. સમરસિંહના આ મતને તેજસિંહ પણ કબુલ રાખેછે, પણ તાજકસાર તાજક ભૂષણ, તાજક મુકતાવળી, તાજક પદમકોષ અને તાજક તિલક વિગેરે તાજકના ઘણા ગ્રંથોમાં લઘુ પંચવર્ગીના આધારે અધિ-કારો પ્રમાણે કરેલાં છે.

સમરસિંહ પોતાના તાજકના ગ્રંથમાં એક મત ભેદ દાખલ કરેછે તે એ કે અધિકારીઓનું બળ અને દ્રષ્ટિ એ બંને સરખાં હોય એટલે તે પાંચે અ-ધિકારીઓનું લઘુ પંચવર્ગી બળ સરખું હોય અને તે સર્વ વર્ષ લગ્નને સરખી દ્રષ્ટિથી દેખતા હોય તો દિવસના વર્ષ પ્રવેશમાં વર્ષ કુંડળીમાં સૂર્ય જે રાશિનો હોય તે રાશિના સ્વામિને વર્ષેશ ગણવો, અને રાત્રીના વર્ષ પ્રવેશમાં વર્ષકું-ડળીમાં ચંદ્ર જે રાશિનો હોય તે રાશિના સ્વામિને વર્ષેશ ગણવો, પણ આ મતમાં કેશવાચાર્ય તાજક પધ્ધતીમાં કહેછે કે દિવસે વર્ષ બેસતું હોય તો સૂ-ર્ય અને રાત્રીએ વરસ બેસતું હોય તો ચંદ્ર વર્ષ પતી ગણવા, પણ જો કદી આ પ્રમાણે ઠરેલા સૂર્ય કે ચંદ્ર લઘુ પંચવર્ગીના અધિકારમાં ઠરેલા ન હોય તો ત્રૈરાશિકપતીનેજ વર્ષેશ ઠરાવવો. આ મતને કેટલાક બીજા પંડીતો પણ માન્ય રાખેછે તોપણ યવનાચાર્ય તો કેશવાચાર્યના મતથી વિરૂદ્ધ હોઈને સ-મરસિંહના મતને મળતા આવે છે

ઉપરની કલમમાં લખ્યા પ્રમાણે નિર્ણય કરતાં કદી ચંદ્રમા વર્ષેશ ઠરતો હોય તો ફકત ઉપરની કલમના નીર્ણયથીજ ચંદ્રમાને વર્ષનો રાજા ઠરાવી શ-કાય નહીં, પણ તેમાં વિશેષ તપાસ કરવાને સમરસિંહ પંડીત પોતાના તાજકના ગ્રંથમાં ફરમાવે છે કે એવી રીતે જ્યારે જ્યારે ચંદ્રમા વર્ષેશ ઠરતો હોય ત્યારે

ચંદ્રમા જે અધિકારી ગ્રહ સાથે ઇત્થશાળ યોગ કરતો હોય તે અધિકારીને વર્ષનો રાજા ઠરાવવો, અને ચંદ્રમા કોઇ ગ્રહ સાથે ઇત્થશાળ યોગ કરતો ન હોય તો વર્ષ કુંડળીમાં જે રાશિનો ચંદ્રમા હોય તે રાશિના સ્વામિને વર્ષેશ કલ્પવો. આ પ્રમાણે ચંદ્રમા વર્ષકુંડળીમાં કર્ક રાશિનો હોય તોજ ચંદ્રમા વર્ષનો રાજા ઠરી શકે છે.

ઉપર પ્રમાણે ચંદ્રમા જે એક કરતાં વધારે અધિકારી સાથે ઇત્થશાળ યોગ કરતો હોય તો તે ઇત્થશાળ યોગવાળા અધિકારીમાં જેનું વીશોપકા બળ વધારે હોય તેને વર્ષનો રાજા ઠરાવવો, પણ કદી તેઓના સરખા બળ હોય તો તેમાંથી જેની દ્રષ્ટિ વધારે હોય તેને વર્ષેશ ગણવો, પણ કદી બળ અને દ્રષ્ટિ પણ સરખી હોય તો મુંથાના સ્વામિને વર્ષનો રાજા ઠરાવવો.

ઉપર પ્રમાણે તાજકના ગ્રંથોમાં મત ભેદ છે તોપણ છેવટ જાદવપંડીત પોતાના તાજક કોસ્તભ નામના ગ્રંથમાં વર્ષના રાજાનો નિર્ણય નિચે પ્રમાણે કરે છે.

૧ લઘુ પંચવર્ગીના પાંચે અધિકારીઓમાંથી જેની દ્રષ્ટિ વર્ષ લગ્ન ઉપર વધારે હોય તેને વર્ષનો રાજા ઠરાવવો.

૨ ઉપર પ્રમાણે અધિકારીઓની દ્રષ્ટિ સરખી હોય તો જેનું બળ વધારે હોય તેને વર્ષનો રાજા ઠરાવવો.

૩ ઉપર પ્રમાણે બળ સરખાં હોય તો જેના લઘુ પંચવર્ગીના અધિકાર વધારે હોય તેને વર્ષનો રાજા જાણવો.

૪ અધિકારીઓ સરખા હોય તો મુંથાના સ્વામિને વર્ષનો રાજા ઠરાવવો.

૫ અને જો મુંથાનો સ્વામિ વર્ષ લગ્નને દેખતો ન હોય તો દિવસના વર્ષ પ્રવેશમાં વર્ષ કુંડળીમાં સૂર્ય જે રાશિનો હોય તે રાશિના સ્વામિને વર્ષેશ ઠરાવવો, અને રાત્રીના વર્ષ પ્રવેશમાં વર્ષ કુંડળીમાં ચદ્રમા જે રાશિનો હોય તે રાશિના સ્વામિને વર્ષનો રાજા ઠરાવવો.

૬ પણ સૂર્ય કે ચંદ્રની રાશિના સ્વામિ વર્ષ લગ્નને દેખતા ન હોય તો દિવસના વર્ષ પ્રવેશમાં સૂર્ય અને રાત્રીના વર્ષ પ્રવેશમાં ચંદ્રને વર્ષનો રાજા ઠરાવવો.

૭ ઉપર લખેલા સૂર્ય કે ચંદ્રની વર્ષ લગ્ન ઉપર દ્રષ્ટિ ન હોય તો ત્રૈરાશિકપતીને વર્ષનો રાજા ઠરાવવો.

૮ ત્રૈરાશિકપતી વર્ષ લગ્નને દેખતો ન હોય તો ચંદ્રમા જે ગ્રહની સા-

યે ઈત્થશાલ યોગ કરતો હોય તે ગ્રહને વર્ષનો રાજા ઠરાવવો.

૯ આ ઇત્થશાલવાળો ગ્રહ વર્ષ લગ્નને દેખતો ન હોય તો વર્ષ લગ્નના સ્વામિનેજ વર્ષનો રાજા ઠરાવવો.

૧૦ વર્ષ લગ્નનો સ્વામિ વર્ષ લગ્નને દેખતો ન હોય તો વર્ષનો રાજા કોઇ પણ ગ્રહ ઠરી શકતો નથી એમ સમજવું.

૧૧ ઉપર પ્રમાણે જ્યારે કોઇ ગ્રહ વર્ષનો રાજા ન ઠરે ત્યારે રીષ્ટ યોગ સમજવો.

ઉપર પ્રમાણે ચોકકસ તપાસ કરીને વર્ષનો રાજા ઠરાવવો અને પછી તે ઉપરથી આખા વર્ષનું શુભાશુભ ફળ કહેવું.

વર્ષના સ્થાન પ્રમાણે અને બળ પ્રમાણે એમ બે રીતે ફળ જોવાયછે, તે ફળ નિચે પ્રમાણે જોવાં.

## વર્ષના રાજાનું ફળ.

વર્ષનો રાજા વર્ષ કુંડળીમાં ૬-૮-૧૨ મા ભાવ સિવાયના ભાવમાં બેઠો હોય ને તે જન્મ વખતે અને વર્ષ વખતે ઉદય હોય, તેમજ જન્મ વખતે અને વર્ષ વખતે બળવાળો હોય તો આખા વર્ષમાં ઉત્તમ ફળ સમજવું. સર્વ કામકાજમાં સારૂં ઉત્તમ ફળ થાય, શરીર રોગ રહીત રાખે, રાજબળનો લાભ આપે અને ઘણું સુખ ભોગવે.

ઉપર પ્રમાણે વર્ષનો રાજા ઉત્તમ બળવાળો હોય તો ઉપર કહેલું તમામ ફળ પૂરેપૂરૂં મળે, અને જો મધ્યમ બળવાળો હોય તો ઉપર કહેલું તમામ શુભ ફળ મધ્યમ મળે, અને વર્ષનો રાજા અધમ બળવાળો હોય તો દુ:ખ, શોક, શત્રુભય અને અનેક પ્રકારથી ધન અને કીર્તિનો નાશ કરે.

આ પ્રસંગમાં તાંજકસારમાં કહ્યું છે કે વર્ષનો રાજા શુભ ગ્રહ હોય અને તે ત્રિકોણમાં કે કેંદ્રમાં કે લાભ સ્થાનમાં બેઠો હોય તો આખું વર્ષ ઘણું ઉત્તમ ફળ મળશે; પણ જો તે નિર્બળ થઈને ૬-૮-૧૨ ભાવે બેઠો હશે તો આખું વર્ષ દુ:ખ ઉપજાવશે. વર્ષનો રાજા પાપ ગ્રહ હોય અને તે ૩-૬-૧૧ મા ભાવે બેઠો હોય ને તે ઉત્તમ બળવાળો હોય તો આખું વર્ષ ઉત્તમ ફળવાળું થશે; અને જો તે ૮-૧૨ મા ભાવે નિર્બળ થઈને બેઠો હશે તો આખું વર્ષ ઘણું નઠારૂં ફળ આપશે.

## વર્ષના રાજા સૂર્યનું ફળ.

ઉપર જણાવ્યા પ્રમાણે વર્ષનો રાજા સૂર્ય થયો હોય અને તે ઉત્તમ બળનો હોય તો તેનું ફળ નિચે મુજબ સમજવું.

રાજ્ય તરફથી સુખ મળે, પૂત્ર અને ધનનો લાભ થાય, પોતાના કુટુંબને યોગ્ય પૃથ્વી અને પરિવારનું સુખ મળે, અનેક પ્રકારથી માન અને કીર્તિ મળે, અને શત્રુનો નાશ થાય.

ઉપર લખ્યું ફળ કેટલેક દરજ્જે મળશે તે વિશે સમરત્તાજક નામના ગ્રંથમાં લખ્યું છે કેઃ—

વર્ષનો રાજા જે ગ્રહ થયો હોય તે ગ્રહ જન્મ કુંડળીમાં શુભ સ્થાનમાં બેઠો હોય, પોતાની ઉંચ રાશિ, સ્વગ્રહ રાશિ, મિત્ર ગ્રહની રાશિ વિગેરે શુભ રાશિમાં બેઠો હોય અને ત્યાં શુભ ગ્રહનો સમાગમ કે દ્દષ્ટિ હોય તો વર્ષના રાજાનું ઉત્તમ ફળ પૂરેપૂરૂં મળશે; તેમજ વર્ષનો રાજા જન્મ કુંડળીમાં દુષ્ટ સ્થાનમાં બેઠો હોય, નીચ રાશિનો, શત્રુગ્રહની રાશિનો વિગેરે નેષ્ટ રાશિમાં બેઠો હોય અને તેને ત્યાં પાપ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય તો વર્ષના રાજાનું ઘણું નેષ્ટ ફળ સમજવું; અને એક ઠેકાણે મીશ્ર હોય અને બીજે ઠેકાણે શ્રેષ્ટ હોય અને ત્રીજે ઠેકાણે નેષ્ટ હોય તો મધ્યમ ફળ સમજવું, તેની વિગત નિચે પ્રમાણેઃ—

વર્ષના રાજાનું ફળ શ્રેષ્ટ હોય અને તે જન્મ કુંડળીમાં નેષ્ટ સ્થાન કે નેષ્ટ રાશિ અને પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો મધ્યમ ફળ મળે. અને જો વર્ષના રાજાનું નેષ્ટ ફળ હોય અને તે જન્મ કુંડળીમાં શુભ સ્થાનમાં શુભ રાશિ અને શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો પણ મધ્યમ ફળ જાણવું.

ઉપર પ્રમાણે સૂર્ય વિગેરે તમામ ગ્રહોનું વર્ષના રાજાનું ફળ સમજવું. તાજકસાર ગ્રંથમાં પણ આ પ્રમાણે લખ્યું છે.

વર્ષનો રાજા સૂર્ય મધ્યમ બળનો હોય તો ઉપર લખેલું ઉત્તમ બળનું ફળ મધ્યમ રીતે આપશે, અને તે ઉપરાંત પોતાના કુટુંબના માણસો તરફથી મધ્યમ સુખ મળશે તથા કુટુંબમાં વાદવિવાદ કરાવે, તેમજ પોતાના અધિકારમાં સુખ મળે નહીં, શરીરે દુર્બળતા રાખે, રાજા તરફથી ભય ઉપજાવે; પણ આ સૂર્ય કોઈ શુભ ગ્રહની સાથે ઇત્થશાલ યોગ કરતો ન હોય તોજ ઉપર લખેલું ખરેખરૂં ફળ મળશે.

તાજકસાર અને સમરત્તાજકના ગ્રંથમાં લખ્યું છે કે મધ્યમ બળના વર્ષના રાજાનું ફળ ખરેખરૂં ઉપર લખેલું છે તેવું ક્યારે મળે કે જ્યારે તે સૂર્ય કોઈપણ ગ્રહની સાથે ઇત્થશાલ યોગ કરતો ન હોય ત્યારે, પણ જો તે સૂર્ય શુભ ગ્રહની સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો આ મધ્યમ બળના સૂર્યનું

ફળ પરિણામે શ્રેષ્ટ ભોગવાશે, અને તે સૂર્ય પાપ ગ્રહની સાથે ઇત્થશાળ યોગ કરતો હશે તો મધ્યમ બળના વર્ષનો રાજા સૂર્યનું ફળ નઠારૂં ભોગવાશે. આ પ્રમાણે તમામ ગ્રહો માટે યુક્તિ સમજવી.

વર્ષનો રાજા સૂર્ય હીન બળનો અથવા નષ્ટ બળનો હોય તો પ્રદેશમાં મુસાફરી કરાવે, ધનની હાની કરે, દીલગીરી કરાવે, શત્રુનો ભય ઉપજાવે, શરીર આળસુ રાખે, લોકાપવાદ અને રાજ્યનો ભય ઉપજાવે, માતાપીતા તરફથી પણ સુખ મળે નહીં, અને મિત્ર તથા પૂત્ર તરફથી દીલગીરી ઉપજાવે. સમરત્તાજક તથા ત્તાજકસારમાં આ પ્રમાણેજ ફળ કહેલું છે.

## વર્ષના રાજા ચંદ્રનું ફળ.

આગળ સારી રીતે લખેલું છે કે લઘુ પંચવર્ગીના પાંચે અધિકારીમાં ચંદ્ર વધુ બળ પામી વર્ષ લગ્નને દેખતો હોય તો વર્ષનો રાજા ચંદ્ર ઠરી શકે, પણ ચંદ્રને વર્ષનો રાજા ઠરાવવામાં અપવાદ એ છે કે આવી રીતે જ્યારે ચંદ્ર વર્ષનો રાજા ઠરાવવાનો સંભવ હોય ત્યારે આ ચંદ્ર જે ગ્રહની સાથે ઈત્થશાળ યોગ કરતો હોય તે ઇત્થશાળ યોગવાળો ગ્રહ વર્ષનો રાજા ઠરે છે. આ પ્રમાણે જે ગ્રહની સાથે ચંદ્ર* ઇત્થશાળ યોગ કરતો હોય અને તે ઉપરથી કંબુલ યોગ થાય અને રાત્રીએ જન્મ હોય તો આખું વર્ષ ઉત્તમ ફળ સમજવું, અને જો પાપ ગ્રહની સાથે કંબુલ યોગ થાય અને દિવસે જન્મ હોય તો મધ્યમ ફળ સમજવું એમ સમરત્તાજકમાં તથા તાજકસારમાં પણ કહ્યું છે.

ઉપર પ્રમાણે ચંદ્રમા કોઇ ગ્રહ સાથે ઇત્થશાળ યોગ કરતો ન હોય તો વર્ષકુંડળીમાં ચંદ્રમા જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ ગ્રહ વર્ષનો રાજા થાય, પણ જો કદી ચંદ્રમા વર્ષકુંડળીમાં કર્ક રાશિનો હોય તો કર્કરાશિનો સ્વામિ ચંદ્રજ છે તો વર્ષનો રાજા ચંદ્રનેજ ગણવો.

ઉપર પ્રમાણે જ્યારે ચંદ્ર વર્ષનો રાજા થાય ત્યારે તેનું ફળ નિચે પ્રમાણે સમજવું.

વર્ષનો રાજા ચંદ્ર ઉત્તમ બળનો હોય તો ધન, સ્ત્રી, પૂત્ર, મિત્ર અને ઘર સંબંધી અનેક પ્રકારનું સુખ પંડીત પુરૂષો કહે છે; હાર, સુગંધી પદાર્થ, મોતી અને ઉત્તમ જાતના વસ્ત્રનું સુખ મળે, પોતાના અનુભવથી લાભ મેળવે અને વૈભવ ભોગવે, પોતાના કુળને યોગ્ય એવા અધિકારની પ્રાપ્તિ કરે, અને મિત્રનો વધારો થાય એ પ્રમાણે સમરત્તાજક તથા ત્તાજકસારમાં પણ લખ્યુંછે.

---

* એમાં ગ્રહોના બળ ઉપર આધાર રાખવો નહીં.

મધ્યમ બળનો ચંદ્ર વર્ષનો રાજા થયો હોય તો ઉપર લખેલું તમામ ફળ મધ્યમ મળશે, અને પૂત્ર તથા મિત્ર મંડળમાં શત્રુતા ઉપજાવે, સ્થાનાંતરમાં જવું થાય, અને શરીરે દુર્બળતા રાખે; પણ જો આ ચંદ્રમા પાપગ્રહની સાથે ઇસરાફ યોગ કરતો હોય તો સલેખમ વિગેરે કફ તથા પીત્ત રોગની વ્યાધિ કરે એમ સમરત્તાજકમાં કહેલું છે; અને શુભ ગ્રહની સાથે ઇસરાફ યોગ કરતો હોય તો આ વ્યાધિ કરે નહીં.

વર્ષનો રાજા ચંદ્ર હીન બળનો કે નષ્ટ બળનો હોય તો વાયુ અને કફનો રોગ કરે, ચોરની ધાસ્તી રહે, અને કુટુંબના માણસોમાં કુસંપ અને વાદ વિવાદ થાય, દુર દેશમાં મુસાફરી કરાવે, પૂત્ર, સ્ત્રી અને મિત્રના સુખનો નાશ કરે તથા મૃત્યુ બરોબર પીડા થાય.

## વર્ષના રાજા મંગળનું ફળ.

ઉત્તમ બળનો મંગળ વર્ષનો રાજા હોય તો કીર્તિ અને જશનો વધારો કરે, શત્રુનો નાશ થાય, સૈન્યાધિપતી થાય, રણસંગ્રામમાં ઉપરીપણું મળે, પોતાના કુળને ઘટારત ધનનો લાભ થાય, નમ્રતા આવે, લોકોમાં, મિત્રોમાં, અને પૂત્રમાં ઘણું સુખ ઉપજે, ધન અને સ્ત્રીનું સુખ મળે.

મધ્યમ બળનો મંગળ વર્ષનો રાજા થયો હોય તો ઉપર કહેલું તમામ ફળ મધ્યમ આપે તથા રૂધિર વિકારનો વ્યાધિ થાય, ઘણો ક્રોધ ઉપજે, તકરાર અને શસ્ત્ર થકી ચીંતા થાય, શરીરે વીશફોટકની પીડા કરે, અધિકારથી મધ્યમ સુખ મળે, બળ અને મોટાઇ વધારે, અને પોતાના મંડળમાં મુખ્યપણું ભોગવે.

વર્ષનો રાજા મંગળ હીન બળ અગર નષ્ટ બળનો હોય તો શત્રુ અને ચોરની ધાસ્તી ઉપજે, લોકો અને અગ્નિ થકી ભય થાય, લોકોપવાદથી ભય ઉપજે, ઘણી જાતના રોગ થાય, પ્રદેશમાં મુસાફરી કરે, વાહનનો નાશ થાય, અપજશ મળે તથા નમ્રતાનો નાશ કરે.

સમરસિંહ કહે છે કે વર્ષના રાજા મંગળને ગુરૂની દ્રષ્ટિ ન હોય તો ઉપર લખેલું ફળ પૂરે પૂરૂં મળશે, અને ત્તાજકસારમાં કહે છે. કે વર્ષનો રાજા મંગળ નષ્ટ બળી ઉપર પાપગ્રહની દ્રષ્ટિ હશે તો ઘણું નઠારૂં ફળ મળશે.

## વર્ષના રાજા બુધનું ફળ.

વર્ષનો રાજા બુધ ઉત્તમ બળનો હોય તો વાદ વિવાદથી અથવા લખવાની કળાથી અથવા સારી વિદ્યા અગર શાસ્ત્રના વ્યવહારથી જય થાય, અને ધનનો પણ લાભ થાય, કળા, કુશળતા, ગણિત અને વૈદ્યની વિદ્યાનું જ્ઞાન

થાય, માન મોટાઈ વધે, રાજાના આશ્રય થકી મોટો અધિકાર અગર મંત્રીપણું મળે. તેજસિંહના તાજકના ગ્રંથમાં આજ પ્રમાણે ફળ છે.

વર્ષનો રાજા બુધ મધ્યમ બળનો હોય તો ઉપર લખેલું તમામ ફળ મધ્યમ રીતે ભોગવે, તથા પ્રદેશમાં મૂસાફરી કરાવે; વણુજ વેપારનો ધંધો કરાવે, પૂત્ર તથા મિત્રનું સુખ ઉપજે, પણ ઉપર લખેલું ફળ ચંદ્ર, ગુરૂ કે શુક્ર એ સર્વની અથવા તેમાંના કોઇની સાથે આ બુધ ઇત્થશાલ યોગ કરતો હોય તો પૂરેપૂરૂં મળશે એમ સમરસિંહના તાજકના ગ્રંથમાં લખેલું છે; અને આ બુધને કોઇ પાપ ગ્રહની સાથે ઈત્થશાલ યોગ થાય અગર પાપ ગ્રહની સાથે ઇસરાફ યોગ થશે તો આ તમામ ફળ નેષ્ટ ભોગવશે એવું તાજકસારમાં કહેલું છે.

વર્ષનો રાજા બુધ હીન બળનો અગર નેષ્ટ બળનો હશે તો બળ, બુદ્ધિ, અને ધર્મની હાની થશે તથા પોતાના વચનના દોષ થકી પરાજય થશે, વાદ વિવાદથી દુઃખ ઉપજશે, ખોટી સાક્ષી પુરાવશે, પરાયા માણસ સાથે વ્યવહાર કરવાથી હાની થશે, અને ધન, પૂત્ર તથા મિત્રથકી ચીંતા ઉપજશે એવી રીતે તાજક તિલકના ગ્રંથમાં લખેલું છે.

## વર્ષના રાજા ગુરૂનું ફળ.

વર્ષનો રાજા ગુરૂ ઉત્તમ બળનો હોય તો પૂત્ર પરિવારનું સુખ મળે, ધર્મ અને સારા ગુણમાં વધારો થાય, કીર્તિ અને પૂત્રનું સુખ ઉપજે, જગતમાં વિશ્વાસપણું ઉપજે, સારી બુદ્ધિ અને પરાક્રમનો વધારો થાય, ધનના ભંડારનો લાભ મળે, રાજ્ય દરબારમાં માન મોટાઇ મળે, અને શત્રુનો નાશ થાય, એવી રીતે તાજક ભૂષણ અને તાજકસારમાં કહેલું છે.

વર્ષનો રાજા ગુરૂ મધ્યમ બળનો હોય તો ઉપરનું તમામ ફળ મધ્યમ પ્રકારનું ભોગવે, તથા રાજ્યનો સમાગમ થાય, શાસ્ત્રો અને જ્ઞાન ઉપર રૂચિ થાય, પણ આ ગુરૂને પાપ ગ્રહનો ઇસરાફ યોગ થયો હોય તો દુઃખ અને દરીદ્રપણું આવે, ધનની હાની થાય અને સ્ત્રીને પીડા કરે એવું તાજકસારમાં કહેલું છે. વળી સમરતાજકમાં કહેલું છે કે શુભ અગર પાપ ગ્રહની સાથે આ ગુરૂને ઈત્થશાલ યોગ થયો હોય તો ઉત્તમ ફળ સમજવું.

વર્ષનો રાજા ગુરૂ હીન બળ પામેલો હોય તો ધન, ધર્મ અને સુખનો નાશ થાય, કુટુંબ, પૂત્ર, મિત્ર અને સ્ત્રીની સાથે કુસંપ થાય, લોકોમાં અપવાદ મળે, ભય ઉપજે, શરીર આકુળ વ્યાકુળ રહે, અતિ કષ્ટ ઉપજે,

કફની પ્રકૃતિ રહે, શત્રુથી ભય ઉપજે, વાદ વિવાદ કરાવે, અને પોતાની વૃતી એટલે આજીવિકામાં અભાવ કરાવે. તાજકસારમાં એ પ્રમાણે કહેલું છે.

### વર્ષના રાજા શુક્રનું ફળ.

વર્ષનો રાજા શુક્ર ઉત્તમ બળનો હોય તો શરીર નિરોગી રહે, ખાનપાન અને હાસ્યવિલાસમાં સુખ મળે, ઉત્તમ વિદ્યા અને રત્નાદિ ધન મળે, મીઠા ભોજન જમવાથી સંતોષ થાય, કુટુંબમાં કુશળતા અને પ્રાક્રમનો વધારો થાય, શત્રુથી જીત મેળવે, સ્ત્રી થકી વિલાસ ભોગવે, રાજાનાં આશ્રયથકી સંતોષ, ધન તથા સુખ મળે એ રીતે તાજકસારમાં ફળ લખ્યું છે.

વર્ષનો રાજા શુક્ર મધ્યમ બળવાળો હોય તો ઉપર લખેલું તમામ ફળ મધ્યમ પ્રકારનું આપે છે તથા આજીવિકામાં ઘટાડો કરે, ગુપ્ત દુઃખ ઉપજે, ઘણે ઠેકાણેથી પરાજય થાય. વળી તાજકસારમાં કહેલું છે કે આ શુક્રને જો સૂર્ય, મંગળ કે શનિનો અથવા તે સર્વે ગ્રહોનો અને પોતાના શત્રુગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો મોટું સંકટ અને ધનની હાની ઉપજે. સમરતાજક ગ્રંથમાં પણ આ પ્રમાણે કહેલું છે.

વર્ષનો રાજા શુક્ર હીન બળનો અથવા નેષ્ટ બળનો હોય તો માનસિક પરિતાપ કે ચીંતા રહે, લોકોમાં અપકીર્તિ મેળવે, હાંસી થાય, સંકટ આવી પડે, પોતાના ધંધા રોજગારનો નાશ થાય, અને સ્ત્રી, પૂત્ર, મિત્ર તથા કુટુંબમાં વાદવિવાદ થાય તથા કુસંપ ઉપજે અને મહા મહેનતે ગુજરાન ચલાવે, વળી સઘળી જાતના ઉદ્યમ ફોકટ જાય અને સુખનો નાશ કરે.

### વર્ષના રાજા શનિનું ફળ.

વર્ષનો રાજા શનિ ઉત્તમ બળનો હોય તો નવું ઘર અને નવી જમીન તથા ખેતરવાડી વિગેરે મળે, ધનનો વધારો થાય, મલેચ્છ જાતના રાજાના આશ્રય થકી સઘળી જાતના કામની સીદ્ધિ થાય, બાગબગીચા અને જળાશયનું સુખ મળે, શરીરમાં પુષ્ટપણું તથા આરોગ્યતા રહે, પોતાના કુળને ઘટારત અધિકારનો લાભ મળે, માણસના મંડળમાં મૂખ્યપણું મળે, એ પ્રમાણે તાજકસારમાં ફળ લખ્યું છે.

વર્ષનો રાજા શનિ મધ્યમ બળનો હોય તો ઉપર કહેલું ફળ મધ્યમ પ્રકારનું મળે, ધંધો રોજગાર દુઃખે કરીને ચાલે, નોકર તથા ઉંટ, પાડા વિગેરેનું સુખ મળે. આ ફળ વિશે તાજક મુક્તાવળીમાં કહ્યું છે કે આ શનિ પાપગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો ઉપરનું તમામ ફળ નેષ્ટ મળે; અને

આ શનિ શુભ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો ઉપરનું ફળ સારી રીતે ભોગવે. તાજક તિલક અને સમર તાજકમાં પણ એ પ્રમાણે કહ્યું છે.

વર્ષનો રાજા શનિ હીન બળનો કે નષ્ટ બળનો હોય તો જે જે ધંધો રોજગાર કે ઉદ્યમ થાય તે સઘળા ફોકટ જાય, ધનનો નાશ થાય, શત્રુનો ભય ઉપજે, સ્ત્રી, પૂત્ર, મિત્ર અને કુટુંબની સાથે વાદવિવાદ કે કુસપ થાય, નઠારૂં ભોજન કરે. પણ તેજસિંહ પોતાના તાજકના ગ્રંથમાં આ શનિના ફળ વિશે લખેછે કે આં શનિને શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય અગર શુભ ગ્રહની સાથે ઇત્થશાળ યોગ હોય તો ઉપર લખેલું તમામ નેષ્ટ ફળ રદ કરી સારૂં ફળ ભોગવે, પણ પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિવાળો હોય અગર પાપ ગ્રહના ઇસરાફ યોગવાળો હોય તો ઘણુંજ નઠારૂં ફળ આપશે, અને તાજકસારમાં કહ્યું છે કે આ શનિને શુભ ગ્રહનો ઇસરાફ અથવા પાપ ગ્રહનો ઇત્થશાળ થતો હોય તો પણ નેષ્ટ ફળ સમજવું.

તાજકસારમાં વર્ષના રાજાનાં ફળ ત્રણ પ્રકારથી કહેલાં છે તે એવી રીતે કે:—

ઉપર પ્રમાણે સૂર્ય વિગેરે ગ્રહોના વર્ષેશના ફળ કહ્યાં છે તે જ્યારે વર્ષેશ પોતાની ઉંચ રાશિનો કે સ્વગ્રહનો હશે ત્યારે પૂરેપૂરાં મળશે, પણ પોતાના હદ્દા, દ્રષ્કાણ કે સ્વનવમાંશનો હશે તો મધ્યમ રીતે તે ફળ મળશે, અને વર્ષેશ અસ્તનો, નીચનો કે શત્રુ ગ્રહની રાશિનો હશે તો નેષ્ટ ફળ આપશે, તેમાં વળી જે નેષ્ટ ફળ હશે તે તો અતિ નેષ્ટ ફળ આપશે. તાજક તિલકમાં પણ આ મત છે.

તેજસિંહના પોતાના તાજકના ગ્રંથમાં કહેછે કે વર્ષનો રાજા થયો તેની સત્તા આખા વર્ષમાં રહે છે માટે સર્વ ગ્રહોની દશામાં આ વર્ષેશનું ફળ મળવાનું. જેમકે ન્હાના ન્હાના માંડળિક એટલે ખંડીઆ રાજ્ય ઉપર એક મ્હોટા અધિરાજ્યની સત્તા ચાલુ રહે છે તેમ સર્વ ગ્રહોની દશામાં આ વર્ષેશ ( વર્ષના રાજાનું ) ફળ મળશે. અમરસિંહ પણ આ પ્રમાણે કહે છે.

તાજકસારમાં કહેલું છે કે વર્ષના રાજાનું ફળ સર્વ ગ્રહોની દશામાં કાંઇ કાંઇ ભોગવાય ખરૂં, પણ પોતાની દશામાં વિશેષ કરી ભોગવાય. સર્વ દશાનું ફળ વર્ષેશના ફળની હદ બહાર ભોગવાશે નહીં.

વર્ષમાં જેમ વૃહત્ પંચવર્ગી બળનો કોઠો કાઢી બળ ઉપજાવવામાં આવે છે તેમ જન્મ વખતે પણ વૃહત પંચવર્ગીનું બળ ઊપજાવવા આચાર્યોની આજ્ઞા છે.

વર્ષનો રાજા જન્મ વખતે તથા વર્ષ વખતે વૃહત્ પંચવર્ગીમાં ઉત્તમ બળનો હોય તો આખું વર્ષ ઉત્તમ સુખવાળું સમજવું; જન્મમાં તથા વર્ષમાં વર્ષનો રાજા મધ્યમ બળવાળો હોય તો વર્ષનું ફળ મધ્યમ સમજવું; અને હીન બળવાળો હોય તો નેષ્ટફળ સમજવું; તેમજ મીશ્ર હોય તો મીશ્ર ફળ આખા વર્ષમાં મળશે તે પોતાની બુદ્ધિથી વિચાર કરીને પંડીત પુરૂષોએ કહેવું.

વર્ષનો રાજા જે ગ્રહની સાથે ઇત્થશાળ યોગ કરતો હોય તે ગ્રહના જેવો દરજ્જો હોય એટલે સ્વગ્રહ, ઉંચરાશિ, મિત્રગ્રહની રાશિ વિગેરે તે પ્રમાણે વર્ષેશનું ફળ સમજવું એવું સમર તાજકમાં લખ્યું છે.

વર્ષના રાજાની સાથે કોઇ શુભ ગ્રહનો ઇસરાફ યોગ થતો હોય તો વર્ષના રાજાનું સારૂં ફળ હોય તો કાંઇક સારૂં ફળ આપશે, પણ પાપ ગ્રહની સાથે વર્ષના રાજાનો ઇસરાફ યોગ હોય તો વર્ષના રાજાનું નેષ્ટફળ સમજવું એવું તેજસિંહ પોતાના તાજકના ગ્રંથમાં લખેછે.

જન્મકુંડળીમાં કોઈ પણ ગ્રહ પોતાની રાશિના, મિત્રગ્રહની રાશિના વિગેરે હદ્દામાં હોય, ને તેવાજ બીજા ગ્રહની સાથે ઈત્થશાળ યોગ થતો હોય તેજ પ્રમાણે વર્ષકાળમાં પણ તે બે ગ્રહો તેવાજ હદ્દામાં રહી તેવીજ રીતે ઈત્થશાળ કરતાં હોય તો વર્ષમાં શુભ ફળ આપશે.

**ઉદાહરણ**-જન્મકુંડળીમાં દશમા ભાવનો સ્વામિ મંગળ મેશનો વીશ અંશે પોતાના હદ્દામાં છે અને બીજો શુક્ર ગ્રહ ચોથા ભાવનો સ્વામિ તોળાનો સોળ અંશે રહીને મંગળ સાથે ઈત્થશાળ યોગ કરેછે તેવીજ રીતે વર્ષકુંડળીમાં પણ મંગળ પોતાના હદ્દામાં રહીને શુક્રની સાથે ઇત્થશાળ યોગ કરેછે, માટે મંગળ પોતાના બળ પ્રમાણે મંગળની દશામાં દશમા ભાવનું ફળ આપશે અને શુક્ર પોતાના બળના પ્રમાણમાં શુક્રની દશામાં ચોથા ભાવનું ફળ આપશે એમ સમર તાજકમાં કહેલું છે.

જે ગ્રહ જન્મ કુંડળીમાં શુભ અથવા અશુભ ફળ આપવાને સમર્થ હોય તે ગ્રહ વર્ષ લગ્નના સ્વામિની સાથે અથવા વર્ષના રાજાની સાથે ઇસરાફ યોગ કરતો હોય તો તે ગ્રહ જન્મ વખતનું પોતાનું ફળ પૂરે પૂરૂં આપી શકશે નહીં, પણ ઈસરાફને બદલે ઈત્થશાળ યોગ થતો હશે તો પૂરેપૂરૂં પોતાનું જન્મ વખતનું ફળ આપશે, પણ કદી ઇત્થશાળ ન હોય અને ઈસરાફ પણ ન હોય તો જન્મ વખતનું કાંઈક ફળ આપશે એમ સમરતાજકમાં કહેલું છે.

ઉદાહરણ—જન્મકુંડળીમાં પાંચમા ભાવનો સ્વામિ ગુરૂ પાંચમા ભાવ-ને દેખે છે માટે આ ગુરૂ સંતાનનું સુખ આપનારો થયો, કારણ કે જે જે ભાવને પોતાનો સ્વામિ દેખતો હોય અગર તે ભાવમાં બેઠો હોય તો તે ભા-વનું સંપૂર્ણ સુખ સમજવું. આ પ્રમાણે જન્મકુંડળીમાં સંતાનનું સુખ આપ-નારો ગુરૂ થયો; હવે તેજ ગુરૂ વર્ષ કુંડળીમાં પણ પાંચમા ભાવનો સ્વામિ થઈને અગિયારમા ભાવે દશ અંશે છે અને વર્ષનો રાજા મંગળ પંદર અંશે સાતમા ભાવમાં બેઠો છે માટે મંગળ અને ગુરૂને ઇસરાફ યોગ થયો તેથી આ વર્ષમાં પૂત્રનો નાશ થશે.

વર્ષનો રાજા ગુરૂ જન્મકુંડળીમાં ગમે તે રાશિમાં હોય પણ મિત્ર ગ્ર-હના હદ્દામાં હોય અને જન્મકુંડળીમાં ચંદ્રની સાથે ઈત્થશાળ યોગ કરતો હોય અને વર્ષકુંડળીમાં પણ એ બે ગ્રહો એટલે ગુરૂ તથા ચંદ્ર ઇત્થશાળ યોગ ક-રતા હોય તો આ વર્ષમાં પૂત્રનો લાભ થશે અને વર્ષ ઉત્તમ ફળ આપશે.

ઉપર પ્રમાણે તમામ ગ્રહોનું જન્મકુંડળી અને વર્ષકુંડળી ઉપરથી બ-ળાબળ•તપાસી તથા ભવિષ્ય અને વર્તમાન એવા બે પ્રકારના ઇત્થશાળ યો-ગના આધારે તથા ઇસરાફ યોગના આધારે શુભ અથવા અશુભ ફળ તપા-સીને પંડીત પુરૂષોએ કહેવું એમ તાજક તિલકના ગ્રંથમાં પણ કહેલું છે. સ-મરત્તાજકમાં પણ એવોજ મત છે. તાજકસારમાં પણ કહ્યું છે કે જન્મકુંડ-ળીના ફળની મજબુતી માટે વર્ષની કુંડળી છે, માટે એ બે સિવાય ફળ બ-રાબર કહી શકાશે નહીં.

---

# प्रकरण २ जुं

## મુંથાના ફળ બાબત.

તાજક તિલકકી ગ્રંથ મધ્યેથી.

૧ વર્ષ કુંડળીમાં મુંથા લખવામાં આવેછે અને આ મુંથા વગર વર્ષનું ફળ બરાબર કહી શકાતું નથી ત્યારે મુંથા એટલે શું ? આ સવાલના જવા-બમાં સમરસિંહ ખુલાશો આપેછે કે યવન ભાષામાં શરીર યા દેહને મુંથા કહેછે; અને દેહ એટલે લગ્ન જેને પેહેલો ભાવ કહેછે. જન્મકુંડળીનું લગ્ન એ લગ્ન વખતની મુંથા છે, અને આ લગ્ન અથવા મુંથા ઉપર સઘળા ફળાદેશનો આધાર છે.

૨ મુંથા દરેક વર્ષે એકેક રાશિ વધેછે, માટે ઉમ્મરના દરેક વર્ષ પૂરા

થશે જન્મ લગ્નમાં એકેકી રાશિ ઉમેરતાં જવી એટલે ચાલતા વર્ષની મુંથા સ્પષ્ટ રીતે થશે. જે મુંથા સ્પષ્ટ અહચક્રમાં નોંધવામાં આવેછે.

૩ જન્મ કુંડળીમાંના લગ્નની રાશિ; અંશ, કળા, વિકળા તેજ રાશિ, અંશ, કળા, વિકળા પ્રથમ વર્ષની મુંથા જાણવી અને તે રાશિ, અંશ, કળા, વિકળામાં એક રાશિ ઉમેરતાં બીજા વર્ષની મુંથા થાય, વળી તેમાં એક રાશિ ઉમેરતાં ત્રીજા વર્ષની મુંથા; એમ દરેક વર્ષે એકેક રાશિ ઉમેરતાં બાર વર્ષ પૂરાં થયે તેરમા વર્ષે પાછી પેહેલા વર્ષની રાશિની મુંથા આવેછે.

તાજકસારમાં મુંથા લાવવાની સેહેલી રીતી એ છે જે જન્મકુંડળીમાં લગ્ન તેજ પેહેલા વર્ષની મુંથા જાણવી, અને બીજા ભાવમાં જે રાશિ હોય તે રાશિની બીજા વર્ષની મુંથા જાણવી. અને ત્રીજા ભાવમાં જે રાશિ હોય તે રાશિની ત્રીજા વર્ષની મુંથા એમ જે જે ભાવમાં જે રાશિ તે રાશિની તેટલામા વર્ષની મુંથા જાણવી, અને એ પ્રમાણે બારમા ભાવમાં જે રાશિ તે રાશિની બારમા વર્ષની મુંથા અને લગ્નમાં જે રાશિ તે રાશિ-ની પાછી તેરમા વર્ષની મુંથા જાણવી; અને એ પ્રમાણે ગણતાં દરેક બારબા-રે વર્ષે પાછી તેની તે મુંથા આવે છે. આ પ્રમાણે મુંથાની રાશિ નક્કી કરી તે નિચે જન્મ લગ્નનાજ અંશ, કળા, વિકળા હોય તેના તેજ દાખલ કરી દેવા.

તાજક ભૂષણમાં મુંથા ઉપજાવવાનો પ્રકાર વળી એવી રીતે છે કે જેટલામા વર્ષની મુંથા લાવવી હોય તે વર્ષની સંખ્યાના આંકડામાં જન્મ લ-ગ્નની રાશિની સંખ્યાનો આંકડો ઉમેરવો, અને તેનો જે સરવાળો થાય તેમાં-થી એક બાદ કરતાં જે બાકી રહે તેને બારે ભાગ દેતાં જે સેશ રહે તે આં-કની રાશિની મુંથા જાણવી. પછી જન્મ લગ્નના અંશ, કળા, વિકળા હોય તેજ તે મુંથાના દાખલ કરવા. જેમકે જન્મ લગ્ન કન્યા રાશિનું ૧૪ અંશ, ૩૫ કળા, ૪૨ વિકળાનું છે, હવે ૪૨ મા વર્ષની મુંથા વરતવી છે તો વર્ષની સંખ્યા ૪૨ માં કન્યા રાશિ આંક ૬ ની છે તેથી ૬ ઉમેરતાં ૪૮ થયાં તે-માંથી એક બાદ કરવો એટલે ૪૭ રહેશે તેને બારે ભાગ આપતાં સેશના ૧૧ રહે છે તે આંકની કુંભ રાશિ છે તો ૪૨ મા વર્ષે મુંથા કુંભ રાશિની ૧૪ અંશ, ૩૫ કળા, ૪૨ વિકળાની આવે છે એમ જાણવું.

એક વર્ષમાં મુંથા એક રાશી એટલે ૩૦ અંશ ચાલે છે એ હિસાબે એક મહિનામાં ૨॥ અંશ અને દરરોજ મુંથા પાંચ કળા ચાલે છે, માટે દરરો-જની મુંથાની ગતિ પાંચ કળાની છે.

ઉપર પ્રમાણે મુંથાની રાશિ નક્કી થતાં વર્ષ કુંડળીમાં મુંથા જે ભાવે

આવે તે ઉપરથી શુભાશુભ ફળ કહેવું.

વામન સ્વામિ કહે છે કે વર્ષ કુંડળીમાં જે ભાવમાં મુંથા બેઠી હોય ત્યાં તે ઠેકાણે એમ જોવું કે આ મુંથા પોતાના સ્વામિ અથવા પોતાના સ્વામિના મિત્ર ગ્રહ કે કોઇ બળવાન શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળી હોય તો મુંથા શુભ ફળ આપનારી જાણવી; અને જો પોતાના સ્વામિના શત્રુ ગ્રહ અથવા નિર્બળ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળી હોય તો તે મુંથા નેષ્ટફળ આપનારી જાણવી, મીશ્ર હોય તો મીશ્રફળ સમજવું. આ ફળમાં શત્રુ દ્રષ્ટિ હોય તો મુંથા ભય તથા રોગ ઉત્પન્ન કરશે.

મુંથાનો સ્વામિ એટલે મુંથા જે રાશિમાં બેઠી હોય તે રાશિનો સ્વામિ ગ્રહ સમજવો.

બ્રહત્ પંચવર્ગીમાં વિંશોપકાના આસનમાં મુંથાના સ્વામિ ગ્રહનું જે બળ હોય તે બળ આ મુંથાના ફળાદેશમાં ગ્રહણ કરવું.

વર્ષકુંડળીમાં ૪—૭-૧૨-૬—૮ મા ભાવમાં મુંથા હોય તો નેષ્ટ સમજવી, અને તે સિવાયના ભાવમાં હોય તો શ્રેષ્ટ જાણવી. તેમાં વળી ૯-૧૦-૧૧ મા ભાવમાં મુંથા ઉત્તમ ફળ દેનારી સમજવી.

સમરસિંહના ત્તાજકમાં લખ્યું છે કે વર્ષકુંડળીમાં ૯-૧૦-૧૧ ભાવમાં રહેલી મુંથા રાજ્ય સુખ આપશે, અને તે સિવાયના એટલે ૧-૨-૩-૫ માં બેઠી હશે તો ઉદ્યમ કરવાથી ધનની પ્રાપ્તિ થશે.

## દરેક ભાવમાં રહેલી મુંથાનું જૂદું જૂદું ફળ નિચે પ્રમાણે.

વર્ષકુંડળીમાં મુંથા પેહેલા ભાવમાં એટલે લગ્નમાં રહેલી હોય તો શત્રુનો નાશ કરે, મનને સંતોષ આપે, ધનનો લાભ આપે, પ્રાક્રમનો વધારો કરે, રાજાની મેહેરબાની થાય, શરીરે પુષ્ટી કરે, અને ઘણી જાતના ઉદ્યમથકી ધન પેદા કરે.

વર્ષકુંડળીમાં મુંથા બીજા ભાવે રહેલી હોય તો શરીરે આનંદ ઉપજે, અને તેની સાથે ધનનો લાભ થાય, કીર્તિ વધે, પોતાના કુટુંબથી માન મળે, રાજાનો આશ્રય થાય, સારા ભોજન જમાડે, અને શરીરે બળ વધારે છે.

ત્રીજા ભાવમાં મુંથા રહેલી હોય તો પ્રાક્રમથી ધન અને માન મેળવે, શરીરની આરોગ્યતા તથા રૂપ અને માનસિક તથા શરીરનું સુખ ઉપજાવે; ગુરૂ, બ્રાહ્મણ અને દેવ ઉપર શ્રદ્ધા ભક્તિ રહે, પરોપકાર બુદ્ધિ રખાવે, રાજાનો આશ્રય અને શરીરની કાંતિ તથા પુષ્ટી વધારે.

ચોથા ભાવમાં મુંથા રહેલી હોય તો શરીરે પીડા ઉપજાવે, શત્રુનો ભય થાય, પોતાના કુટુંબમાં કુસંપ ઉપજે અને માન્સિક ચિંતા કરે, ધંધારોજગારનો

નાશ કરે, લોકોપવાદથી ભય તથા દુઃખ ઉપજે.

પાંચમા ભાવમાં મુંથા રહેલી હોય તો સારી બુદ્ધિ, સંતાન સુખ અને ધનનો લાભ આપે, પ્રાક્રમનો વધારો અને અનેક જાતના વૈભવ અને સુખ મેળવે; ગુરૂ, દેવ, બ્રાહ્મણની ભક્તિ કરાવે, તથા રાજાની મેહેરબાની થાય.

છઠ્ઠા ભાવમાં મુંથા રહેલી હોય તો શરીરમાં દુર્બળપણું રાખે, શત્રુ પ્રગટ થાય ને તેથી ભય થાય; રોગ, ચોરી અને રાજાથકી ચિંતા ઉપજાવે, ધારેલા કામનો તથા ધનનો નાશ કરે, નઠારી બુદ્ધિ રખાવે અને પોતે કરેલાં કામથી દીલગીર થાય.

સાતમા ભાવમાં મુંથા રહેલી હોય તો સ્ત્રી, બાઇ, શત્રુ દુઃખથકી ભય કરે, મનનો હુલાસ નાશ પામે; વૈભવ, ધન અને ધર્મનો નાશ થાય, નઠારાં લક્ષણ અને અજ્ઞાન વધારે તથા શરીરમાં રોગ ઉપજાવે.

આઠમા ભાવમાં મુંથા રહેલી હોય તો શત્રુ અથવા ચોરથકી ભય થાય, ધન અને ધર્મનો નાશ થાય, નઠારી ટેવ અને રોગ પેદા થાય, શરીરના બળનો નાશ થાય, અને દુરની મુસાફરી કરાવે.

નવમા ભાવમાં મુંથા રહેલી હોય તો ધર્મ અને ધન લાભ આપે, પોતાના કુટુંબમાં સંપ રહે, રાજાની સાથે પ્રીતિ થાય, કીર્તિનો વધારો કરે, પોતાના ભાગ્યનો ઉદય થાય, અને કામકાજમાં સિદ્ધિ થાય, અને શરીરને સુખ તથા આનંદ આપે.

દશમા ભાવે મુંથા રહેલી હોય તો રાજાની મેહેરબાની થાય, પોતાના કુટુંબ ઉપર ઉપકાર કરે, સારૂં કામ કરે, ને તેથી સિધ્ધ થાય; ગુરૂ, બ્રાહ્મણ, અને દેવ ઉપર શ્રદ્ધા વધારે, જશ અને કીર્તિનો વધારો કરે, અને ઘણી રીતથી ધનનો વધારો થાય તથા પોતાના કુટુંબમાં ઘટારત અધિકાર મેળવે.

અગિયારમા ભાવે મુંથા રહેલી હોય તો હાસ્ય, વિલાસ અને સૌભાગ્ય સુખ આપે, શરીરે નિરોગી રહે, મનને આનંદ રાખે, રાજાના આશ્રય થકી ધનની પેદાશ થાય, સારા મિત્ર અને પૂત્ર થકી મનોરથની સિદ્ધિ થાય.

મુંથા બારમાં ભાવમાં રહેલી હોય તો ખર્ચમાં વધારો કરે, નઠારા માણસની સોબત રહે, શરીરમાં રોગ વધારે, ઉદ્યમને નિષ્ફળ કરે, ધર્મ અને ધનની હાની થાય અને સારા માણસની સાથે વૈર કરાવે.

શુભ ભાવમાં મુંથા બેઠેલી હોય ને તે ભાવમાં મુંથાનું ભાવ ફળ શ્રેષ્ટ હોય તથાપિ તે ઠેકાણે પાપ ગ્રહ રહેલો હોય અથવા પાપ ગ્રહની શત્રુ દ્રષ્ટિ હોય તો આ શુભ ભાવ ફળ ઉડાવી દઈ તેને બદલે અશુભ ફળ ઉપજાવે છે.

મુંથા જે ભાવમાં રહેલી હોય ત્યાં તેના સ્વામિનો અથવા શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો આ મુંથા બળવાન સમજવી અને તેનું ફળ ઉત્તમ સમજવું એટલે કદી તે ઠેકાણે મુંથાનું ભાવ ફળ નેષ્ટ હોય તોપણ તે રદ કરી તે બાબતનું ઉત્તમ ફળ આપશે.

મુંથાનો પોતાના સ્વામિ સાથે અથવા શુભ ગ્રહની સાથે ઈત્થશાળ યોગ ઉપજતો હોય તો જે ભાવે મુંથા બેઠી છે તે ભાવનું ઉત્તમ ફળ આપશે. કદી તે ભાવમાં મુંથાનું ભાવસ્થ ફળ નઠારૂં હોય તોપણ તે નઠારૂં ફળ રદ કરી સારૂં ફળ આપે છે.

ઉપર પ્રમાણે પોતાના સ્વામિના શત્રુ ગ્રહની સાથે અથવા પોતાના સ્વામિ સિવાયના પાપ ગ્રહની સાથે મુંથાનો ઇત્થશાળ યોગ ઉપજતો હોય તો તે ભાવનું નેષ્ટ ફળ આપશે. કદી ત્યાં મુંથાનું ભાવસ્થ ફળ સારૂં હોય તોપણ તે સારૂં ફળ રદ થઈ નઠારૂં ફળ આપશે.

વર્ષ કુંડળીમાં જન્મ કુંડળીના લગ્નની જ્યાં રાશિ હોય ત્યાંથી ગણતાં ૪—૬—૮—૭—૧૨ મા સ્થાનકે મુંથા રહેલી હોય અને આ મુંથાને પાપ ગ્રહનો સમાગમ કે શત્રુદૃષ્ટિ હોય તો આ મુંથાનું ભાવસ્થ ફળ કદી ઉત્તમ હોય તોપણ નાશ પામી જાયછે, પણ જો આ મુંથાને પોતાનો સ્વામિ અગર શુભ ગ્રહ દેખતા હોય તો ઉત્તમ ફળ રદ થતું નથી, પણ આપેલું ભાવસ્થ ફળ કાયમ રહે છે.

વર્ષ કુંડળીમાં જે ભાવે જે રાશિની મુંથા હોય ત્યાં પોતાના સ્વામિનો કે શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તેમજ તે ભાવને જન્મકુંડળીમાં પોતાના સ્વામિનો કે શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે ભાવનું ખરેખરૂં ઉત્તમ ફળ મળશે. આ પ્રસંગે વામન સ્વામિ કહે છે કે જન્મકુંડળીમાં મુંથા એટલે જન્મ લગ્ન બળવાન હશે એટલે જન્મ લગ્નને પોતાના સ્વામિનો કે શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હશે અને વર્ષમાં પણ ઉપર મુજબ મુંથાને પોતાના સ્વામિનો કે શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હશે તોજ મુંથા વર્ષનું ઉત્તમ ફળ આપશે. આ મત તેજસિંહ પોતાના વર્ષ તંત્રમાં કબુલ રાખે છે, પણ તાજકતિલકમાં કહેલું છે કે વર્ષ કુંડળીમાં જે રાશિની મુંથા હોય તે રાશિને પોતાના સ્વામિનો કે શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હશે તો તે રાશિવાળા વર્ષના ભાવનું ઉત્તમ ફળ મળશે. આ મત તાજકસારમાં પણ કબુલ રાખેલો છે, તેમજ આ પ્રકારની મુંથાને વર્ષમાં પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હશે અને જન્મ કુંડળીમાં પણ તે રાશિવાળા ભાવને પાપ

ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હશે તો વર્ષમાં તે રાશિવાળા ભાવનું મુંથા નેષ્ટ ફળ આપશે.

આ પ્રસંગે મુક્તાવળી ગ્રંથમાં લખ્યું છે કે શુભગ્રહ કદી નીચનો કે અસ્તનો અથવા નિર્બળ હશે અને આ શુભ ગ્રહનો કદી મુંથાને સમાગમ કે દ્રષ્ટિ હશે તો આ શુભ ગ્રહ મુંથાને સુધારી શકશે નહીં, માટે આવા નબળા શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે શુભ ગ્રહને પાપ ગ્રહ પ્રમાણે સમજવો.

તાજક સારમાં લખ્યું છે કે મુંથાનો સ્વામિ કદી પાપ ગ્રહ હશે તો પણ મુંથાને તેનો સમાગમ કે દ્રષ્ટિ હશે તો તે મુંથાને સુધારી શકશે. સ્વામિ સિવાયનો પાપ ગ્રહ ગમે તેવો બળવાન અગર ઉંચનો હશે તોપણ તેના સમાગમથી કે દ્રષ્ટિથી મુંથાને નેષ્ટ કરશે.

**ઉદાહરણ.** વર્ષકુંડળીમાં જન્મ લગ્નની જે રાશિ જે ભાવે હોય ત્યાંથી ચોથા સ્થાનમાં મુંથા રહેલી હશે અને ત્યાં બુધ, ગુરૂ અને શુક્ર એ ત્રણેનો અથવા તેમાંના કોઇનો સમાગમ કે દ્રષ્ટિ હશે તો પોતાએ મેળવેલા ધનનો લાભ મળશે, પણ કદી અહીંઆ પાપ ગ્રહનો સમાગમ હશે તો રાજ્ય થકી ભય ઉપજાવશે તથા ઘણા સંકટથી પોતાનું ગુજરાન ચલાવશે. આ પ્રમાણે વર્ષકુંડળીમાં જન્મકુંડળીના લગ્નની રાશિ જે ભાવે હોય ત્યાંથી ૭–૬–૮–૧૨ સ્થાનમાં મુંથા બેઠી હોય તેનું જો કે પૂર્વે નઠારૂં ફળ જણાવેલું છે તોપણ ઉપર જણાવ્યા મુજબ શુભ ગ્રહના સમાગમથી તે બાબતનું ઉત્તમ ફળ થાયછે; અને એ સિવાયના બાકીના સ્થાનમાં મુથા હોય અને તેનું જો કે પૂર્વે ઉત્તમ ફળ જણાવવામાં આવ્યું છે તોપણ ત્યાં પાપ ગ્રહના યોગથી તે બાબતનું નેષ્ટ ફળ પ્રાપ્ત થાય છે.

તાજક ભૂષણના ગ્રંથમાં કહ્યું છે કે વર્ષકુંડળીમાં જે ભાવે મુંથા બેઠી હોય ત્યાં પોતાના બળવાન સ્વામિ કે શુભ ગ્રહનો સમાગમ હશે તો તે ભાવમાં જે રાશિ છે તે રાશિવાળો જન્મકુંડળીમાં જે ભાવે હશે તે ભાવનું ઉત્તમ ફળ થશે. જેમકે વર્ષમાં દશમા ભાવે કન્યા રાશિની મુંથા છે અને ત્યાં ઉપર કહેવા પ્રમાણે મુંથાને પોતાના સ્વામિનો તથા શુભ ગ્રહનો સમાગમ છે અને જન્મકુંડળીમાં કન્યા રાશિવાળો પાંચમો ભાવ છે માટે આ વર્ષમાં સંતાનનો એટલે પૂત્રનો ઉદય કરશે અથવા પૂત્ર તરફથી ઉત્તમ ફળ મળશે, અને તેજ પ્રમાણે વર્ષમાં મુંથા જે ભાવે બેઠી હોય ત્યાં પોતાના સ્વામિ સિવાયના પાપ ગ્રહનો સમાગમ હશે તો તે ભાવમાં જે રાશિ છે તે રાશિવાળો જન્મ કુંડળી-

માં જે ભાવે હશે તે ભાવનો નાશ થશે. જેમકે ઉપરના ઉદાહરણમાં વર્ષ કુંડળીમાં દશમા ભાવમાં કન્યારાશિની મુંથા છે અને ત્યાં ઉપર જણાવ્યા મૂજબ પાપ ગ્રહનો યોગ છે અને જન્મકુંડળીમાં કન્યારાશિવાળો પાંચમો ભાવ છે માટે આ વર્ષમાં સંતાનનો નાશ થશે. આ પ્રમાણે તાજક સારમાં પણ કહેલું છે.

કોઇ આચાર્ય આ પ્રસંગે એમ કહેછે કે વર્ષનો રાજા સુધરેલો હોય તો તેનું ફળ ઉત્તમ છે તો પછી મુંથાનું નેષ્ટ ફળ મળશે નહીં, કેમકે લોકોમાં આ પ્રસિદ્ધ દાખલો જોવામાં આવેછે કે ખુદ રાજાની જે માણસ ઉપર મેહેરબાની હશે તો પછી રાજાના આશ્રીત તમામ માણસોની પણ તે માણસ ઉપર મેહેરબાની જોવામાં આવે છે માટે આ ઉદાહરણ મૂજબ વર્ષના રાજાનું ઉત્તમ ફળ હશે તો મુંથાનું ફળ કદી નેષ્ટ હશે તોપણ શુભ ફળ મળશે, પણ આ મત સમર તંત્રમાં કબુલ રાખેલો નથી અને તેમાં ખુલ્લી રીતે જણાવ્યું છે કે વર્ષના ફળનો અર્ધો હિસ્સો મુંથાના ફળઉપર આધાર રાખેછે.

તાજકાલંકાર નામના ગ્રંથમાં કહેલું છે કે મુંથાનું ફળ મુંથાના સ્વામિની દશામાં સમજવું, કારણ કે મુંથાની દશા વર્ષમાં કાઢવામાં આવતી નથી. કેશ્વાચાર્ય પણ એજ પ્રમાણે કહેછે કે મુંથાનું ફળ તેના સ્વામિની દશામાં મળશે પણ તેમાં આટલું ધ્યાનમાં રાખવું કે મુંથાના સ્વામિનું તથા મુંથાનું ઉત્તમ ફળ હશે તો અતિ ઉત્તમ ફળ મળશે, અને એ બંનેનું નેષ્ટ ફળ હશે તો અતિ નેષ્ટ ફળ મળશે, અને એકનું શ્રેષ્ટ અને એકનું નેષ્ટ હશે તો સાધારણ ફળ મળશે.

વર્ષકુંડળીમાં મુંથા સૂર્યની રાશિમાં એટલે સિંહ રાશિમાં બેઠી હોય અથવા મુંથાને સૂર્યનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો રાજ્ય સુખ મળે, અથવા રાજ્યનો સમાગમ થાય, સારાં લક્ષણ આવે, અને સ્થાન અથવા અધિકારનું સુખ મળે.

વર્ષકુંડળીમાં મુંથા ચંદ્રની રાશિમાં એટલે કર્ક રાશિમાં બેઠી હોય અથવા એ મુંથાને ચંદ્રનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ધર્મ અને જશનો વધારો થાય, શરીરે નિરોગીપણું રાખે, સંતોષ મળે તથા બુદ્ધિનો વધારો થાય, પણ આ પ્રકારની મુંથાને પાપ ગ્રહ દેખતા હોય તો ઊપર લખેલું ફળ રદ કરી દુઃખ ઉપજાવે.

વર્ષકુંડળીમાં મુંથા મંગળની રાશિમાં હોય અથવા મંગળનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો શરીરે પીત્ત તથા ગરમીની પીડા કરે અથવા શસ્ત્ર કે રૂધિર વિકારની શરીરે પીડા કરે; તેમજ મંગળની રાશિમાં મુંથા હોય અને તેને શા-

નિનો સમાગમ કે દ્રષ્ટિ હોય અથવા શનિની રાશિમાં મુંથા હોય અને તેને મંગળનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ઉપર લખેલું ફળ જરૂર મળે એમ સમજવું.

વર્ષકુંડળીમાં બુધની રાશિમાં મુંથા બેઠી હોય અથવા મુંથાને બુધનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો સ્ત્રીનું સુખ મળે, બુદ્ધિ વધે અને ધનનો લાભ થાય, ધર્મ અને જશ ઘણો વધે, અને અનેક પ્રકારથી સુખનો અને સંતોષનો વધારો કરે, તેમ શુક્રની રાશિની મુંથા હોય અથવા મુંથાને શુક્રનો સમાગમ કે દ્રષ્ટિ હોય તોપણ ઉપર પ્રમાણે ફળ સમજવું. વળી બુધની રાશિની મુંથા હોય અને તેને શુક્રનો સમાગમ કે દ્રષ્ટિ હોય અથવા શુક્રની રાશિની મુંથા હોય તેને બુધનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ઉપર પ્રમાણે સમજવું.

પણ ઉપરની મુંથાને કદી પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ઉપરનું ફળ તમામ રદ કરી અનેક પ્રકારથી દુઃખ ઉપજાવે છે.

વર્ષકુંડળીમાં ગુરૂની રાશિની મુંથા હોય અથવા મુંથાને ગુરૂનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો પુત્ર અને સ્ત્રીનું સુખ વધારે, રત્ન, ઘરેણાં અને વસ્ત્રનું સુખ આપે, પણ જો આ પ્રકારની મુંથાને કોઇ બળવાન શુભ ગ્રહનો ઇત્થશાળ યોગ થાય તો રાજ્યનો લાભ થાય.

વર્ષ કુંડળીમાં શનિની રાશિમાં મુંથા બેઠી હોય અથવા શનિના સમાગમ કે દ્રષ્ટિવાળી મુંથા હોય તો વાયુની પીડા ઉપજાવે, માનનો નાશ કરે, અગ્નિનો ભય ઉપજાવે, ધનની હાનિ કરે; પણ જો આ પ્રકારની મુંથાને ગુરૂની દ્રષ્ટિ કે સમાગમ હોય તો આ નઠારૂં ફળ કમી કરી કાંઈક સુખ ઉપજાવશે.

રાહુ હમેશાં વક્ર ગતિ છે માટે તે રાશિમાં અવળી રીતે પ્રવેશ કરે છે.

રાશિના જે અંશો રાહુએ ભોગવેલા છે તેને રાહુનું પુષ્ટ કહે છે અને રાશિના જે અંશો હવે પછી ભોગવવાના છે તેને રાહુનું મૂખ કહે છે અને કેતુ તે રાહુનું પુંછ ગણાય છે. તાજકસારમાં અને સગરતંત્રમાં પણ એમજ કહેલું છે, પણ વામન પંડીત કહે છે કે રાહુ જે રાશિ, અંશ, કળામાં હોય તેથી સાતમી રાશિ તે રાહુનું પુંછ ગણાય છે તોપણ એ સર્વેનો આ બાબતમાં એક મત છે, કારણ કે કેતુ અને રાહુની સાતમી રાશિ એ બંને સરખાજ હોય છે.

રાહુના મૂખમાં મુંથા હોય તો ધનનો લાભ આપે, જશ અને સુખ

તેમજ ધર્મનો વધારો કરે છે, પણ આ પ્રકારની મુંથાને શુક્ર તથા ગુરૂનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો અધિકારનો લાભ થાય અથવા સુવર્ણ, રત્ન અને વસ્ત્રનો લાભ થાય છે એવું સમરતંત્ર તથા તાજકસારમાં કહેલું છે.

વર્ષમાં રાહૂ વરખ રાશિનો ૨૩ અંશ ૧૮ કળા અને ૧૩ વિકળા છે માટે વરખ રાશિના અંશ ૨૯—૨૮—૨૭ માં એમ ૨૩ સુધી ભોગવાઈ ગયા છે માટે ૨૯ થી ૨૩ અંશ સુધી રાહૂનું પુષ્ટ ગણાય છે, કારણ કે રાહૂની વક્રગતિ છે એટલે રાહૂ રાશિના છેવટ ભાગથી પ્રવેશ કરે છે, અને રાશિના શરૂઆત ભાગમાં રાહૂ રાશિને પૂરી કરી છોડી દે છે, તે વરખ રાશિના શરૂઆતથી ૨૩ અંશ સુધીના અંશો હજી રાહૂને ભોગવવાના છે માટે તેને રાહૂ ૧--૨૩-૧૮-૧૩ માં ૭ રાશિ ઉમેરીએ એટલે કેતુ ૭-૨૩-૧૮-૧૩ એટલે રાહૂથી સાતમી રાશિ વૃશ્ચિકના ૨૩-૧૮-૧૩ અંશાદિકમાં રાહૂનું પુંછ ગણાય છે.

તાજક સાર નામના ગ્રંથમાં કહેલું છે કે જે જે ગ્રહો જન્મકાળમાં બળવાન હોય અને તેઓ વર્ષકાળમાં નિર્બળ હશે તો વર્ષના પ્રથમના ૬ માસમાં ઉત્તમ ફળ આપશે અને પાછળના ૬ માસમાં અશુભ ફળ આપશે, કારણ કે જન્મનું ફળ છે તે મૂખ છે અને વર્ષનું ફળ છે તે જન્મના ફળને ટેકો આપનારૂં છે, માટે વર્ષના પૂર્વાર્ધ ઉપર જન્મના ફળની સત્તા છે અને વર્ષના ઉત્તરાર્ધ ઉપર વર્ષના ફળની સત્તા છે.

જન્મકુંડળીમાં જે ગ્રહો નિર્બળ હશે અને તેઓ વર્ષકુંડળીમાં સબળ હશે તો વર્ષના પૂર્વાર્ધમાં નેષ્ટ ફળ મળશે અને વર્ષના ઉત્તરાર્ધમાં શ્રેષ્ટ ફળ મળશે. પણ કદી જન્મમાં અને વર્ષમાં સબળ હશે તો આખું વર્ષ ઉત્તમ ફળ આપશે, તેમજ જન્મમાં તથા વર્ષમાં બંને ઠેકાણે નિર્બળ હશે તો આખું વર્ષ નેષ્ટ ફળ આપશે.

ઉપર જણાવ્યું છે કે આખું વર્ષ અથવા તેના પૂર્વાર્ધ કે ઉત્તરાર્ધમાં સારૂં અથવા નેષ્ટ ફળ મળશે પણ તે ગ્રહ જે બાબતનું ફળ આપવાને સમર્થ હશે તે ફળ તે તે ભાગમાં શ્રેષ્ટ અગર નેષ્ટ મળશે એમ તાજક મુક્તાવળી ગ્રંથમાં કહેલું છે. વળી સમર તંત્રમાં પણ તેવોજ મત છે.

વર્ષકુંડળીમાં ૪-૬-૮-૧૨ મા ભાવમાં મુંથાનો સ્વામિ રહેલો હશે, વળી તે અસ્તનો કે વક્રનો હોય અને ત્યાં પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિવાળો હોય અથવા પાપ ગ્રહ થકી ૪-૭ મા સ્થાનમાં બેઠો હોય તો આ મુંથાનો

સ્વામિ નેષ્ટ ફળ આપનારો સમજવો માટે તે શરીરમાં રોગ ઉપજાવશે અને ધનનો નાશ કરશે.

વર્ષકુંડળીમાં આઠમા ભાવના સ્વામિનો મુંથાના સ્વામિ સાથે સમાગમ કે શત્રુ દ્રષ્ટિ હોય અથવા એબંનેને શત્રુ દ્રષ્ટિથી ઇત્થશાળ યોગ થતો હોય તો આ મુંથાનો સ્વામિ નેષ્ટ ફળ આપશે.

આ પ્રસંગે સમર તંત્રમાં લખ્યું છે કે વર્ષકુંડળીમાં આઠમા ભાવનો સ્વામિ ગમે તો શુભ ગ્રહ હોય કે પાપ ગ્રહ હોય પણ તેના યોગથી કે શત્રુ દ્રષ્ટિથી મુંથાના સ્વામિને નેષ્ટ કરેછે, તેમજ તે બંનોને શત્રુ દ્રષ્ટિથી ઇત્થશાળ યોગ અથવા ઈસરાફ યોગ પણ મુંથાના સ્વામિને નિર્બળ કરી નાંખેછે.

ઉપર પ્રમાણે મુંથાના સ્વામિના બંને નેષ્ટ યોગો જેવા કે પ્રથમ સ્થાન વશ, તે પછી યોગ વશ એ બંને ઉપજેલા હશે તો વર્ષમાં રીષ્ટ યોગ સમજવો, પણ તે એમાંથી એક યોગ ઉપજેલો હશે તો મરણ તુલ્ય પીડા ઉપજાવશે પણ મૃત્યુ થશે નહીં.

જન્મકુંડળીમાં મુંથા અને તેનો સ્વામિ શુભ ગ્રહના સમાગમ કે મિત્ર દ્રષ્ટિવાળો હશે તો વર્ષના પૂર્વાર્ધમાં ઉત્તમ ફળ આપશે. આ બંને વર્ષમાં શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હશે તો વર્ષના ઉત્તરાર્ધમાં ઉત્તમ ફળ આપશે પણ તેથી અવળી રીતે એટલે નિર્બળ હશે તો તે તે વર્ષના ભાગમાં નેષ્ટ ફળ આપશે. જેમકે એ બંને જન્મકુંડળીમાં પાપ ગ્રહના સમાગમ કે શત્રુ દ્રષ્ટિવાળા હશે તો વર્ષના પૂર્વાર્ધમાં નેષ્ટ ફળ આપશે, અને એ બંને વર્ષકુંડળીમાં પાપ ગ્રહના સમાગમ કે પાપ દ્રષ્ટિવાળા હશે તો વર્ષના ઉત્તરાર્ધમાં નેષ્ટ ફળ આપશે; પણ એ બંને જન્મમાં તથા વર્ષમાં એ પ્રમાણે હશે તો ઉત્તમ અગર નેષ્ટ ફળ આખા વર્ષમાં આપશે. આ પ્રસંગે તાજકસારમાં લખ્યું છે કે વર્ષના અમૂક ભાવમાં એટલે પૂર્વાર્ધમાં કે ઉત્તરાર્ધમાં જે ફળ મળવાનું હશે તે તે ભાગમાં મળશે, બાકીના ભાગમાં તે ફળનો સંબંધ નથી. જેમકે પૂર્વાર્ધમાં ઉત્તમ ફળ મળવાનો સંબંધ છે તો તે ફળ પૂર્વાર્ધમાંજ મળશે અને બાકી રહેલા ઉત્તરાર્ધમાં તે ફળ વિશે કાંઇ સંબંધ નથી એટલે તે ફળ ઉત્તરાર્ધમાં મળશે નહીં.

સમર તંત્રમાં કહેલું છે કે ઉપરના પ્રસંગમાં મુંથાના સ્વામિને શુભ ગ્રહ કે પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તેટલાજ ઉપરથી ફકત મુંથાના સ્વામિના ફળનો આધાર રાખવો નહીં પણ મુંથાના સ્વામિનું બીજું બળ પણ તે મુંથાના સ્વામિના ફળને વધઘટ કરનારૂં તપાસવું. જેમકે મુંથાનો સ્વામિ

શુભ સ્થાનમાં હોય, પોતાની રાશિ કે ઉંચ રાશિનો હોય તેમજ પોતાના મિત્ર ગ્રહની રાશિનો હોય તો આ મુંથાનો સ્વામિ સુધરે છે અને ઉપર જણાવેલા નેષ્ટ ફળને કાંઇ સુધારે છે. આ પ્રમાણે કદી મુંથાનો સ્વામિ વર્ષનો રાજા થયો હશે તો તે વિશે ઉપર જણાવેલો સઘળો વિચાર કરી તે ઉપર ફળાદેશનો આધાર રાખવો એમ તાજકતિલકમાં કહેલું છે.

વર્ષનો રાજા મુંથાનો સ્વામિ હોય અને તે અસ્તનો હોય તો નેષ્ટ ફળ આપે છે એમ તાજકસારમાં જણાવેલું છે.

આ પ્રસંગને લગતું સમરતંત્રમાં વર્ષના રાજા મુંથેશ બાબત ફળ લખેલું છે તેનું ઉદાહરણ કે વર્ષકુંડળીમાં નવમા ભાવમાં વરખ રાશિની મુંથા છે, મુંથાનો સ્વામિ શુક્ર જન્મકુંડળીમાં કન્યા રાશિનો છે અને હવે આ કન્યારાશિ વર્ષ કુંડળીમાં લગ્નમાં આવી છે માટે કન્યા રાશિ બળવાન થઇ અને શુક્ર પણ જન્મ કુંડળીમાં તથા વર્ષકુંડળીમાં કેંદ્રમાં છે માટે શુક્ર પણ બળવાન છે તેથી મુંથાનો સ્વામિ શુક્ર વર્ષનો રાજા થયો તેથી તેનું ફળ ઉત્તમ સમજવું, માટે મુંથાનું અને મુંથેશનું સઘળું ઉત્તમ ફળ શુક્રની દશામાં મળશે. એથી અવળી રીતે હોય તો નેષ્ટ ફળ સમજવું.

ઉપર પ્રમાણે મુંથાનું બારીક ફળ તપાસી વર્ષનું ફળ કહેવું.

---

# प्रकरण त्रीजुं.

## રીષ્ટ બાબત.

### તાજક નિલકંઠી ગ્રંથમાંથી.

રીષ્ટાધ્યાય વિશે મણીત્થાચાર્ય નામના આચાર્ય કહે છે કે વર્ષમાં ઘણી જાતનું ઉત્તમ ફળ કદી જોવામાં આવે, પણ જો તે વર્ષમાં રીષ્ટયોગ ઉપજેલો હોય તો એ તમામ વર્ષનું ફળ રદ સમજવું, કારણ કે શરીર વગર સારૂં ફળ કોણ ભોગવે, એટલા માટે પૂર્વાચાર્યએ કહેલું છે કે રીષ્ટ યોગ પ્રથમ તપાસીને બીજું ફળ આગળ તપાસવું. વર્ષમાં રીષ્ટ યોગ ઉપજેલો ન હોય તો વર્ષમાં જે ફળ ભોગવવાનું છે તે તમામ વિગતવાર જણાવવું.

ઘણા પંડીતોના મત તપાસીને એક મતે રીષ્ટ યોગ હું નિચે પ્રમાણે દાખલ કરૂં છું.

પૂર્વના પંડીતોએ જે જે રીષ્ટ યોગો પોતાના ગ્રંથમાં જણાવેલા છે તે-

ના તેજ આ મારા તાજકના ગ્રંથમાં દાખલ કરૂં છું

તાજકસારગાં લખ્યું છે કે વર્ષકુંડળીમાં લગ્નનો સ્વામિ આઠમા ભાવે બેઠો હોય અને તેને મંગળની દ્રષ્ટિ હોય તો અથવા વર્ષ કુંડળીમાં આઠમા ભાવનો સ્વામિ લગ્નમાં બેઠો હોય અને તેને મંગળની દ્રષ્ટિ હોય તો શસ્ત્ર એટલે હથિઆરની ઘાત, વિપત્ત, અને દુઃખ ઉપજશે.

વર્ષ કુંડળીમાં લગ્નનો સ્વામિ અને આઠમા ભાવનો સ્વામિ એ બે ગ્રહો ૪—૮—૧૨ એ ત્રણમાંના કોઈપણ ભાવે સાથે બેઠા હોય અને તેમની સાથે મુંથાનો સ્વામિ પણ બેઠો હોય તો એ ગ્રહોની વાત, પીત્ત વિગરે જે ધાતુ પ્રથમ કેહેવામાં આવેલી છે તે ધાતુના વિકારથી મૃત્યુ થાય.

૬ તાજકાલંકારગાં લખ્યું છે કે વર્ષ કુંડળીમાં લગ્નનો સ્વામિ આઠમાં ભાવે અને આઠમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય અને એ બંનેને મંગળ દેખતો હોય તો મૃત્યુ થાય. આ યોગમાં બુધ અને શુક્ર અસ્તના હોય તો જરૂર મૃત્યુ થાય.

૭ જન્મ લગ્નનો સ્વામિ તે વર્ષ કુંડળીમાં આઠમા ભાવનો સ્વામિ થાય અને તે વૃહત્‌પંચવર્ગીમાં હીનબળી હોય, વળી તે વર્ષ કુંડળીમાં સાતગા* ભાવે બેઠો હોય અને તેને સૂર્ય દેખતો હોય તો શરીરની તથા મનની પીડા તથા ભય ઉપજાવી કષ્ટની સાથે મૃત્યુ ઉપજાવશે. આ યોગમાં મણીત્થાચાર્ય એવું કહે છે કે ઉપર કેહેલો આઠમા ભાવનો સ્વામિ નિર્બળ થઇને હરકોઇ ભાવે બેઠેલો હોય પણ તેને લગ્નમાં રેહેલો સૂર્ય દેખતો હોય અથવા આઠમાનો સ્વામિ લગ્ને બેઠો હોય અને તેને હરકોઇ ભાવમાં બેઠેલો સૂર્ય દેખતો હોય તો મૃત્યુ થાય. વામન પંડીત પણ આ મત પ્રમાણ કરેછે.

૮ સમરતાજકમાં કેહેલું છે કે વર્ષ લગ્નનો સ્વામિ તથા મુંથાનો સ્વામિ એ બે ગ્રહો અસ્તના હોય અને એ બંનેને શનિ દેખતો હોય તો, અથવા એ બે ગ્રહોની સાથે શનિ બેઠો હોય તો સ્ત્રી પૂત્ર વિગેરેને આધિ વ્યાધિ ને કષ્ટ આપે અને પોતાને મરણ તૂલ્ય પીડા અથવા મૃત્યુ થાય.

૯ વર્ષ કુંડળીમાં લગ્નનો અને આઠમાનો સ્વામિ એ બે ગ્રહો બારમા ભાવે બેઠા હોય તો પીડા ઉપજાવશે.

૧૦ વર્ષ કુંડળીમાં લગ્ન અને આઠમાનો સ્વામિ જો એકજ ગ્રહ હોય તો તેને ચૈકપતિ કહે છે. જેમકે વર્ષકુંડળીમાં મેષ રાશિનું લગ્ન હોય તો આઠમા ભાવે વૃશ્ચિક રાશિ આવે ને એ બંને રાશિનો સ્વામિ મંગળ છે તો

---

* રોમક આચાર્ય સાતમા ભાવને બદલે અસ્તનો કહેછે.

મંગળ ચૈકપતિ કહેવાય.

૧૧ ચૈકપતિ વર્ષ કુંડળીમાં બારમા ભાવે હોય તો પીડા કરે, પણ જો તેની સાથે મુંથા હોય તો મૃત્યુ કરશે.

૧૨ તાજકસારમાં લખ્યું છે કે વર્ષના રાજાનો પાપ ગ્રહ સાથે ઇસરાફ યોગ થયો હોય અને જન્મ લગ્નનો સ્વામિ અસ્ત, નીચ, પાપ ગ્રહની કર્તરી કે પાપગ્રહ સાથે હોય તો પીડા અને વિપત્ત થાય અને છેવટે મૃત્યુ થાય. પછી આ વર્ષમાં શુભ ગ્રહનો કંબુલ યોગ થયો હોય તોપણ ઉપર પ્રમાણે જાણવું.

૧૩ ઉપર કલમ ૧૨ માં કહેલા વર્ષના રાજાને બદલે લઘુપંચવર્ગીના મુંથા પતિ વિગેરે બીજા અધિકારીનો પાપગ્રહ સાથે ઈસરાફ યોગ થયો હોય અને જન્મ લગ્નનો સ્વામિ નીચ, અસ્ત, વિગેરે ઉપર લખેલી કલમ ૧૨ માં લખેલા દોષવાળો હોય તોપણ આ વર્ષમાં વિપત્ત અને દુઃખ થાય એ પ્રમાણે તેજસિંહ કહે છે.

૧૪ વર્ષમાં વૃહતૂપંચવર્ગીના બળના કોઠામાં સર્વ પાપ ગ્રહો ઘણા બળવાન હોય અને સર્વ શુભ ગ્રહો હીનબળવાળા હોય અને છઠ્ઠા અને આઠમા ભાવમાં તે શુભગ્રહો રહેલા હોય તો. આધિ, વ્યાધિ, ભય, કલેશ, હાની અને છેવટ વિપત્ત થશે એમ જાણવું.

૧૫ વર્ષકુંડળીમાં હરકોઈ ભાવે શુક્ર નીચ રાશિનો હોય તથા હરકોઈ ભાવે ગુરૂ શત્રુ ગ્રહના નવમાંશનો હોય એટલે નવમાંશ કુંડળીમાં શત્રુ ગ્રહની રાશિનો હોય તો આ વર્ષમાં સુખનો થોડો પણ ભાગ મળશે નહીં.

૧૬ હાયન તિલકમાં કહ્યુંછે કે વર્ષ કુંડળીમાં વર્ષ લગ્નનો સ્વામિ આઠમા ભાવે બેઠો હોય અને આઠમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય તો અથવા એ બેમાંથી એક યોગ થયો હોય તોપણ મરણ કે મરણ તૂલ્ય પીડા થાય.

૧૭ તાજકસારમાં લખ્યું છે કે વર્ષ કુંડળીમાં બીજા અને નવમા ભાવના સ્વામિઓ વૃહતૂપંચવર્ગી બળમાં નિર્બળ હોય અને પાપ ગ્રહો લગ્નમાં બેઠા હોય તો ઘણા દિવસ એકઠું કરેલું ધન નાશ પામે, પછી તે ધનનું કદી ઇંદ્ર મહારાજ રક્ષણ કરે તો પણ ઘરમાં રહે નહીં.

૧૮ વર્ષ કુંડળીમાં ચંદ્ર હરકોઇ ભાવે નીચ રાશિનો હોય અને સર્વ શુભ ગ્રહો અસ્તના હોય તો પોતાના કુટુંબી માણસો સાથે વિયોગ થાય, શરીરને પીડા થાય, આધિ વ્યાધિ અને મોટો ભય થાય અને છેવટે મૃત્યુ થાય.

૧૯ જન્મ કુંડળીમાં આઠમા ભાવે રહેલી રાશિ વર્ષ કુંડળીમાં લગ્ને

આવે અથવા જન્મ કુંડળીમાં ચંદ્ર થકી આઠમી રાશિ વર્ષ કુંડળીમાં લગ્ને આવે તો કષ્ટ અને મહાવ્યાધિ તેમજ ભય ઉપજાવે, પણ કદી ઉપર કહેલા લગ્નને પાપ ગ્રહો શત્રુ દ્રષ્ટિથી દેખતા હોય તો મૃત્યુ થાય.

૨૦ જન્મ કુંડળીનું લગ્ન અથવા ચંદ્રની રાશિનું લગ્ન વર્ષ કુંડળીમાં લગ્ને આવે તો શરીરે પીડા કરે.

૨૧ સમરતંત્રમાં લખ્યું છે કે જન્મ કુંડળીમાં ૬—૮—૧૨ મા ભાવે રહેલી રાશિઓ અથવા ચંદ્ર થકી ૬—૮—૧૨ મા ભાવે રહેલી રાશિઓ વર્ષ કુંડળીમાં લગ્ને આવે તો શરીરે પીડા થાય, પણ જો કદી તે લગ્નને પાપ ગ્રહો શત્રુ દ્રષ્ટિથી દેખતા હોય તો મૃત્યુ ઉપજે.

૨૨ વર્ષ કુંડળીમાં લગ્ન અને ચંદ્રની રાશિના સ્વામિઓ વૃહત્ પંચવર્ગી બળમાં હીનબળના હોય તો મૃત્યુ થાય.

૨૩ તાજક ભૂષણના ગ્રંથમાં લખ્યું છે કે જન્મકુંડળીમાં લગ્ન થકી અથવા ચંદ્ર થકી આઠમા ભાવે કોઇ પણ પાપ ગ્રહો રહેલા હોય તે પાપ ગ્રહ વર્ષ કુંડળીમાં લગ્ને આવે તો ઘણી પીડા ઉપજે.

૨૪ જન્મ લગ્ન અને વર્ષ લગ્નના સ્વામિઓ પાપ ગ્રહની સાથે ૪—૬—૮—૧૨ મા ભાવમાં બેઠા હોય તો ઘણી પીડા થાય, પણ કદી તે બંને ગ્રહો અસ્તના હોય અને તેઓને શુભ ગ્રહો દેખતા ન હોય તો મૃત્યુ થાય.

૨૫ તાજક મુક્તાવળીમાં કહેલું છે કે જન્મ લગ્નનો સ્વામિ, અને વર્ષ લગ્નનો સ્વામિ તથા વર્ષની મુંથાનો સ્વામિ એ ત્રણે ગ્રહો ૪—૬—૮—૧૨ માંના કોઇ પણ ભાવમાં બેઠા હોય તો ગાઢ પીડા કરશે, પણ કદી તે સર્વ ગ્રહ ઉપર કહેલા સ્થાનમાંથી કોઇ પણ સ્થાને બેઠા હોય અને તેઓને શત્રુ દ્રષ્ટિથી પાપ ગ્રહ દેખતા હોય તો મૃત્યુ થાય.

૨૬ વર્ષ કુંડળીમાં બારમા ભાવે ચંદ્રની સાથે શનિ રહેલો હોય અને છઠ્ઠા ભાવે શુક્ર રહેલો હોય તો ધનનો નાશ થાય, પણ કદી એ ચંદ્ર અને શુક્રની સાથે પાપ ગ્રહનો ઇસરાફ યોગ થતો હોય અને તેને શુભ ગ્રહની દ્રષ્ટિ ન હોય તો આ માણસ ગાંડો થઇ જશે એટલે ચિત્તનું વિકળપણું થશે.

૨૭ તાજકસારમાં કહેલું છે કે વર્ષ કુંડળીમાં ક્ષીણ ચંદ્ર ૪—૬—૮—૧૨ માંથી કોઇ પણ ભાવમાં રહેલો હોય તો ત્રિદોષની પીડા થશે. આ યોગમાં મણીત્થાચાર્ય ૪ થું સ્થાન ગણાવતા નથી, પણ ૬—૮—૧૨ એ ત્રણ ભાવમાંથી કોઈ પણ ભાવમાં ક્ષીણ ચંદ્રમા રહેલો હોય તો ત્રિદોષથી મૃત્યુ થાય. એ રીતે કહે છે.

૨૮ વર્ષ કુંડળીના લગ્નના હદ્દાનો સ્વામિ અને વર્ષ લગ્નનોસ્વામિ એ બે ગ્રહો ૭—૮—૧૨ માં ભાવમા પાપ ગ્રહની સાથે બેઠા હોય તો મૃત્યુ થાય.

૨૯ વર્ષ કુંડળીમાં માર્ગ ગતિનો પાપ ગ્રહ બારમા ભાવે હોય અને વક્ર ગતિનો પાપ ગ્રહ બીજા એટલે ધન ભાવગાં બેઠો હોય તો મહા પીડા ઉપજાવે.

૩૦ તાજકતિલકમાં કહ્યું છે કે જન્મ લગ્નનો સ્વામિ, અને વર્ષ લગ્નનો સ્વામિ એ બંને પાપ ગ્રહ હોય અને એ બેમાંથી એક માર્ગ ગતિનો થઈને વર્ષ કુંડળીમાં બારમા ભાવે બેઠો હોય અને બીજો વક્ર ગતિનો થઇને ધન ભાવગાં બેઠો હોય તો આ માણસને બેડીનું બંધન થશે એટલે તે કેદખાનામાં પડશે.

૩૧ વર્ષની લઘુ પંચવર્ગીમાંનો ત્રૈરાશિકપતિ વર્ષ કુંડળીમાં નીચ રાશિનો હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય તો ધારેલા કામની સિદ્ધિ થશે નહિ.

૩૨ જાદવ પંડીત કહે છે કે વર્ષની મુંથાનો સ્વામિ અથવા વર્ષનો રાજા વર્ષ કુંડળીમાં શત્રુ ગ્રહની રાશિમાં હોય અને વળી તે અસ્તનો હોય તો મહા રોગ અને મોટી આફત આ વર્ષમાં ઉપજાવશે.

૩૩ વર્ષ કુંડળીમાં ચંદ્ર ૧—૬—૭—૮—૧૨ માંના કોઇ પણ ભાવે બેઠો હોય અને તેને પાપ ગ્રહો દેખતા હોય અને શુભ ગ્રહો દેખતા ન હોય તો મૃત્યુ થાય એવી રીતે મણીત્થાચાર્ય તથા ગણેશ દૈવજ્ઞનો મત છે; પણ બીજા કેટલાએક પંડીત કહે છે કે ઉપર કહેલા ચંદ્રને સર્વ પાપ ગ્રહો શત્રુ દૃષ્ટિથી દેખતા હશે તો મૃત્યુ થાય, પણ તેમાં એકાદ પાપગ્રહની શત્ર દૃષ્ટિ અથવા સર્વની મિત્ર દ્રષ્ટિ હશે તો રીષ્ટ થશે નહીં, પણ મહા વ્યાધિ થશે.

૩૪ વામન પંડીત કહેછે કે વર્ષ કુંડળીમાં ઉપર કહેલા ૧-૬-૭-૮-૧૨ મા ભાવમાં રહેલા ચંદ્રને મંગળ દેખતો હોય તો અગ્નિ કે હથિયારનો ભય થાય; પણ તે ચંદ્રને શનિ, રાહૂ અથવા કેતુ દેખતા હોય તો શત્રુ દ્રષ્ટિથી ભય થાય, અને તે ચંદ્રને સૂર્ય દેખતો હોય તો વાયુ વિકારની પીડા અને નિર્ધનપણું કરશે, પણ આ ચંદ્રને કદી તમામ શુભ ગ્રહો અથવા ફક્ત એક ગુરૂ દેખતો હશે તો શુભ ફળ થાય અને અશુભ ફળ નાશ પામશે.

૩૫ વર્ષ કુંડળીમાં પાપ ગ્રહની સાથે મુંથા રહેલી હોય અને વળી તેને શનિનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો શરીરે આધિ વ્યાધિ એ બંને વાનાં થાય.

૩૬ જન્મ કુંડળીમાં ૧-૪-૬-૭-૮-૧૨ ભાવે મુંથા રહેલી હોય અને તે મુંથા વર્ષ કુંડળીમાં લગ્ન અથવા આઠમા ભાવે બેઠી હોય અને વળી તે મુંથાને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો આ મુંથા મૃત્યુ ઉપજાવશે એવું જોશી લોકોએ જાણવું.

૩૭ વર્ષકુંડળીમાં સાતમા ભાવે ચંદ્ર રહેલો હોય અને લગ્નનો સ્વામિ તથા આઠમા ભાવનો સ્વામિ ૬-૮-૧૨ મે ભાવે રહેલો હોય તો મૃત્યુ થાય.

૩૮ વર્ષ લગ્નનો સ્વામિ તથા વર્ષની મુંથાનો સ્વામિ આઠમા ભાવમાં રહેલા હોય તો મૃત્યુ થાય.

૩૯ વર્ષ કુંડળીમાં લગ્નનો સ્વામિ, મુંથાનો સ્વામિ અને આઠમા ભાવનો સ્વામિ વર્ષ કુંડળીમાં લગ્ન થકી અથવા ચંદ્ર થકી ૬—૮—૧૨ મા ભાવમાં રહેલા હોય તો મૃત્યુ થશે એમ પંડીત પુરૂષોએ કહેલું.

૪૦ વર્ષ કુંડળીમાં પાપ ગ્રહો ૪—૭—૮—૧૨ મા ભાવમાં રહેલા હોય તો રીષ્ટ તૂલ્ય પીડા કરશે.

૪૧ ઉપરની કલમ ૨૯ માં કહેલી માર્ગે અને વક્ર ગતિના પાપ ગ્રહની કર્તરી લગ્નને થાય તો પોતાને રીષ્ટ થાય, અને એ પ્રમાણે સાતમા ભાવને કર્તરી થાય એટલે છઠ્ઠા ભાવે માર્ગ ગતિનો પાપ ગ્રહ અને આઠમા ભાવે વક્ર ગતિનો હશે તો સ્રીને રીષ્ટ થશે; અને એ પ્રમાણે પાંચમા ભાવને કર્તરી થશે તો પૂત્રને રીષ્ટ થાય, અને જો દશમા ભાવને કર્તરી થશે તો પિતાને રીષ્ટ થાય, ચોથા ભાવને કર્તરી થાય તો માતાને, અને ત્રીજા ભાવને કર્તરી થશે તો ભાઇને રીષ્ટ થાય, એ પ્રમાણે વિચાર કરીને જોશી લોકોએ ફલાદેશ કહેવો.

૪૨ ઉપર પ્રમાણે ઘણા પ્રાચિન પંડીતોનો મત જોઈને ચંદ્રકૃત એટલે ચંદ્ર ઉપરથી થયલા રીષ્ટ યોગ તથા મુંથાકૃત એટલે મુંથા ઉપરથી થયલા રીષ્ટ યોગ અને ગ્રહકૃત એટલે ગ્રહો ઉપરથી થયલા રીષ્ટ યોગ એમ ત્રણ પ્રકારના રીષ્ટ યોગ કહ્યા છે.

૪૩ રીષ્ટ યોગ કરનારા ગ્રહો પોતાની દશામાં મૃત્યુ કરશે એટલે જે ગ્રહના આધારથી રીષ્ટ યોગ થયો હશે તે ગ્રહની હિનાંશા દશામાં રીષ્ટ થાય; બે ત્રણ ગ્રહોના આધારથી રીષ્ટ યોગ થયો હશે તો એમાંના બળવાન ગ્રહની દશામાં રીષ્ટ થાય. એ રીતે વામન પંડીત કહેછે.

૪૪ ગણેશદૈવજ્ઞ કહેછે કે લગ્ન કે મુંથા થકી રીષ્ટ યોગ થયો હશે તો તેના સ્વામિની હિનાંશા દશામાં રીષ્ટ થાય.

૪૫ ઉપરના તમામ રીષ્ટ યોગમાં એક વાત ધ્યાનમાં રાખવાની છે.

તે એ કે જન્મના મહાદશા અંતર દશામાં રીષ્ટ યોગ ઉપજ્યો હશે તોજ વ-
ર્ષમાં ઉપજેલો રીષ્ટ યોગ મૃત્યુ કરશે. જન્મના રીષ્ટ યોગ વગર વર્ષના રીષ્ટ
યોગ. પીડા અથવા ભય ઉપજાવશે એવો સર્વ પંડીતોનો મત છે. વળી સ-
મર તંત્રમાં પણ એજ પ્રમાણે કહેલું છે.

૪૬ વળી સંમરસિંહ પંડીત કહે છે કે જેને જન્મ કુંડળી ન હોય તેને
જન્મ સંબંધી સર્વ વિચાર પ્રશ્ન ઉપરથી કહેવો.

૪૭ આ પ્રસંગે વામન પંડીત પોતાના તાજકના ગ્રંથમાં જણાવેછે
કે આઠમા ભાવનું ફળ આ પ્રશ્નને લગતું છે માટે આ વિષયની સાથે આઠ-
મા ભાવનો ફળાદેશ પણ લાગુ પાડવો. તાજક મુક્તાવળીમાં પણ એ પ્રમાણે
જણાવી. તેમાં વિશેષ એટલું જણાવે છે કે આ પ્રસંગને લગતા મૃત્યુ વીગરે
સહમોનો ફળાદેશ પણ લાગુ પાડવો.

૪૮ સૂર્ય પંડીત કહેછે કે સહમનો, સહમના સ્વામિનો, ભાવનો, તથા
ભાવના સ્વામિનો, એ ચાર તરફથી ફળાદેશ પૂરો સમજવો, તેમાં એક પણ
ભાગ અધુરો હોય તો તે ફળાદેશમાં તે ભાગની ખામી જાણવી.

## રીષ્ટ ભંગ બાબત.

૧ વામન પંડીત કહે છે કે આકાશમાં કોઇ વખત વાદળ એટલું
બધું ચઢી આવે છે કે જાણે હમણાં વર્ષાદ ઘણો પડશે, પણ એવામાં જો
કદી દક્ષિણ દિશા તરફનો પવન થાય તો તે ચઢેલું તમામ વાદળ વિખેરી
નાંખી વરસાદનો નાશ કરે, તેવીજ રીતે વર્ષમાં રીષ્ટ યોગ પેદા થયો હોય
પણ તેમાં રીષ્ટ ભંગ થયો હોય તો ઉપજેલા રીષ્ટ યોગનો નાશ કરી સુખ
આપે છે. જેમ ઉપર કહેલું ચઢેલું વાદળ વરસાદનો ડોળ દેખાડે છે, પણ
પરિણામે વરસાદ વરસતો નથી તેમ રીષ્ટ ભંગથી દેખાવામાં માત્ર રીષ્ટ યો-
ગ લાગે પણ પરિણામે સુખ થાય છે, માટે રીષ્ટ ભંગ તપાસવો ઘણો
જરૂરનો છે.

૨ વર્ષ કુંડળીમાં લગ્નનો સ્વામિ વૃહત્ પંચવર્ગી બળમાં ઉત્તમ બળ
પામ્યો હોય અને તેને બળવાન શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય, વળી તે
ત્રિકોણમાં કે કેંદ્રમાં હોય તો ઉપજેલા રીષ્ટ યોગનો નાશ કરી સુખ અને ધ-
નનો લાભ આપે છે.

૩ સમરતંત્રમાં લખ્યું છે કે કેંદ્રમાં કે ત્રિકોણમાં પાપ ગ્રહના સમા-
ગમ કે દ્રષ્ટિ વગરનો ગુરૂ હોય અને તેને શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ
હોય તો. ચંદ્ર, મુંથા, અને લગ્ન એ ત્રણ પ્રકારના રીષ્ટ યોગ થયા હોય તે

રીષ્ટનો નાશ કરી ધન અને સુખનો વધારો કરે.

૪ વર્ષ કુંડળીમાં ચોથો ભાવ પોતાના સ્વામિ સાથે હોય એટલે ચોથા ભાવે કોઇ પણ શુભ અથવા પાપ ગ્રહ પોતાની રાશિનો હોય અને તેને બળવાન શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ધન, સુખ, અને મનોરથની સિદ્ધિ કરે.

૫ વર્ષકુંડળીમાં લગ્ને અથવા ત્રીજા ભાવે બળવાન ગુરૂ હોય તથા જન્મ લગ્નનો સ્વામિ વર્ષ કુંડળીમાં બળવાન થઇને ચોથા ભાવે બેઠો હોય તો ઉપજેલા રીષ્ટનો નાશ કરી સુખ અને ધનનો લાભ કરે.

૬ સૂર્ય દૈવજ્ઞ કહેછે કે વર્ષ કુંડળીમાં સાતમા ભાવનો સ્વામિ બળવાન થઇને લગ્ને બેઠો હોય તથા ગુરૂ પણ બળવાન થઈને લગ્ને બેઠો હોય, વળી એ બે ગ્રહોને શુભ ગ્રહ અથવા મિત્ર ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય અને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ ન હોય તો તમામ જાતના રીષ્ટ યોગનો નાશ કરી જશ, સુખ, ધન અને રાજાની મેહેરબાનીનો લાભ કરે.

૭ વર્ષ કુંડળીમાં બીજા અને નવમા ભાવના સ્વામિઓ વૃહત્ પંચવર્ગી બળમાં ઉત્તમ બળવાળા થઈને લગ્નમાં બેઠા હોય, વળી તેઓને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ ન હોય પણ એ બે ગ્રહોને બળવાન શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તમામ જાતના રીષ્ટ યોગનો નાશ કરી હાથી, ઘોડા, રત્ન, અને વસ્ત્રની સાથે રાજ્યનું સુખ આપે તથા ઘણી કીર્તિ જમાવે એ રીતે વાગન પંડીત કેહેછે.

૮ યવનાચાર્ય કહેછે કે વર્ષ કુંડળીમાં ૩–૬–૧૧ મા ભાવમાં તમામ પાપ ગ્રહો રહેલા હોય તેમજ ૧–૪-૭-૧૦-૫-૯ મા ભાવમાં તમામ શુભ ગ્રહો રહેલા હોય તો તમામ જાતના રીષ્ટ યોગનો નાશ કરીને વસ્ત્ર અને ઘરેણાંનો તથા સુખ, જશ અને રત્નનો લાભ કરે,તેમજ શરીરની મજબૂતી કરેછે.

૯ વર્ષકુંડળીમાં મુંથાનો સ્વામિ, વર્ષ લગ્નનો સ્વામિ, અને જન્મ લગ્નનો સ્વામિ, એ ત્રણ અથવા તેમાંથી કોઇપણ ગ્રહ વૃહત્ પંચવર્ગી બળમાં ઉત્તમ બળના થઈને ૧-૪-૭-૧૦–૫-૯-૧૧–૨ ભાવમાં રહેલા હોય તો ઉપજેલા રીષ્ટ યોગનો નાશ કરી સુવર્ણ,વસ્ત્ર, ધન, અને સુખનો લાભ આપે.

૧૦ તાજક તિલકમાં લખ્યું છે કે વર્ષ કુંડળીમાં શનિ ઉંચનો હોય અથવા શુક્ર ઉંચનો હોય અથવા ગુરૂ ઉંચનો હોય અથવા એ ત્રણે ગ્રહો કે તેમાંનો કોઇ ઉંચના હોય અને તેમને બળવાન શુભ ગ્રહની સાથે ઇત્થશાળ યોગ થયો હોય તો રીષ્ટ યોગનો નાશ કરીને યવન લોકો થકી ધનનો લાભ આપે.

૧૧ વર્ષ કુંડળીમાં મંગળ બળવાન થઈને બીજે ભાવે રહેલો હોય તો જશ, કીર્તિ, તેજ અને સુખની અકસ્માત પ્રાપ્તિ કરે છે.

૧૨ વર્ષ કુંડળીમાં સૂર્ય, ગુરૂ અને શુક્ર એ ત્રણે ગ્રહો એક બીજા સાથે ઇત્થશાળ યોગ કરતા હોય અને તેઓ બળવાન હોય તો રીષ્ટ યોગનો નાશ કરીને રાજ્ય, જશ, સુખ અને મનોરથની સીદ્ધિ કરે.

૧૩ વામન પંડીત કહે છે કે વર્ષ કુંડળીમાં મુંથા થકી ઉપચય સ્થાન એટલે ૩—૬—૧૦—૧૧ મા સ્થાનમાં સૂર્ય અથવા મંગળ બળવાન થઇને રહેલો હોય અથવા એ બંને મુંથા થકી ઉપચય સ્થાનમાં બળવાન થઇને રહેલા હોય તો રીષ્ટ યોગનો નાશ કરીને કલ્યાણ, જશ, અને સારા કામની સીદ્ધિ કરે.

૧૪ શુક્ર, બુધ, અને ચંદ્ર વર્ષમાં પોતાના હદ્દામાં હોય એટલે વૃહત્ પંચવર્ગી બળના કોઠામાં હદ્દાના આસનમાં શુક્ર, બુધ, અને ચંદ્ર એઓ પંદરનું બળ પામેલા હોય અને સૂર્ય, મંગળ અને શનિ એ ત્રણે ગ્રહો ત્રીજે કે અગિયારમા ભાવે બેઠા હોય તો રીષ્ટ યોગનો નાશ કરીને પોતાના પ્રાક્રમથી સૂવર્ણ, સુખ, અને કીર્તિનું સુખ તે માણુસ ભોગવે.

૧૫ ઉપરની બાબતમાં યવનાચાર્ય કહે છે કે ચંદ્ર પોતાના હદ્દાનો કદી આવતો નથી, કારણ કે હદ્દામાં ચંદ્રને ગણુતા નથી માટે ચંદ્રનું હદ્દાના આસનમાં ૧૫ નું બળ કદી આવતું નથી તેથી ચંદ્રને હદ્દાને બદલે પંચવર્ગી બળમાં ઉત્તમ બળનો જાણવો.

૧૬ સૂર્ય દૈવજ્ઞ કહેછે કે વર્ષ કુંડળીમાં બુધ અને શુક્ર એક બીજા સાથે ઈસરાફ યોગ કરતા હોય અને ગુરૂ ત્રીજા ભાવે બળવાન થઈને રહેલો હોય તો રાજ્ય, જશ, સૂવર્ણ, મોતી અને પરવાળાનો લાભ તે માણુસ પામે તથા રીષ્ટ યોગનો નાશ થાય.

૧૭ વર્ષકુંડળીમાં વર્ષનો રાજા મંગળ પોતાના મિત્ર ગ્રહની રાશિમાં હોય, અને તે મંગળ પોતાની રાશિમાં કે ઊંચમાં રહેલા ગ્રહની સાથે ઇત્થશાળ કરે, તેમાં વળી ચંદ્ર પોતાની રાશિમાં કે ઊંચમાં રહીને તે ગ્રહોની સાથે ઇત્થશાળ કરે એટલે કંબુલ યોગ થાય છે. આ પ્રમાણે યોગ થાય તો રીષ્ટ યોગનો નાશ કરીને ઘોડા, સૂવર્ણ, વસ્ત્ર, પૃથ્વી અને સુખનો લાભ કરે છે. આ યોગમાં મિત્ર રાશિમાં રહેલો મંગળ તથા ઊંચ કે સ્વગ્રહમાં રહેલો કોઈ પણ ગ્રહ તથા ચંદ્ર એ ત્રણેનો એક બીજાની સાથે ઇત્થશાળ થાય ત્યારે કંબુલ યોગ થાય એમ જાણવું. આવી જાતનો કંબુલ યોગ થાય ત્યારે-

જ રીષ્ટ યોગનો નાશ કરી શુભ ફળ આપે.

૧૮ વર્ષ કુંડળીમાં લગ્નનો સ્વામિ લગ્ને બળવાન થઇને રહેલો હોય અને તેને બળવાન શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો રીષ્ટનો ભંગ થાય.

૧૯ તાજકસારમાં લખ્યું છે કે અમૂક ગ્રહ કેટલામે ભાવેછે તે લગ્ન થકી તથા ચંદ્ર થકી ભાવની ગણુત્રી કરવી અથવા એ બેમાં જે બળવાન હોય તે થકી ગણુત્રી કરવી.

૨૦ રીષ્ટ યોગ થયો હોય અને રાજ્ય યોગ પણુ થયો હોય તો રીષ્ટ યોગનો નાશ કરી શુભ ફળ આપેછે.

૨૧ જે ગ્રહો રીષ્ટ યોગનો ભંગ કરનારા છે તેઓ પોતાની હિનાંશા દશામાં સારૂં ફળ આપેછે અને રીષ્ટનો પણુ ભંગ કરેછે એ રીતે તાજક મુક્તાવળી ગ્રંથમાં કહ્યું છે.

૨૨ રીષ્ટનો ભંગ કરનારા ઘણા ગ્રહો હોય તેમાંથી સર્વથી વધારે બળવાન ગ્રહ હોય તે પોતાની હિનાંશા દશામાં રીષ્ટ ભંગ કરે તથા ઉત્તમ ફળ આપેછે, અને બાકીના ગ્રહો પોતપોતાની દશામાં શ્રેષ્ટ ફળ આપેછે અને વ્યાધિ વિગરે નેષ્ટ ફળનો નાશ કરેછે.

૨૩ તાજક તિલકમાં લખ્યું છે કે રીષ્ટ ભંગ યોગમાં એક વાત ધ્યાનમાં રાખવાની છે તે એકે રીષ્ટ કરનારા ગ્રહો તથા રીષ્ટ ભંગ કરનારા ગ્રહો, તેમાં રીષ્ટ ભંગ કરનારા ગ્રહો રીષ્ટ કરનારા ગ્રહો કરતાં વધારે બળવાન હશે તોજ રીષ્ટનો ભંગ થશે, પણુ જો તેઓ નિર્બળ હશે તો રીષ્ટનો ભંગ કરશે નહીં.

૨૪ બળવાન એટલે પોતાના ઊંચમાં કે પોતાની રાશિમાં ગ્રહ હોય, વૃહત્ પંચવર્ગીમાં ઉત્તમ બળ પામ્યો હોય, નવમાંશમાં પોતાની રાશિમાં હોય, વર્ષ કુંડળીમાં પોતાના શુભ ગ્રહ મિત્રની રાશિમાં હોય, બળવાન શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય, ૬-૮-૧૨ મા ભાવ સિવાયના ભાવમાં બેઠો હોય, અસ્ત કે, વક્રનો ગ્રહ ન હોય તે ગ્રહને બળવાન જાણુવો. આ પ્રમાણે જોણો વિચાર કરીને રીષ્ટનો ભંગ કહેવો.

૨૫ વર્ષ કુંડળીમાં આઠમાં ભાવના સ્વામિ થકી આઠમે સ્થાને વર્ષ લગ્નનો સ્વામિ હોય અથવા લગ્નના સ્વામિ થકી કે આઠમા ભાવના સ્વામિ થકી આઠમે સ્થાને મુંથા પાપ ગ્રહની સાથે હોય, વળી ચંદ્ર થકી મુંથાનો સ્વામિ બળવાંન થઇને આઠમે સ્થાને બેઠો હોય તો રીષ્ટ કરે.

૨૬ વર્ષ કુંડળીમાં પોતાના સ્વામિ થકી મુંથા ૪-૬-૮-૧૨ મા ભાવે

હોય અથવા ચંદ્ર થકી ૪ ૬ ૮-૧૨ મા ભાવે મુંથા હોય તો, અથવા તે ભાવોના સ્વામિની સાથે મુંથાનો સ્વામિ ઇત્થશાળ યોગ કરતો હોય તો રીષ્ટ કરશે.

૨૭ વામન પંડીત કેહેછે કે ઉપરના બંને યોગ પ્રમાણે રીષ્ટ યોગ પેદા થયો હોય, પણ વર્ષનો રાજા ઉત્તમ બળનો થઇને બળવાન શુભ ગ્રહની સાથે કેંદ્રમાં હોય અને બળવાન ગુરૂ કે શુક્ર લગ્નમાં બેઠો હોય તો રીષ્ટ યોગનો નાશ કરી સુખ આપે છે.

૨૮ ચાર પાયા રીષ્ટ થયું છે કે, કેમ તેનો વિચાર એવો છે કે પ્રથમ જન્મકુંડળીમાં મોહા દશા રીષ્ટ કરનારી હોય તે એક પાયો, અને અંતર દશા રીષ્ટ કરનારી હોય તે બીજો પાયો, અને વર્ષમાં રીષ્ટ યોગ ઉપજ્યો હોય તે ત્રીજો પાયો, અને માસમાં પણ રીષ્ટ યોગ ઉપજેલો હોય તો તે ચોથો પાયો, એવી રીતે ચાર પ્રકારથી રીષ્ટ યોગ ઉપજ્યો હોય તો તે ચારે પાયે રીષ્ટ થયું ગણાય છે, એમાંથી જેટલો ભાગ ઓછો તેટલો રીષ્ટનો ભાગ ઓછો સમજવો; બે પાયા રીષ્ટ સુધી માણસ બચે છે, અને તે ઉપરાંત રીષ્ટ થયું હોય ને તે રીષ્ટનો ભંગ થયો ન હોય તો માણસ બચતું નથી. મહાદશા તથા અંતરદશા રીષ્ટકારી જોવાની રીતી જાત્તકના ગ્રંથ ઉપરથી જોવી અને બાકીના રીષ્ટના ભાગની તથા તેના રીષ્ટ ભંગની રીતી આ તાજકના ગ્રંથ ઉપરથી જોવી, મતલબ કે રીષ્ટનો અર્ધો ભાગ જાત્તકના ગ્રંથ ઉપરથી અને અર્ધો ભાગ આ તાજકના ગ્રંથ ઉપરથી જોવાય છે.

૨૯ આ પ્રસંગે કોઇક પંડીત એમ કહેં છે કે જાત્તક શાસ્ત્રમાં જે રીષ્ટ યોગ અને રીષ્ટ ભંગ યોગ કહેલા છે તે સઘળા યોગો વર્ષમાં પણ લાગુ પાડવા; ને પછી તે ઉપરથી રીષ્ટ યોગ જોવો, એટલે જન્મકુંડળી ઉપરથી જેવી રીતે રીષ્ટ યોગ કે રીષ્ટ ભંગ યોગ જોવાય છે તેવી રીતે વર્ષ કુંડળીમાં પણ જોવા, પણ તે મત બહુ પ્રમાણ નથી; અને વામન પંડીત કહે છે કે જાત્તકમાં કેટલીએક જાતના યોગ પણ વર્ષના યોગના સમાન છે ખરા પણ જાત્તક અને તાજકના આવી જાતના યોગો તદ્દન જૂદા છે, માટે વર્ષના યોગ તે વર્ષમાં જોવા, ને જન્મના યોગ તે જન્મમાં જોવા. એક બીજાનું એક બીજામાં મેળવણ કરવું નહીં. અને એવા સમાન યોગ હશે તે તો વર્ષના પેટામાં સમાઇ જાય છે, કારણ કે, જે જ્યાંહાં લાગુ છે તે ત્યાં પૂર્વના આચાર્યોએ દાખલ કરેલું છે એટલે એ વિશે સવાલ કરવાનું તથા શંકા રાખવાનું કારણ રહેતું નથી. દાખલા તરીકે લખીયે છીએ કે ચંદ્રકૃત રીષ્ટ જાત્તકમાં તથા તાજકમાં સરખું છે, તોપણ જાત્તકમાં ચંદ્રકૃત રીષ્ટયોગ જણાવેલો

છે તેમ વર્ષમાં પણ ચંદ્રકૃત રીષ્ટ જણાવેલો છે, પણ જાત્તકમાં તે લખી તાજકમાં એમ નથી લખ્યું કે ચંદ્રકૃત રીષ્ટ યોગ જાત્તકમાંથી જાણી લેવો, પણ તે તો તાજકમાં પૂરેપૂરો લખેલો હોય છે, તેમજ બીજા યોગોને માટે પણ સમજી લેવું. આવી રીતે તાજકનું જાત્તકની સાથે અને જાત્તકનું તાજકની સાથે અનુસંધાન રાખીએ તો ગ્રંથમાં ખાંમી કહેવાય, માટે તે વિશે પૂર્વાચાર્યોએ દીર્ઘ દૃષ્ટિ પોહોંચાડી વર્ષનું વર્ષમાં પૂરેપૂરૂં અને જન્મનું જન્મમાં પૂરેપૂરૂં વૃતાંત કે હકીકત લખેલી છે.

---

# प्रकरण चोथुं.

## રાજયોગ અને રાજભંગ યોગ બાબત.

### તાજક નિલકંઠી ગ્રંથમાંથી.

૧ વામન પંડીત કહે છે કે કોઇ વખત સેહેજ કામના પ્રસંગથી જમીન ખોદતાં તેમાંથી નીધી ધન એટલે દાટેલું ધન કોઇને જડી આવે છે તેથી તે ઘણો સુખી થાય છે અને આ પ્રમાણે અણચીતવ્યુ ધન મળવાની જમીન ખોદનારને ખબર નહોતી તોપણ અચાનક મળવાથી લોકોમાં આશ્ચર્ય પેદા થાય છે. આવા બનાવ જગતમાં ઘણા નીપજે છે, તેજ પ્રમાણે ઘણી ગરીબ કે કંગાળ સ્થીતિના માણસને એકદમ સ્વપ્નામાં પણ ન આવે એવા રાજ્યનો અધિકાર પ્રાપ્ત થાય છે, તે વર્ષમાં રાજ્ય યોગ પ્રાપ્ત થવાથીજ આ આશ્ચર્યકારક રાજપદ પ્રાપ્ત થાય છે, માટે વર્ષના બીજા યોગો તપાસવાની સાથે રાજ્ય યોગ પણ જેવા અગત્યના છે. આ યોગો જમીનમાંથી માટીની સાથે હીરો પ્રાપ્ત થયા જેવો છે એમ સમરતંત્રમાં પણ કહેલું છે.

૨ જાદવ પંડીત કહે છે કે વર્ષનો રાજા અને ગુરૂ વર્ષ કુંડળીમાં ૩-૧૧ માં ભાવમાં બેઠો હોય અને જન્મ લગ્નનો સ્વામિ વર્ષ કુંડળીમાં ચોથા ભાવમાં બેઠો હોય તો રાજ્ય યોગ ઉત્પન્ન થાય છે.

૩ વર્ષ કુંડળીમાં સાતમા ભાવનો સ્વામિ. ૪ થા ભાવમાં બળવાન થઈને બેઠો હોય અને તેને બળવાન શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો રાજ્ય યોગ થાય અને તેમાં સ્ત્રી અને પૂત્ર થકી સારી રીતે સુખ મળે.

૪ વર્ષ કુંડળીમાં નવમા ભાવનો સ્વામિ લગ્નમાં બળવાન થઇને બેઠો હોય અથવા બીજા ભાવનો સ્વામિ બળવાન થઇને લગ્નમાં બેઠો હોય તો રા-

જ યોગ થાય. આ યોગમાં રાજા થકી વાહનની પ્રાપ્તિ થાય.

૫ સમરતંત્રમાં લખ્યું છે કે વર્ષ કુંડળીમાં સાતમા ભાવનો સ્વામિ બળવાન થઇને લગ્નમાં આવે અને તેને બળવાન ગુરૂ દેખતો હોય તો રાજ્ય યોગ જાણવો. આ યોગમાં સ્ત્રી થકી સુખનો લાભ થાય.

૬ વર્ષ કુંડળીમાં સૂર્ય, મંગળ, અને શનિ એ ત્રણ ગ્રહો શુક્ર, બુધ, અને ગુરૂની સાથે ઇત્થશાળ યોગ કરતા હોય તો રાજ્ય યોગ જાણવો.

૭ તાજકસારમાં કહ્યુંછે કે લગ્ન અથવા ચંદ્ર થકી અથવા એ બંને થકી કેંદ્રમાં કે ત્રિકોણમાં શુભ ગ્રહો બળવાન થઈને રહેલા હોય અને પાપ ગ્રહો ૩—૬—૧૧ મા ભાવમાં બળવાન થઈને બેઠા હોય તો રાજ્ય યોગ જાણવો.

૮ વર્ષ કુંડળીમાં બળવાન થઇને ચંદ્ર ધન ભાવમાં બેઠો હોય અને તે સૂર્યની સાથે ઇત્થશાળ કરતો હોય તો રાજ્ય યોગ જાણવો.

૯ સૂર્ય દૈવજ્ઞ કહેછે કે વર્ષ કુંડળીમાં દશમા ભાવમાં ઊંચનો શનિ અથવા ઊંચનો શુક્ર બેઠો હોય ને તેઓ ઉદયના હોય તો રાજ્ય યોગ જાણવો. આ રાજ્ય યોગમાં મ્લેચ્છ થકી સુખ મળે.

૧૦ તાજક મુક્તાવળીમાં લખ્યું છે કે વર્ષ કુંડળીમાં લગ્નનો સ્વામિ ગુરૂ ઊંચનો હોય અથવા સૂર્ય ઊંચનો થઈને દશમા ભાવે બેઠો હોય તો રાજ્ય યોગ જાણવો.

૧૧ વર્ષ કુંડળીમાં કર્ક રાશિનો ગુરૂ હોય અને ચંદ્ર તથા મંગળ એ બંનેનો ઇત્થશાળ યોગ થયો હોય તથા સૂર્ય સિંહરાશિનો હોય તો રાજ્ય યોગ જાણવો.

૧૨ વામન પંડીત કહેછે કે વર્ષ કુંડળીમાં સૂર્ય અને ચંદ્ર એ બંને બળવાન થઇને. ૬-૮-૧૨ મા ભાવ સિવાયના ભાવમાં બેઠા હોય અને તે બેનો ઇત્થશાળ યોગ થયો હોય તો સર્વ આધિ વ્યાધિનો નાશ થઇ રાજ્ય યોગ કરેછે.

૧૩ વર્ષ કુંડળીમાં મુંથાનો સ્વામિ, વર્ષ લગ્નનો સ્વામિ, અને જન્મ લગ્નનો સ્વામિ એ ત્રણે અથવા એમાંથી કોઇ પણ વૃહત્ પંચવર્ગીમાં ઊત્તમ બળ પામીને ૧-૪-૭-૧૦-૫-૯-૧૧-૨ ભાવમાં રહેલા હોય તો રાજ્ય યોગ કરે છે.

૧૪ વર્ષ કુંડળીમાં શનિ ઊંચનો હોય, અથવા શુક્ર ઊંચનો હોય, કે ગુરૂ ઊંચનો હોય અથવા એ ત્રણે કે તેમાંથી કોઇ ઊંચના હોય અને તે બળવાન શુભ ગ્રહ સાથે ઈત્થશાળ કરે તો રાજ્ય યોગ થાય.

૧૫ તાજક તીલકમાં કહ્યું છે કે વર્ષ કુંડળીમાં સૂર્ય, ગુરૂ, અને શુક્ર એ ત્રણ ગ્રહો બળવાન થઇને એક બીજા સાથે ઈત્થશાળ કરતા હોય તો

રાજયોગ કરે છે.

૧૬ વર્ષ કુંડળીમાં મુંથા થકી સૂર્ય અથવા મંગળ કે એ બંને ઊપચય સ્થાનમાં બેઠા હોય તો રાજ યોગ કરે છે.

૧૭ વર્ષ કુંડળીમાં વર્ષનો રાજા મંગળ ઊંચનો કે પોતાની રાશિમાં અ-થવા મિત્ર ગ્રહની રાશિમાં બેઠો હોય, તે મંગળ તથા બીજો કોઈ પણ ગ્રહ ઊંચનો કે પોતાની રાશિમાં અથવા મિત્ર ગ્રહની રાશિમાં બેઠો હોય, એ બે ગ્રહો સાથે ચંદ્ર પોતાની રાશિનો અથવા મિત્ર ગ્રહની રાશિનો અથવા ઊંચ-નો થઈ એ બે ગ્રહો સાથે ઈત્થશાળ યોગ કરતો હોય એટલે એ ત્રણે ગ્રહો-નો કંબુલ યોગ થયો હોય તો રાજ્ય યોગ થાય છે, કારણ ચંદ્ર પોતાના સિ-વાય બીજા બે ગ્રહો સાથે ઇત્થશાળ યોગ કરે તો તે કંબુલ યોગ કહેવાય. એ રીતે તેજસિંહ પંડીત કહે છે.

૧૮ મણીત્થાચાર્ય કહે છે કે ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર એ ચારે ગ્રહો વર્ષ કુંડળીમાં અને નવમાંશ કુંડળીમાં ગણીને પોતાના ઊંચના કે પોતાની રાશિના હોય, વળી વર્ષ કુંડળીમાં કેંદ્રમાં કે ત્રિકોણમાં કે ૧૧-૨ ભાવે બેઠા હોય તથા પોતાના મિત્ર ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો રાજ્ય યો-ગ કરે છે.

૧૯ વામન પંડીત કહે છે કે જન્મ કુંડળીમાં રાજ્ય યોગ ઊપજેલો હોય તોજ વર્ષના રાજ યોગો પૂરેપૂરા રાજ્ય યોગ કરે છે, પણ જન્મમાં રાજ્ય યોગ ઊપજેલો ન હોય અને વર્ષમાંજ ફક્ત રાજ્ય યોગ ઉપજે તો ઊત્તમ ફળ આપે છે.

૨૦ રાજ્ય યોગ કરનારા ગ્રહો પોતાની હિનાંશા દશામાં રાજ્ય યોગ કરશે. ઘણા ગ્રહો રાજ્ય યોગ કરનારા હશે તો સર્વથી બળવાન ગ્રહ પોતા-ની દશામાં રાજ્ય યોગ કરશે.

## રાજય યોગ ભંગ બાબત.

૧ વામન પંડીત કહે છે કે ઉત્તમ પ્રકારનું ભોજન જમવામાં આવ્યું હોય, પણ જો તેની સાથે માખી પેટમાં ગઇ હોય તો પેટમાં ગયલું સઘળું મિષ્ટાન વમન થઇ પાછું નીકળી જશે, એટલુંજ નહી પણ શરીરને પીડા થશે. એજ પ્રમાણે કોઇને વર્ષ કુંડળીમાં રાજ્ય યોગ ઉપજેલો હશે અને તેની સાથે રાજ્ય ભંગ યોગ પણ નીપજેલો હશે તો એ ઉપજેલો રાજ્ય યોગ રદ કરી ઉ-લટું નઠારૂં ફળ આપશે, માટે રાજ્ય યોગની સાથે રાજ્ય ભંગ યોગ પણ ત-પાસવા અતિ જરૂરના છે. તાજક મુક્તાવળી અને તાજકસારમાં પણ એજ

પ્રમાણે કહેલું છે.

૨ સમરત્તાજકમાં કહેલું છે કે વર્ષ ફળમાં લઘુ પંચવર્ગીના પાંચે અધિકારીઓ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય ને વળી તે અસ્તના કે નીચના હોય અને સર્વ શુભ ગ્રહો વૃહત્ પંચવર્ગી બળમાં નિર્બળ હોય ત્યારે રાજ્ય યોગનો ભંગ થાય છે; જ્યારે રાજ્ય યોગનો ભંગ થાય ત્યારે ધન, વૈભવ, અને સુખનો નાશ થાયછે. જેવી રીતે દુધ ભરેલા વાસણમાં સાપનું ઝેર પડવાથી તે દુધ ઝેર થઈ જાય છે તેવીજ રીતે સારા યોગ થયા છતાં રાજ્ય યોગનો ભંગ થયો હોય ત્યારે સારો યોગ નાશ પામીને રાજ્યભંગ યોગનું ફળ આપશે.

૩ માસમાં આવી રીતનો યોગ થાય ત્યારે તે માસમાં રાજ્યનો ભંગ થશે, અથવા રાજ્ય યોગનો ભંગ કરનારા ગ્રહો પોતાની દશામાં રાજ્ય યોગ ભંગનું ફળ આપશે. ઘણા ગ્રહોમાં જે વધારે બળવાન હોય તે પોતાની દશામાં આ યોગનું ફળ આપશે એમ વિચાર કરીને કહેવું.

૪ આ રાજ્યયોગ ભંગના સંબંધમાં તેજસિંહ પંડીત જણાવે છે કે જે ગ્રહો રાજ્યયોગ ઉપજાવનાર હોય પણ તે તમામ રીતે નિર્બળ હોય અથવા તેઓને બીજા ગ્રહો તોડી પાડતા હોય તો સ્વપ્નની પેઠે રાજ્ય યોગને ઉડાવી દે છે, અથવા સ્વલ્પ શ્રેષ્ટ ફળ દેખાડીને નેષ્ટ ફળ ભોગવાશે એટલે કંચિત્‌માત્ર સુખનો શેશ જણાવી પરિણામમાં દુઃખ ઉપજશે.

તાજકતિલકમાં કહેલું છે કે કોઇ જાતનો રાજ્ય યોગનો ભંગ ઉપજેલો નહીં હોય તોજ ઉપર જણાવેલા રાજ્ય યોગનું પૂરેપૂરૂં ફળ રાજ્ય યોગ ઉપજાવનારા ગ્રહોની દશામાં મળશે. આ મત હાયન સુંદર ગ્રંથમાં પણ જણાવ્યો છે.

---

# प्रकरण पांचमुं.

## ભાવસ્થ ફળ બાબત.

### તાજક નિલકંઠી ગ્રંથમાંથી.

પ્રથમ ભાવથી આરંભીને બારમા ભાવ સુધીમાં સૂર્ય વગેરે ગ્રહો રહેલા હોય તેના ફળને ભાવસ્થ ફળ કહે છે. અમૂક ભાવમાં અમૂક ગ્રહો રહેલા હોય તેનું ફળ આ પ્રકરણમાં લખીએ છીએ.

વર્ષ કુંડળીના ચળીત ચક્રમાં ગ્રહો કેટલામે ભાવે રહેલા છે તે પ્રથમ

નક્કી કરી તે ઉપરથી આ ફળ જોવાય છે.

ચગીત કુંડળી ઉપજાવવાની રીતી અમોએ પ્રથમ સંજ્ઞા પ્રકરણમાં લખેલી છે.

ભાવસ્થ ફળની સમજણ માટે શુભ ગ્રહો અને પાપ ગ્રહોનો વિવેક તાજક મુક્તાવળી ગ્રંથમાં કહેલો છે તે એવી રીતે કે સૂર્ય, મંગળ, શનિ, રાહૂ અને કેતુ એ ગ્રહોને પાપ ગ્રહ કહે છે, અને ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર એ ગ્રહોને શુભ ગ્રહો કહે છે.

ચંદ્રને શુભ ગ્રહ કહ્યો છે, પણ જો ક્ષીણ ચંદ્ર હોય તો વરાહમીહરાચાર્ય, ચિંતામણી પંડીત, નારાયણ ભટ્ટ, શ્રીપતિ આચાર્ય અને ગણેશ દૈવજ્ઞ વગેરે પંડીતો તેને પાપ ગ્રહ ગણે છે.

ક્ષીણ ચંદ્ર વિશે પૃથુયશા પંડીત કહે છે કે દરેક માસમાં વદી ૧૦ થી શુદ ૫ સુધી ચંદ્ર ક્ષીણ ગણાય છે, અને કોઈક ગ્રંથમાં વદી ૧૩ થી શુદ ૨ સુધી દર માસમાં ચંદ્રને ક્ષીણ ગણે છે; પણ તાજક તિલક તથા સમરતંત્રમાં તો દરેક માસમાં વદી ૧૩ થી શુદ ૧ સુધી દિવસ ૪ માં ચંદ્ર હમેશાં ક્ષીણ રહે છે માટે તેટલા દિવસમાં ચંદ્રને ક્ષીણ ગણવો એ રીતે લખે છે. આ મત સાધારણ રીતે માન્ય છે, પણ કેશવાચાર્ય કહે છે કે સૂર્યની આસપાસ ચંદ્ર બાર અંશ સુધી ક્ષીણ રહે છે, એટલે સૂર્ય અને ચંદ્ર એક રાશિમાં અથવા તો પાસે પાસેની જૂદી જૂદી રાશિમાં હોય પણ સૂર્યના કરતાં ચંદ્રના બાર અંશ ઓછા હોય ત્યારથી ચંદ્ર ક્ષીણ થવા માંડે છે, અને સૂર્ય કરતાં ચંદ્ર ૧૨ અંશ આગળ ચાલે છે ત્યારે તે ચંદ્ર પોતાનું ક્ષીણપણું છોડી દે છે. આવો યોગ ઘણું કરીને અમાશ અને શુદ ૧ ને રોજ બને છે ત્યારે ચંદ્ર અતિ ક્ષીણ ગણાય છે, પણ સાધારણ રીતે પૃથુયશા પંડીતના મત પ્રમાણે વદી ૧૦ થી શુદ ૫ સુધી ચંદ્રને ક્ષીણ ચંદ્ર ગણવો વાસ્તવિક છે.

ઉપર પ્રમાણે ક્ષીણ ચંદ્ર તથા સૂર્ય, મંગળ, શનિ, રાહૂ અને કેતુ એટલા ગ્રહોને પાપ ગ્રહ ગણવા અને બાકીનાને શુભ ગ્રહ ગણવા, પણ હાયન સુંદર નામના ગ્રંથમાં પાપ ગ્રહની સાથે રહેલા ચંદ્રને પણ પાપ ગ્રહ ગણેલો છે અને તેમ કેટલાક પંડીત કબૂલ પણ રાખે છે, તેથી ક્ષીણ ચંદ્ર અને પાપ ગ્રહના સમાગમવાળો ચંદ્ર પણ આ પ્રસંગે પાપ ગ્રહ ગણવો.

ગાર્ગી ભગવાન અને યવનાચાર્ય વગેરે ઘણા પંડીતો પાપ ગ્રહની સાથે રહેલા બુધને પણ પાપ ગ્રહ ગણે છે, પણ આ પ્રસંગમાં તો સમરતંત્ર અને તાજકસાર વિગેરે તાજકના ગ્રંથમાં બુધ હમેશાં શુભ ગ્રહજ ગણેલો છે.

વળી તાજકતિલક, હાયન સુંદર અને મુક્તાવળીમાં પણ હમેશા બુધને શુભ ગ્રહ ગણેલો છે માટે બુધને શુભ ગ્રહજ ગણવો.

વર્ષ કુંડળીના લગ્નમાં પાપ ગ્રહો રહેલા હોય તો ધનનો નાશ કરે અને જ્વરની પીડા થાય, પણ શુભ ગ્રહો રહેલા હોય તો શરીરમાં સુખ રાખે તથા ધન અને રાજ્યના અધિકારનો લાભ થાય. શુભ ગ્રહો અને પાપ ગ્રહોની સમજણ ઉપર જણાવ્યા પ્રમાણે આ ભાવસ્થ ફળમાં જાણી લેવી.

લગ્નમાં બુધ રહેલો હોય તો ઘણો હર્ષ આપેછે, કારણકે લગ્ન એ બુધનું હર્ષ સ્થાન છે.

વર્ષકુંડળીમાં ધન ભાવમાં રહેલા તમામ શુભ ગ્રહો અનેક પ્રકારથી ધનની પેદાશ વધારે અને રાજ્ય તરફથી ઘણું સુખ આપેછે. ધન ભાવમાં પાપ ગ્રહ રહેલા હોય તો ધનનું નુકશાન આપે અને રાજ્ય તરફથી ભય ઉપજાવે, અને જો શનિ રહેલો હશે તો તમામ કામકાજનો નાશ કરે.

વર્ષ કુંડળીમાં તમામ પાપ ગ્રહો ત્રીજા ભાવમાં રહેલા હશે તો ધર્મનો અને રાજ્યનો લાભ આપશે, અને જો તેઓ ઘણા બળવાન હશે તો પૃથ્વીનો લાભ આપે.

ત્રીજા ભાવમાં શુભ ગ્રહો રહેલા હશે તો સુખનો અને ધનનો લાભ આપશે, ધરતી અને જશનો પણ લાભ આપશે, અને જો ત્રીજા ભાવમાં ચંદ્ર રહેલો હશે તો હાસ્ય વિલાસ અને ઘણો હર્ષ આપશે, કારણ કે ત્રીજા ભાવમાં ચંદ્રનું હર્ષ સ્થાન છે.

ચોથા ભાવમાં શુભ ગ્રહો રહેલા હશે તો અનેક પ્રકારથી સુખ મળશે.

ચોથા ભાવમાં પાપ ગ્રહો રહેલા હશે તો અનેક રીતથી દુઃખ અને રોગ ઉપજશે, તેમજ ધનનો નાશ થશે, સૂખની હાની કરશે તથા ઘણો ભય ઉપજાવશે.

વર્ષ કુંડળીમાં પાંચમા ભાવમાં શુભ ગ્રહ રહેલા હશે તો પૂત્રનો, ધનનો અને સુખનો વધારો કરશે, અને પાંચમા ભાવે શુક્ર રહેલો હશે તો ઘણોજ હર્ષ આપશે, કારણકે પાંચમો ભાવ તે શુક્રનું હર્ષસ્થાન છે.

પાંચમા ભાવે પાપગ્રહો રહેલા હશે તો પૂત્રનો, મિત્રનો, ધનનો અને બુધ્ધિનો નાશ કરશે, તેમજ ચોર અને રોગનો ભય ઉપજાવશે, અને કુટુંબમાં વાદવિવાદ કરશે.

વર્ષ કુંડળીમાં છઠ્ઠા ભાવમાં પાપ ગ્રહો રહેલા હશે તો ધનનો લાભ આપશે તથા સુખનો વધારો કરશે, અને છઠ્ઠા ભાવે મંગળ રહેલો હશે તો ઘણો

લાભ અને હર્ષ આપશે, તેમજ ધનનો મોટો લાભ થશે, કારણ કે છઠ્ઠા ભાવે મંગળનું હર્ષસ્થાન છે. છઠ્ઠા ભાવે શુભ ગ્રહો રહેલા હશે તો અનેક રીતથી ભય ઉપજાવશે, ધનનો નાશ કરશે, વાદવિવાદ ઉપજાવશે, અને અનેક જાતના રોગ થશે.

છઠ્ઠા ભાવમાં પાપ ગ્રહની સાથે ચંદ્રમા રહેલો હશે તો ઘણી જાતના રોગ ઉપજશે.

વર્ષ કુંડળીમાં સાતમા ભાવમાં પાપ ગ્રહો રહેલા હોય તો અનેક જાતની વ્યાધિ તથા ભય ઉપજાવશે, અને સ્ત્રીનો નાશ કરશે, અથવા સ્ત્રીને ઘણી પીડા કરશે; તેમજ કુટુંબમાં વાદવિવાદ ઉપજશે અને નોકર ચાકરથી ભય થશે.

સાતમા ભાવમાં શુભ ગ્રહો રહેલા હશે તો ધનનો લાભ થશે, સુખનો વધારો કરશે, જશ અને કીર્તિ વધશે, રાજ્ય તરફથી માન અને અધિકાર મળશે, તથા બંધુ જન એટલે કુટુંબનું સુખ મળશે.

વર્ષ કુંડળીમાં આઠમા ભાવે પાપ ગ્રહની સાથે ચંદ્ર રહેલો હશે તો મૃત્યુ થશે.

આઠમા ભાવમાં પાપ ગ્રહો રહેલા હશે તો મરણ તુલ્ય પીડા, ચિંતા, અને ભય ઉપજાવશે.

આઠમા ભાવમાં શુભ ગ્રહો રહેલા હશે તો પોત પોતાની ધાતુના વિકારથી રોગ થશે. કયા કયા ગ્રહની કયી કયી ધાતુ છે તે અમે "ज्योतिश फळ दर्पण"ના ગ્રંથમાં સંજ્ઞા પ્રકરણમાં લખેલી છે. ધનનો, માનનો, અને કીર્તિનો નાશ કરશે; પણ જો આઠમા ભાવે રહેલો કોઇ ગ્રહ હરકોઇ બીજા સ્થાનમાં રહેલા શુભ ગ્રહ સાથે ઇત્થશાળ યોગ કરતો હશે તો કાંઇક સારૂં ફળ મળશે અને નેષ્ટ ફળ કાંઈક કમી કરશે એવું સમર તંત્રમાં લખેલું છે, પણ જો તે પ્રમાણે ઇસરાફ યોગ ઉપજતો હશે તો મહા રોગ, ભય, અને દુઃખ ઉપજશે એવું તેજસિંહ પંડીતના તાજકના ગ્રંથમાં લખેલું છે.

વર્ષકુંડળીમાં નવમા ભાવમાં પાપગ્રહો રહેલા હશે તો ભાઇઓ અને બેહેનો તરફથી ભય અને દુઃખ ઉપજશે, તેમજ ચોપગા જનાવરની પીડા થશે.

નવમા ભાવમાં સૂર્ય રહેલો હશે તો ઘણો હર્ષ ઉપજશે, કારણ નવમા ભાવમાં સૂર્યનું હર્ષ સ્થાન છે.

નવમા ભાવમાં શુભ ગ્રહો રહેલા હશે તો ધન અને ધાન્યનો વધારો કરશે અને દેશાંતરથી સુખ ઉપજશે.

કોઇક પંડીત નવમા ભાવમાં રહેલા પાપ ગ્રહનું ઉત્તમ ફળ કહે છે,

પણ તે બહુ માન્ય નથી, કારણ કે ત્યાં સૂર્ય સિવાયના પાપ ગ્રહનું ઉત્તમ ફળ કેટલાક પંડીત કબુલ રાખતા નથી.

દશમા ભાવમાં વર્ષ કુંડળીમાં જો શનિ રહેલો હશે તો ચોપગા જનાવર અને ધનનો નાશ કરશે, પણ ત્યાં શનિ સિવાયના બીજા પાપ ગ્રહો રહેલા હશે તો અનેક જાતનો ધંધો રોજગાર અને પ્રાક્રમથી ધન અને સુખનો વધારો કરશે.

દશમા ભાવમાં શૂભ ગ્રહો રહેલા હશે તો ધનનો અને પૂત્રનો લાભ આપશે તથા રાજાના પ્રસંગથી માન અને સુખનો તેમજ ધનનો વધારો થશે.

અગિયારમા ભાવમાં પાપ ગ્રહો અથવા શૂભ ગ્રહો રહેલા હશે તો ધનનો વધારો કરશે, તેમજ સુખ પણ વધશે, જશ અને કીર્તિ વધે, સારા મિત્રનો લાભ થશે, માંગલ્ય એટલે રૂડાં કામ કરાવશે અને શરીરમાં આરોગ્યતા વધારશે; પણ જો અગિયારમા ભાવે નિર્બળ થઇને પાપ ગ્રહો રહેલા હશે તો આ શૂભ ફળમાં કાંઇક કમીપણું થશે.

અગિયારમા ભાવમાં ગુરૂ રહેલો હશે તો ઘણો હર્ષ ઉપજાવશે, કારણ કે ત્યાં ગુરૂનું હર્ષસ્થાન છે.

હાયન સુંદર ગ્રંથમાં આ અગિયારમા ભાવમાં સૂર્ય રહેલો હોય તો લાભને, ચંદ્ર રહેલો હોય તો ધનને, મંગળ હોય તો કાર્ય સિદ્ધિને, બુધ હોય સુખને, ગુરૂ હોય તો જશને, શુક્ર હોય તો મનવાંછિત સિદ્ધિને, તથા સારા મિત્રને, અને જો શનિ રહેલો હોય તો શૂભ કામને વધારી તેથી સુખ આપે એમ અનુક્રમે ફળ લખેલું છે, પણ આ અનુક્રમ બીજા તાજકના ગ્રંથોમાં માન્ય રાખતા નથી.

વર્ષ કુંડળીમાં બારમા ભાવમાં પાપ ગ્રહો અનેક જાતની પીડા અને રોગ ઉપજાવશે, વાદ વિવાદ કરાવે, ધનની હાની કરે, રાજા અને ચોર લોકો થકી નુકશાન થાય.

બારમા ભાવમાં શૂભ ગ્રહો રહેલા હોય તો સારા પ્રસંગથી ધનનું ખરચ કરાવે.

બારમા ભાવમાં શનિ રહેલો હોય તો હર્ષ ઉપજાવે, કારણ કે બારમો ભાવ એ શનિનું હર્ષ સ્થાન છે.

ઉપર જણાવેલા ભાવસ્થ ફળમાં જ્યાં જ્યાં પાપ ગ્રહો એવું લખેલું હોય ત્યાં એક પાપગ્રહ રહેલો હોય અથવા એક કરતાં વધારે પાપ ગ્રહો રહેલા હોય તો પણ તેજ ફળ સમજવું; તેમજ જ્યાં જ્યાં શૂભ ગ્રહો એવું

લખેલું હોય ત્યાં ત્યાં એક શુભ ગ્રહ રહેલો હોય અગર એક કરતાં વધારે શુભ ગ્રહો રહેલા હોય તોપણ તેજ ફળ સમજવું, કારણ કે એ ભાવસ્થ ફળ સંક્ષેપમાં જણાવેલું છે.

ઉપર લખેલું ભાવસ્થ ફળ સામાન્ય અને સંક્ષેપમાં છે માટે તે વિશે વધારે વિગતની જરૂર નથી. વિશેષ રીતે અને વિગતવાર આ ભાવસ્થ ફ-ળને લગતું ફળ અમે બારે ભાવના ભાવ વિચારમાં વિસ્તારથી લખીશું.

ઉપર જણાવેલા ભાવસ્થ ફળમાં જે જે ભાવમાં જે જે ગ્રહનું શ્રેષ્ટ ફળ લખેલું છે, પણ જો તે ગ્રહ નિર્બળ, અસ્તનો, વક્રનો, કે નીચનો હશે તો આ ઉત્તમ ફળમાં કમીપણું કરશે; તેમજ જે જે ભાવે જે જે ગ્રહનું નેષ્ટ ફળ જણાવેલું છે પણ તે ગ્રહ કદી બળવાન, સ્વગ્રહનો, પોતાના મિત્ર ગ્રહની રાશિનો, ઉદયનો, માર્ગનો, કે ઉંચ રાશિનો હશે તો આ નેષ્ટ ફળમાં કાંઈક કમીપણું કરી કંઈક સારૂં ફળ આપશે એવું જાદવ પંડીત કહે છે.

આ પ્રસંગમાં તાજક પદ્ય કોષમાં કહેલું છે કે ભાવસ્થ ફળ કોઈ ગ્રહનું નેષ્ટ હશે અને તે ગ્રહ પણ નિર્બળ થઈ નેષ્ટ બની ગયો હશે તો તે ભાવસ્થ ફળ ઘણું નેષ્ટ ફળ આપશે; તેમજ કોઈ ગ્રહનું ભાવસ્થ ફળ ઉત્તમ હશે અને તે ગ્રહ પણ સબળ થઈ ઉત્તમ બની ગયો હશે તો તે ભાવસ્થ ફળ ઘણું શ્રેષ્ટ ફળ આપશે.

સમર તાજકમાં લખ્યું છે કે શ્રેષ્ટ ભાવસ્થ ફળ આપનાર ગ્રહ ઉપર પાપ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હશે તો આ શ્રેષ્ટ ફળમાં કમીપણું થશે, પણ જો તેને શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હશે તો આ શુભ ભાવસ્થ ફળમાં વધારો થશે; તેમજ નેષ્ટ ભાવસ્થ ફળ આપનાર ગ્રહને પાપ ગ્રહનો સમા-ગમ કે દ્રષ્ટિ હશે તો આ નેષ્ટ ભાવસ્થ ફળમાં વધારો કરશે, પણ જો તેને શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હશે તો આ નેષ્ટ ભાવસ્થ ફળમાં કમીપણું થશે.

હાયન સુંદર ગ્રંથમાં લખ્યું છે કે કોઈ પણ ગ્રહ ભાવની સંધીમાં ર-હેલો હોય તો તેનું ફળ ફોગટ સમજવું, પણ આ ગ્રહ ફક્ત રાશિ ફળ આપશે.

તાજકસાર નામના ગ્રંથમાં સૂર્ય વિગેરે ગ્રહોનું બાર ભાવનું અનુક્રમે ભાવસ્થ ફળ નિચે પ્રમાણે લખ્યું છે.

## સૂર્યનું ફળ.

વર્ષ કુંડળીમાં ૧૦–૬–૩–૧૧ મા ભાવમાં સૂર્ય રહેલો હોય તો ધનનું સુખ આપે, અને કામકાજમાં જય કરે, અને ૭–૮–૪–૧૨–૧

ભાવમાં રહેલો હોય તો અનેક રીતથી સંકટ, ભય અને પીડા કરે. તેમજ ૫-૨ ભાવમાં સૂર્ય રહેલો હોય તો ધન, પૂત્ર, મિત્ર અને ધારેલા કામનો નાશ કરે છે.

## ચંદ્રનું ફળ.

વર્ષ કુંડળીમાં ૩—૨—૫—૧૧ મા ભાવમાં ચંદ્ર રહેલો હોય તો અનેક જાતનું સુખ અને ધન આપે છે. ૮—૧—૭—૧૨—૬ ભાવમાં ચંદ્ર પાપ ગ્રહની સાથે રહેલો હોય અથવા પાપ ગ્રહની દ્રષ્ટિવાળો હોય અને તે ચંદ્રને ગુરૂ કે શુક્ર પૂર્ણ દ્રષ્ટિથી દેખતો ન હોય તો આ ચંદ્ર માણસને જમ રાજાના હાથમાં સોંપે છે; પણ જો ગુરૂ કે શુક્ર પૂર્ણ દ્રષ્ટિથી દેખતા હોય તો આ રીષ્ટ યોગનો ભંગ થાય છે. વળી ચંદ્ર ચોથા ભાવમાં રહેલો હોય તો હ્રદયના રોગ જેવા કે કફ વિગેરેના રોગોની પીડા ઉપજે. દશમા ભાવમાં ચંદ્ર ધન અને હાસ્ય વિલાસનું સુખ વધારે છે. નવમા ભાવમાં ચંદ્ર બુદ્ધિના વધારાનો નાશ કરે છે, અને બારમા ભાવમાં રહેલો હોય તો ગરીબ અવસ્થાને પહોંચાડે છે.

## મંગળનું ફળ.

વર્ષકુંડળીમાં ૧—૪—૭ મા ભાવમાં મંગળ રહેલો હોય તો શરીરમાં પીડા ઉપજાવે, આઠમા ભાવે રહેલો હોય તો મૃત્યુનો યોગ કરે છે, બારમા ભાવમાં રહે તો ઘણું ખરચ વધારે છે, પાંચમા ભાવમાં મંગળ પૂત્ર અને ધનનો નાશ કરે છે, બીજે બેઠો હોય તો ધનનો નાશ થાય, અને છઠ્ઠે બેઠો હોય તો શત્રુનો નાશ કરી પૃથ્વીનો લાભ આપે છે, અને એ સિવાયના ભાવમાં મંગળ ધનનો લાભ આપે છે, પણ નવમા ભાવે બેઠો હોય તો ભાગ્ય અને ધનનો નાશ કરે છે.

## બુધનું ફળ.

વર્ષ કુંડળમાં ૧૨-૮-૬ ભાવમાં બુધ રહેલો .હોય તો ધન, સુખ, ધારેલું કામ અને કીર્તિનો નાશ કરે છે અને ભય વધારે છે, ૩-૧-૪-૭-૧૦-૨-૯-૫મા ભાવમાં બુધ રહેલો હોય તો હાસ્ય વિલાસ, વૈભવ, અને ધન અને સુખ ઉપજાવે છે, અને ૧૧ મા ભાવમાં બુધ રહેલો હોય તો લાભ આપે છે, પણ જો આ બુધ બળવાન શુભ ગ્રહની સાથે ૧૧ મા ભાવમાં બેઠો હોય તો નીધી ધન એટલે ધરતીમાંથી દાટેલા ધનનોલાભ મેળવેછે.

## ગુરૂનું ફળ.

વર્ષ કુંડળીમાં ૨-૧૧-૫-૧-૪-૭-૧૦-૯-૩ ભાવમાં ગુરૂ રહેલો હો-

ય તો સર્વે ધારેલાં કામ સિદ્ધ થાય, ધન અને સુખમાં વધારો થાય, આઠમા ભાવે બેઠો હોય તો શરીરે પીડા થાય, વળી ૬-૧૨ મા ભાવે ગુરૂ રહેલો હોય તો ધન, સુખ અને મનની સર્વે ધારણાઓનો નાશ કરે છે, અને રોગ, શત્રુ અને ખરચમાં વધારો કરે છે.

## શુક્રનું ફળ.

વર્ષ કુંડળીમાં શુક્ર ૧૨-૬-૮ મા ભાવમાં રહેલો હોય તો ખરચ, રોગ, અને શત્રુનો વધારો કરે અને બાકીના ૧-૨-૩-૪-૫-૭-૯-૧૦-૧૧ મા ભાવમાં શુક્ર રહેલો હોય તો સુખ, ધન, અને મનની ધારણાઓ સફળ કરે, તેમજ વસ્ત્ર અને અલંકારનો લાભ આપે છે.

## શનિનું ફળ.

વર્ષ કુંડળીમાં ૧૨-૭-૧-૮ મા ભાવમાં શનિ રહેલો હોય તો ધન અને સુખનો નાશ કરે. પાંચમા ભાવમાં રહેલો શનિ પૂત્ર સાથે શત્રુતા ઉપજાવે, અને ૪ થા ભાવમાં શનિ રહેલો હોય તો સુખ, ધન, અને મનોરથનો નાશ કરે. ૩-૬-૧૧ મા ભાવમાં શનિ રહેલો હોય તો મનની સઘળી ધારણાઓ પૂરી પાડી ધનનો લાભ આપે છે, અને બીજા ભાવે શનિ રહેલો હોય તો ધનનો નાશ કરે છે, અને નવમા ભાવમાં રહેલો શનિ પાપના કામો કરી પાપનો વધારો કરેછે, અને જો કદી દશમા ભાવે બેઠો હોય તો મનોરથ માત્રની હાની કરી કેવળ દુઃખનો સંગ્રહ કરાવે છે.

તાજકસાર નામના ગ્રંથમાં રાહૂ તથા કેતુનું ભાવસ્થ ફળ કહેલું નથી, પણ તાજક મુકતાવળીમાં અને તાજક તિલકમાં રાહૂ અને કેતુનું ફળ શનિ પ્રમાણે કહેલું છે.

તાજક પદમ કોષ નામના ગ્રંથમાં ગોવર્ધન પંડીતે સૂર્ય વિગેરે નવે ગ્રહોના બારે ભાવના જૂદાં જૂદાં ફળો એકેકા શ્લોકથી એમ કુલ ૧૦૮ શ્લોકોથી ભાવસ્થ ફળ જણાવેલાં છે, તેમજ તાજકાલંકારમાં પણ લખેલાં છે તે સઘળાં ફળનો સાર ઉપર જણાવેલાં તાજકસારના ભાવસ્થ ફળમાં શમાવેશ થાયછે.

આ ભાવસ્થ ફળના પ્રસંગમાં મણીત્થાચાર્ય કહે છે કે ગ્રહો સબળ કે નિર્બળ હોય અગર શુભ ગ્રહ કે પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તેમજ ઉદય કે અસ્તના કે વક્ર કે માર્ગના હોય તો પોતાના ભાવસ્થ ફળામાં વધઘટ કરેછે, માટે ગ્રહોની સ્થિતિ અને બળાબળ આ ભાવસ્થ ફળ જોવ-

માં ધ્યાનમાં રાખવા.

કેટલાએક ગ્રંથોમાં ભાવસ્થફળ કહેલાં નથી, કારણ કે આ ભાવસ્થ ફળો સાધારણ છે એટલે બરાબર સર્વને લાગુ પડતા નથી, કારણ કે આ ભાવસ્થ ફળની સાથે જન્મકુંડળીના બળાબળ અને સ્થિતિની યોજના કરવી પડે છે, અને દરેક માણસને ગ્રહોની જૂદી જૂદી સ્થિતિ હોય છે, માટે બરાબર ધ્યાન રાખીને જન્મના અને વર્ષના ગ્રહોના બળાબળ તપાસીને આ ભાવસ્થ ફળ કહેવામાં આવશે તો બરાબર તે સાચા મળશે.

---

# प्रकरण छहुं.

## સહમ બાબત.

### તાજક નિલકંઠી ગ્રંથમાંથી.

જૂદી જૂદી બાબતોનું ફળ જાણવાને બાર ભાવ છે. આ એકેકા ભાવની પેટા બાબતો ઘણી છે, તેથી દરેક પેટા બાબતનું વિગતવાર ફળ ફક્ત ભાવ ઉપરથી જાણી શકાતું નથી, પણ માત્ર અમૂક ભાવ સંબંધી સારૂં કે કે નઠારૂં એટલું જાણી શકાય છે. જેમ કે ચોથો ભાવ બળવાન અથવા સારો છે અને ચોથા ભાવમાં માતાનું, મિત્રનું, સ્થાનકનું, વાહનનું, ચતુષપદનું, અને તેવીજ બીજી બાબતોનું જોવાય છે, પણ તેમાં કયી બાબતનું સારૂં ફળ જાણવું એ નક્કી થાય નહીં, માટે દરેક બાબતનું જૂદું જૂદું વિગતવાર ફળ જાણવાને **सहम** ઉપયોગી છે, અને સહમની મદદથીજ બરાબર ખુલાસો થાય છે. **सहम**નો અર્થ ભાવના ફળમાં મદદગાર એવો થાયછે, માટે સહમ વગર ફળાદેશ બરાબર કહી શકાય નહીં. આ સહમનું સાધન વર્ષમાં એટલે વર્ષ ફળ જાણવાને તો અતિ ઉપયોગી છે, તેમજ જન્મમાં અને પ્રશ્નમાં પણ સહમની મદદથી સારી રીતે ફળાદેશ જાણી શકાય છે એમ તાજકમુક્તાવળીમાં કહેલું છે.

આ સહમો બધાં મળીને ૫૦ છે. કોઈ કોઇ બીજા ગ્રંથોમાં વધુ ઓછાં પણ કહેલાં છે, તેમજ હાયનરત્ન નામના ગ્રંથમાં ૭૫ સહમ કહેલાં છે, પણ તે સઘળાનો આ ૫૦ સહમમાં સમાવેશ થાય છે એમ વામન પંડીત કહેછે.

## સહમનાં નામો નિચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ પુન્ય સહમ. | ૧૮ માદ્યરોગ. | ૩૫ શ્રદ્ધા. |
| ૨ ગુરૂ. | ૧૯ મન્મથ. | ૩૬ પ્રીતિ. |
| ૩ જ્ઞાન. | ૨૦ કલી. | ૩૭ તનુ. |
| ૪ જશ. | ૨૧ ક્ષમા. | ૩૮ બળ. |
| ૫ મિત્ર. | ૨૨ શાસ્ત્ર. | ૩૯ જાડ્ય, |
| ૬ માહાત્મ. | ૨૩ બંધુ. | ૪૦ બ્યાપાર. |
| ૭ આશા. | ૨૪ બંદક. | ૪૧ પાનીયપતન. |
| ૮ સમર્થતા. | ૨૫ મૃત્યુ. | ૪૨ શત્રુ. |
| ૯ ભ્રાતા. | ૨૬ પ્રદેશ. | ૪૩ શૌર્ય. |
| ૧૦ ગૌરવ, | ૨૭ ધન. | ૪૪ ઉપાય. |
| ૧૧ રાજ્ય. | ૨૮ અન્યદારા. | ૪૫ દરીદ્ર. |
| ૧૨ તાત. | ૨૯ અન્ય કર્મ. | ૪૬ ગુરૂતા. |
| ૧૩ માતા. | ૩૦ વણિક. | ૪૭ અંબુપંથ. |
| ૧૪ સુત. | ૩૧ કાર્ય સિદ્ધિ. | ૪૮ બંધન. |
| ૧૫ જીવિત. | ૩૨ વિવાહ. | ૪૯ દુહિતા. |
| ૧૬ અંબુ. | ૩૩ સુતી. | ૫૦ અશ્વ, |
| ૧૭ કર્મ. | ૩૪ સંતાપ. | |

ઉપર લખેલા સહમોમાંનાં કેટલાંએકનાં નામ સમજાય તેવાં છે અને કેટલાંએકનાં નામ સમજાય તેવાં નથી, તેથી સહમનાં નામ તાજક નિલકંઠી ગ્રંથમાં નિચે પ્રમાણે આપે છે.

ગુરૂ સહમ એટલે ઉપદેશકરતું સહમ.

જ્ઞાન સહમ એટલે વિદ્યા સહમ.

શાસ્ત્ર સહમ એટલે વેદ, સ્મૃતિ તથા પુરાણ સહમ.

જાડ્ય સહમ એટલે મોહો અથવા અજ્ઞાન.

બળ સહમ એટલે સૈન્ય સહમ.

અંગ સહમ એટલે શરીર સહમ.

જળ સહમ એટલે શરીરની કાંન્તિ.

ગુરૂતા એટલે દેશનો સ્વામિ અથવા મંડળેશ.

ગૌરવ સહમ એટલે માન, પ્રતિષ્ટા, અથવા કીર્તિ.

રાજા સહમ એટલે છત્ર ચામરના વૈભવવાળો, અપરાધીને દંડ કરનાર, તથા સજ્જનને બક્ષિસ આપનાર એવો સમર્થ માણસ.

માહત્મ એટલે એકાંતમાં કરેલા વિચારને ગુપ્ત રાખનાર તથા ધીરજ અને બુદ્ધિનું ડહાપણ રાખનાર.

સામર્થ એટલે શરીરમાં પેદા થયલી બળની શક્તિ.

શૌર્ય એટલે શત્રુને વશ રાખવાની તથા શત્રુને દંડ આપવાની મેહેનત.

આશા એટલે ઇચ્છા.

શ્રદ્ધા એટલે ધર્મવાળી બુદ્ધિ.

બંદ એટલે પરાધિનતા અથવા પારકો આશ્રય.

પાનીયપતન એટલે વરસાદ અથવા અકસ્માત જળમાં બૂડી જવું.

તાપ એટલે માન્સિક ચિંતા કે પીડા.

માઘ એટલે શરીરની પીડા.

બંધુ એટલે સપીંડા અથવા સાત પેહેડી સૂધીના પોતાના એક ગોત્રના ભાઈઓ.

વણિક એટલે સાચી જુઠી આજીવિકા ઉપરથી ગુજરાન કરનાર.

આધાન એટલે પ્રસવ અથવા જન્મ થવો.

પરકર્મ એટલે દાસપણું અથવા નોકરી.

મન્મથ સહમ એટલે સ્ત્રી પુરૂષનો વિષય.

અન્યદારા એટલે પર સ્ત્રી.

સૂતી એટલે પ્રસવ, જન્મ.

તનુ એટલે શરીર.

દુહિતા એટલે દીકરી.

## સહમનું ફળાદેશ.

૧ સહમની રાશિનો સ્વામિ ઊંચનો, પોતાની રાશિનો એટલે સ્વગ્રહી, પોતાના હદ્દાનો,* પોતાની રાશિના દ્રષ્કાણનો, પોતાના નવમાંશનો હોય, અથવા શુભસ્થાનમાં હોય અને તે લગ્નને દેખતો હોય તો તે સહમનો સ્વામિ બળવાન જાણવો; પણ જો તે કદી લગ્નને દેખતો ન હોય તો તેને નિ-

---

* પોતાના હદ્દાનો, પોતાની રાશિના દ્રષ્કાણનો, પોતાના નવમાંશનો ગ્રહ ક્યારે કહેવાય તે વિશેની સમજુતી આગળ વૃહત્ પંચવર્ગીની સમજુતીમાં લખેલી છે તે જુઓ.

બળ જાણવો. પણ વાગન પંડીતનો આ પ્રસંગમાં એવો મત છે કે ઉપર જણાવેલા પ્રકારથી સહગનો સ્વામિ બળવાન થયો હોય ને તે કદી લગ્નને દેખતો ન હોય તો તદન તેને નિર્બળ ગણવો નહી, પણ વિભાગથી એટલે થોડો નિર્બળ ગણવો; પણ સમરત્તાજકમાં એ વિશે એવો ખુલાશો આપેલો છે કે લગ્ન એ દેહ છે, અને જ્યારે લગ્નને દેખે નહીં ત્યારે તેની સત્તા દેહ ઉપર નથી એમ સાબિત થયું, અને જ્યારે દેહ ઉપર તેની સત્તા નથી ત્યારે દેહ વગર તે કોને ઇષ્ટ ફળ આપી શકશે. દેહનું જે સારૂં કરી શકે નહીં તે બળવાન હોય તોપણ કામનો નથી. આ અભિપ્રાયથી ગમે તેવા ઉત્તમ અધિકાર પામી કોઇ ગ્રહ બળવાન થયો હોય પણ જો તે લગ્નને દેખતો ન હોય તો તેને બળવાન ગણવોજ નહીં એટલે આ સહમના સંબંધમાં કાંઇ કામનોજ નહીં. આ વિશે વધારે ખુલાશો વર્ષના રાજાના પ્રકરણમાં લખેલો છે કેમકે તે પ્રસંગમાં એવું જણાવવામાં આવેલું છે કે ગમે તેટલા અધિકાર અગર બળ પામેલો ગ્રહ જો કદી વર્ષ લગ્નને દેખતો ન હોય તો તે વર્ષનો રાજા બની શકશે નહીં. આ મત તેજસિંહ પ્રમાણ કરે છે, અને યવનાચાર્ય તો આ મત પ્રમાણ કરી તેના સંબંધમાં એમ જણાવે છે કે બળ પામેલો ગ્રહ પોતાની રાશિવાળા સહમને તથા લગ્નને દેખતો હશે તોજ પોતાના બળના અનુસાર ઇષ્ટ ફળ આપી શકશે,

૨ જન્મ વખતનો સૂર્ય જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ, તથા જન્મ વખતે ચંદ્ર જે રાશિનો હોય તે રાશીનો સ્વામિ, તથા જન્મ વખત પહેલાં જે અમાસ ગઇ હોય તે અમાસ જેટલી ઘડી પળે હોય તે ઉપરથી લગ્ન વરતતાં જે લગ્ન આવે તેનો સ્વામિ, તથા જન્મ વખત પહેલાં જે પૂનેમ ગઇ હોય તે પૂનેમ જેટલી ઘડી પળે હોય તે ઉપરથી લગ્ન વરતતાં જે લગ્ન આવે તે લગ્નનો સ્વામિ, એ ચારે ગ્રહોનું વૃહત્ પંચવર્ગીમાં ઉપર પ્રમાણે બળા બળ જાણવું. હીલ્લાત્તાજક ગ્રંથમાં તથા મનુષ્ય જાતક નામના ગ્રંથમાં ઉપર લખેલા ચાર ગ્રહોનો ઉપયોગ આયુષ્ય વરતવામાં કરેલો છે, પણ તેનો આ ઠેકાણે કાંઇ સંબંધ નથી.

૩ પંચવર્ગી બળમાં જે ગ્રહનું પાંચ કરતાં ઓછું બળ હોય તથા હર્ષ સ્થાનમાં એક પણ અધિકાર પામ્યો ન હોય અને તે લગ્નને દેખતો ન હોય તો તેને નિર્બળ ગ્રહ જાણવો.

૪ ઉચ્ચ અને પોતાની રાશિમાં એટલે સ્વગ્રહી જે ગ્રહ હોય તે મ-

હા અધિકારી જાણવો, અને જે ગ્રહ પોતાના હદ્દામાં હોય તેને મધ્યમ અ-ધિકારી જાણવો, અને જે ગ્રહ પોતાના દ્રષ્કાણુમાં તથા પોતાના નવમાંશમાં (મૂશળગાં) હોય તેને સ્વલ્પ અધિકારી જાણવો.

૫ ઉપર પ્રમાણે કદી સ્વલ્પ અધિકારી ગ્રહ હોય અને તે લગ્નને દે-ખતો હોય તો તેને બળવાન જાણવો એમ વાગન પંડીત કહે છે.

૬ તાજક ભૂષણમાં કહેલું છે કે જે સહમ પોતાના સ્વામિની સાથે એક ભાવમાં હોય અથવા જે સહમને પોતાનો સ્વામિ દેખતો હોય અથવા જે સહમની સાથે શુભ ગ્રહ એક ભાવમાં બેઠા હોય અથવા શુભ ગ્રહ જે સહમને દેખતા હોય તે સહમનો સ્વામિ બળવાન હોય તો તે સહમનો વધા-રો એટલે તે સહમનું શ્રેષ્ટ ફળ આપશે.

૭ ઉપર પ્રમાણે જે સહમ પોતાના સ્વામિ અથવા શુભ ગ્રહની સા-થે એક ભાવમાં ન હોય અથવા તેઓ દેખતા ન હોય અને તે સહમ ભેગા પાપ ગ્રહ બેઠા હોય અથવા દેખતા હોય તો તે સહમનું નેષ્ટ ફળ સમજવું.

૮ જે સહમ ભેગા શુભ ગ્રહ અને પાપ ગ્રહ એમ બંને બેઠા હોય અથવા દેખતા હોય તો મીશ્ર ફળ સમજવું; તેમાં પણ શુભ ગ્રહ વધારે હો-તો શ્રેષ્ટ ભાગ વધારે, અને પાપ ગ્રહ વધારે હોય તો નેષ્ટ ભાગ વધારે સમજવો એવું તાજકસારમાં કહેલું છે.

૯ જાદવ પંડીત કહેછે કે વર્ષ કુંડળીમાં આઠમા ભાવની રાશિના સ્વામિ સાથે જે સહમ હોય અથવા આ આઠમા ભાવનો સ્વામિ જે સહમને દેખતો હોય તો તે સહમનું નેષ્ટ ફળ જાણવું.

૧૦ વર્ષ કુંડળીના આઠમા ભાવની રાશિના સ્વામિની સાથે અથવા પા-પ ગ્રહની સાથે જે સહમ ઈત્થશાલ યોગ કરે તો તે સહમ કદાપિ ઉપર કહ્યા પ્રમાણે બળવાન હોય તોપણ તે સહમનું ફળ નાશ પામે છે એમ સૂર્ય દે-વજ્ઞ કહે છે.

૧૧ જે સહમની સાથે પાપ ગ્રહ હોય અથવા પાપ ગ્રહ દેખતા હો-ય તો તે સહમનું ફળ નાશ પામે છે.

૧૨ જન્મ વખતે એટલે જન્મ કુંડળીમાં પણ ઉપર પ્રમાણે સહમોનું બળાબળ વિચારવું

૧૩ જન્મ વખતે સર્વ સહમોનું ઉપર પ્રમાણે બળાબળ વિચારવું, તે-માં જે સહમ બળવાન હોય તે સહમનું સાધન વર્ષ કુંડળીમાં કરવું અને જન્મ વખતે જે સહમ નિર્બળ હોય તે સહમ સંબંધી વર્ષ ફળમાં વિચાર કરવો

નહીં. આ પ્રસંગે વામન પંડીત કહે છે કે જમીનમાં બીજ વાવેલું હશે તો તેનું વ્રક્ષ થઈ તે ઉપર ફળ બેસશે, પણ બી વગર છોડ ઉગશે નહીં. તેજ પ્રમાણે જન્મ વખતે જે જે સહમો બળવાન હશે એટલે જે જે સહમો જન્મ વખતે બીજ રૂપે રહેલાં હશે તો તે તે સહમો પુષ્ટ થઈ અમૂક વર્ષમાં તે બળવાન થતાં ફળ આપશે. જેમ કે વ્રક્ષ બરાબર ફળ આપવા લાયક પુષ્ટ થશે અને જ્યારે તેની ઋતુ આવશે ત્યારે તે ઝાડ ફળ આપશે, તેમ આ સહમોને માટે પણ સમજવું એટલે જન્મ વખતે બીજ રૂપે સહમો બળવાન થયલાં હશે તે પછી અમૂક વર્ષમાં પણ તે પોતાના તથા પોતાના સ્વામિના બળ થકી પુષ્ટ થયલાં હશે એટલે ફળ આપવા લાયક થયલાં હશે. તોજ પોતાની ઋતુમાં એટલે દશા વિગેરેના વખતમાં બરાબર ફળ આપશે; પણ જે સહમ મૂળથીજ એટલે જન્મ વખતે નિર્બળ હશે તો પછી અમૂક વર્ષમાં તે બળવાન હશે તો તે યોગ્ય ફળ આપી શકશે નહીં. જેમ કે જે ઝાડનું બીજ અગર મૂળ નિર્બળ હશે તે શી રીતે પુષ્ટ થઇ ફળ આપવા લાયક થશે ! માટે જન્મ વખતે જે જે સહમો નિર્બળ હશે તે તે સહમો સંબંધી અમૂક વર્ષમાં સારા ફળનો વિચાર કરવો યોગ્ય નથી.

## પુન્ય સહમનું ફળ.

૧ પુન્ય સહમ ઉપર પ્રમાણે બળવાન હોય તો ધર્મની સિદ્ધિ અને ધનની પેદાશ જાણવી, અને તે નિર્બળ હોય તો ધર્મનો નાશ અને ધનનો પણ નાશ જાણવો એમ વામન પંડીત કહેછે

૨ સમર ત્તાજકમાં કહેલું છે કે પોતાનો સ્વામિ કે શૂભ ગ્રહ ભેગો હોય અથવા દેખતો હોય તો પુન્ય સહમ બળવાન જાણવું, અને તેમ ન હોય અને તેને બદલે પાપ ગ્રહ ભેગા હોય અથવા દેખતા હોય તો નિર્બળ જાણવું, એ વિગેરે વિચાર સબળ નિર્બળનો ઉપર કહેલોછે તે તમામ ઠેકાણે સમજવું.

૩ વર્ષ કુંડળીમાં છઠ્ઠા, આઠમા, કે બારમા ભાવમાં પુન્ય સહમ હોય તો આખા વર્ષમાં ધર્મનો, ભાગ્યનો, જશ, કીર્તિનો નાશ સમજવો; પણ જો પોતાનો સ્વામિ કે શૂભ ગ્રહ ભેગો હોય અથવા તો દેખતો હોય તો વર્ષના છેલ્લા ભાગમાં ધન, ભાગ્ય, ધર્મ, જશ અને સુખનો કાંઇક સંભવ જાણવો, મતલબ કે વર્ષના પહેલા અર્ધમાં એટલે છ મહીનામાં તેનું અશૂભ ફળ જાણવું.

૪ પુન્ય સહમ પાપ ગ્રહ સાથે હોય અને તેને શૂભ ગ્રહ દેખતા હોય તો વર્ષના પૂર્વાર્ધમાં અશૂભ ફળ અને ઉત્તરાર્ધમાં શૂભ ફળ જાણવું.

૫ પુન્ય સહમ શૂભ ગ્રહની સાથે હોય અને તેને પાપ ગ્રહ દેખતા હો-

ય તો વર્ષના પૂર્વાર્ધમાં શુભ ફળ અને ઉત્તરાર્ધમાં અશુભ ફળ સમજવું.

૬ પુન્ય સહમ ભેગા પાપ ગ્રહ હોય અને પાપ ગ્રહ દેખતા હોય તો આખા વર્ષમાં પુન્ય સહમનું નેષ્ટ ફળ જાણવું એમ તાજક મુકતાવળીમાં કહેલુંછે.

૭ પુન્ય સહમ ભેગા શુભ ગ્રહ હોય ને શુભ ગ્રહ દેખતા હોય તો આખા વર્ષમાં શુભ ફળ જાણવું.

૮ પુન્ય સહમ જે વર્ષમાં બળવાન હોય તે વર્ષનું ફળ શ્રેષ્ટ જાણવું, અને જે વર્ષમાં નિર્બળ હોય તે વર્ષ નિર્બળ સમજવું, માટે વર્ષમાં પુન્ય સહમ પ્રથમથીજ વિચારવું. આ પ્રસંગમાં વામન પંડીત કહે છે કે જે માણસને પુન્યનું કમજોર એટલે પાપનો જોગ વધારે તે માણસ દુઃખી થાય છે. મનુસ્મૃતિ અને મિતાક્ષરામાં સાફ જણાવેલું છે કે માણસના સુખનો તથા તેના આયુષ્યનો આધાર તેના પુન્ય ઉપર છે માટે જેને પુન્યનું બળ વધારે તે સુખી અને દીર્ઘાયુશી થાય છે એટલાજ માટે જન્મમાં અને વર્ષમાં પુન્ય સહમ બળવાન હશે તો બીજા સહમો ખરેખરા બળવાન થઈ યોગ્ય ફળ આપશે. જો આ પુન્ય સહમ નિર્મૂળ હશે તો પાપનો વધારો હોવાથી દુઃખનોજ સંભવ થશે એટલા માટે સર્વ શાસ્ત્ર કર્તાઓ કહેછે કે પુન્ય સબળ હશે તો જીંદગી સુખી અને તે આધારે વર્ષમાં પણ તે માણસ સુખી રહેશે. સમરતંત્ર ગ્રંથમાં પણ તેમજ કહેલું છે.

૯ જન્મકુંડળીમાં છઠ્ઠા, આઠમા, કે બારમા ભાવમાં પુન્ય સહમ હોય અને વર્ષમાં પણ પુન્ય સહમ પાપદત એટલે પાપ ગ્રહ ભેગા હોય કે દેખતા હોય તો આખા વર્ષમાં ધન, ધર્મ, અને સુખનો નાશ સમજવો; તેમજ પુન્ય સહમનો સ્વામિ દગ્ધ એટલે અસ્તનો હોય તોપણ ધર્મ, ધન, અને સુખનો નાશ થાય છે.

૧૦ આ પ્રસંગે સમરસિંહ કહે છે કે ઉપર પ્રમાણે સર્વ સહમોનો જન્મ કુંડળીમાં તથા વર્ષ કુંડળીમાં વિચાર કરી તે સહમોનું શ્રેષ્ટ કે નેષ્ટ ફળ સમજવું. ફકત રોગ સહમ, શત્રુ સહમ, કલી એટલે ક્લેશ સહમ, મૃત્યુ સહમ, જાડય એટલે અજ્ઞાનતા, અને દરીદ્ર સહમોનું ફળ પુન્ય સહમ કરતાં અવળી રીતે જાણવું, એટલે એટલા સહમો નિર્બળ હોય તો શ્રેષ્ટ ફળ સમજવું, અને એ સહમો સબળ હોય તો નેષ્ટ ફળ જાણવું, કારણ કે રોગ, શત્રુ વિગેરે સહમો બળવાન હોય તો વધારે નુકશાન કરે, અને નિર્બળ હોય તો નુકશાન કરે નહીં એ જગત પ્રસિદ્ધ બાબત છે.

## ૨ કાર્ય સિદ્ધિ સહમનું ફળ.

કાર્ય સિદ્ધિ સહમ બળવાન એટલે શૂભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય અથવા શૂભ ગ્રહના ઇત્થશાલવાળું હોય તો સંગ્રામમાં જય કરે, શત્રુનો નાશ અને પોતાની મોટાઇ વધારે, મીશ્ર હોય તો મહા મેહનતે જશ કે જય આપે, અને કેવળ નિર્બળ એટલે પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો આ બાબતનું નેષ્ટ ફળ સમજવું એમ તાજક મુક્તાવળીમાં કહેલું છે.

## ૩ કલી સહમનું ફળ.

કલી સહમની સાથે શૂભ ગ્રહ કે પાપ ગ્રહ ભેગા ન હોય અથવા દેખતા ન હોય અને પાપ ગ્રહના ઇત્થશાલવાળું કલી સહમ હોય તો કલેશના પ્રસંગથી એટલે વાદ વિવાદના પ્રસંગથી મૃત્યુ જાણવું, પણ જો આ કલી સહમને શૂભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો પરિણામે જય મળે, તેમજ મીશ્ર ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો કજીઓ તથા દુઃખ બંને સમજવા એમ વામન પંડીત કહે છે.

**મીશ્ર** એટલે પાપ ગ્રહ તથા શૂભ ગ્રહ એ બંને સાથે સમજવા.

## ૪ વિવાહ સહમનું ફળ.

વિવાહ સહમ પોતાના સ્વામિ અગર શૂભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું બળવાન હોય અને શૂભ ગ્રહના ઇત્થશાલવાળું હોય તો વિવાહની પ્રાપ્તિ કરે. **મીશ્ર ગ્રહ** નો સમાગમ કે દ્રષ્ટિ હોય તો મહા મેહેનતે વિવાહ થાય; પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો અથવા પાપ ગ્રહના ઇત્થશાલવાળું હોય તો અથવા વર્ષ લગ્નથી આઠમા ભાવના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય, અથવા વિવાહ સહમથી આઠમા ભાવના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો, અથવા તેના ઇત્થશાલ યોગવાળું હોય તો આ વર્ષમાં વિવાહ થશે નહીં એમ તાજક મુક્તાવળીમાં કહેલું છે.

## ૫ જશ સહમનું ફળ.

જશ સહમનો સ્વામિ વર્ષ કુંડળીમાં આઠમા ભાવે બેઠો હોય અને તેને ત્યાં પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તત્કાળ જશનો નાશ થાય એટલુંજ નહીં પણ પાપગ્રહના પ્રસંગથી અપજશ મળે. આ પ્રમાણે આઠમા ભાવમાં છતાં જો કદી તે અસ્તનો અને હીનબળનો હોય તો પોતાના કુળના જશનો નાશ થાય એમ તાજક તિલકમાં કહેલું છે.

શૂભ ગ્રહના ઇત્થશાલ યોગવાળું જશ સહમ અથવા- જશ સહમ

શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તેમજ જશ સહમ બળવાન હોય તો જશનો ઘણો વધારો થાય, અને યુદ્ધમાં જશ મળે, વાહાન, શસ્ત્ર વિગેરેનો લાભ થાય એમ સૂર્ય દૈવજ્ઞ કહેછે.

જશ સહમના સ્વામિનો પાપ ગ્રહની સાથે ઈસરાફ યોગ હોય તો અપજશ મળે, અને જશનો નાશ થાય.

## ૬ આશા સહમનું ફળ.

આશા સહમ અને આશા સહમનો સ્વામિ એ બંને વર્ષ કુંડળીમાં ૬-૮-૧૨ મા ભાવે ન હોય તથા એ બંને શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો વાંછિત કામની સિદ્ધિ, સુવર્ણ વિગેરેનાં ઘરેણાં, વસ્ત્ર અને વાહાનનો લાભ થાય એમ સમરતંત્રમાં કહેલું છે.

પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું આશા સહમ હોય તો અતિ દુઃખ થાય.

## ૭ રોગ સહમનું ફળ.

રોગ સહમનો સ્વામિ પોતે પાપગ્રહ હોય અને તેને પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો રોગનો વધારો કરે.

જાદવ પંડીત કહે છે કે આઠમા ભાવના સ્વામિ સાથે રોગ સહમના સ્વામિનો ઇત્થશાલ થાય તો મૃત્યુ થાય, અને તેમાં વળી જો રોગ સહમનો સ્વામિ હીનબળી હોય તો ઘણા કષ્ટથી મૃત્યુ થાય.

રોગ સહમને પોતાનો સ્વામિ અને શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય અથવા રોગ સહમનો સ્વામિ બળવાન હોય અને ૬-૮-૧૨ મા ભાવમાં બેઠો ન હોય તો રોગ બીલકુલ થાય નહીં, અને રોગ સહમને મીશ્ર ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો થોડો રોગ થઇ પરિણામે રોગનો નાશ થાય એમ તાજક તિલકમાં કહેલું છે.

## ૮ ધન સહમનું ફળ.

ધન સહમ પોતાના સ્વામિ અને શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો ધનના લાભથી સુખ થાય.

પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું ધન સહમ હોય તો ધનનો નાશ થાય.

ધન સહમ પાપ ગ્રહના સમાગમ અને શુભ ગ્રહની દ્રષ્ટિવાળું હોય તથા શુભ ગ્રહના ઇત્થશાલ યોગવાળું હોય તો પ્રથમ સર્વ ધનનો નાશ થાય અને પાછળથી સુખની સાથે ધનનો લાભ થાય એમ તેજસિંહ કહે છે.

હાયન સુંદર ગ્રંથમાં કહ્યું છે કે ધન સહમ શુભ ગ્રહના સમાગમવાળું

અને પાપ ગ્રહની દ્રષ્ટિવાળું હોય તો પ્રથમ ધનનો લાભ જણાવી પાછળથી ધનનો નાશ કરે.

ધન સહમ મીશ્ર ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય અથવા મીશ્ર ગ્રહના ઈત્થશાલ યોગવાળું હોય તો ધનનું સુખ જાણવું.

જે સહમ ઉપર શુભ ગ્રહની અથવા પાપ ગ્રહની શત્રુ દ્રષ્ટિ પડતી હોય એટલે ૪-૭-૧૦ ભાવની દ્રષ્ટિ પડતી હોય તો તે સહમને શત્રુ થકી ભય જાણવો એટલે ચોર વિગેરે તરફથી ધનનો નાશ જાણવો.

જે સહમ ઉપર શુભ ગ્રહની અથવા પાપ ગ્રહની મિત્ર દ્રષ્ટિ એટલે ૩-૫-૯-૧૧ મા ભાવની દ્રષ્ટિ પડતી હોય તો મિત્ર તરફથી ધન, માન, અને જશ વિગેરેથી સુખ મળે.

## ૯ પૂત્ર સહમનું ફળ.

પોતાનો સ્વામિ અને શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું પૂત્ર સહમ હોય તો પૂત્રનો લાભ થાય અને તેથી સુખ મળે એમ સમરતંત્રમાં કહેલું છે.

પૂત્ર સહમ પાપ ગ્રહના સમાગમવાળું અને શુભ ગ્રહના ઇત્થશાલ યોગવાળું હોય તો પ્રથમ પૂત્ર સંબંધી દુઃખ જણાવીને પાછળથી પૂત્રનું સુખ આપે.

પૂત્ર સહમ પાપ ગ્રહના સમાગમ કે પાપ ગ્રહના ઈસરાફ યોગવાળું હોય અને પૂત્ર સહમનો સ્વામિ હીન બળનો તથા અસ્તનો હોય તો પૂત્રનો નાશ સમજવો.

વામન પંડીત કહે છે કે વર્ષ પ્રવેશ વખતે પૂત્ર સહમનો સ્વામિ તે જન્મ કુંડળીમાં પાંચમા ભાવનો સ્વામિ હોય અને તે શુભ ગ્રહની મિત્ર દ્રષ્ટિવાળો હોય તો પૂત્રની પ્રાપ્તિ અથવા લાભ આપે.

## ૧૦ પિતા સહમનું ફળ.

પિતા સહમ પોતાના સ્વામિ અથવા શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો પિતાને ધન, વસ્ત્ર, માન, અને સુખ આપે છે.

વામન પંડીત કહે છે કે પિતા સહમનો સ્વામિ નિર્બળ હોય અથવા અસ્તનો હોય કે લગ્નથી આઠમે રહ્યો હોય અથવા પાપ ગ્રહના ઈસરાફ યોગવાળો હોય, તેમાં વળી પિતા સહમનો સ્વામિ ચર રાશિનો હોય તો પિતાનું પ્રદેશમાં મૃત્યુ થાય.

પિતા સહમનો શુભ ગ્રહ સાથે ઈત્થશાલ યોગ હોય અને પિતા સહમ ભેગો પાપ ગ્રહ હોય તો વર્ષના પૂર્વાર્ધમાં પિતાને મહારોગનો વધારો ક-

રીને પાછળથી ઉત્તરાર્ધમાં પરિણામે રોગ મટાડે છે, ને સુખ આપે છે.

તેજસિંહ કહે છે કે પિતા સહમને સ્વામિ સંપૂર્ણ બળવાન એટલે પંચવર્ગી બળમાં ૧૫ ના બળવાળો હોય તો રાજા થકી માન અને જશનો વધારો કરે.

## ૧૧ બંધન સહમનું ફળ.

બંધન સહમ પોતાના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો વર્ષમાં બંધન એટલે બંધીખાનાનો જોગ થાય નહીં.

બંધન સહમ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો બંધન થાય.

બંધન સહમનો અથવા તેના સ્વામિનો પાપ ગ્રહ સાથે ઇત્થશાલ યોગ થાય તો જરૂર બંધન યોગ થશે એમ શૂક્ર સ્વામિ કહે છે.

## ૧૨ ગૌરવ સહમ એટલે માન, પ્રતિષ્ટા અને કીર્તિ સહમનું ફળ.

ગૌરવ સહમ પોતાના સ્વામિ અથવા શૂભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો સુખનો લાભ થાય, રાજ્યપક્ષમાં મોટાઇ, વસ્ત્ર, અને જશની પ્રાપ્તિ કરે.

ગૌરવ સહમ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો પોતાના અધિકાર થકી ભ્રષ્ટ થાય.

વામન સ્વામિ કહે છે કે ગૌરવ સહમ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય અને પાપ ગ્રહનો ઇત્થશાલ હોય તો વર્ષના પૂર્વાર્ધમાં ધનનો અને માનનો નાશ થાય, અને શૂભ ગ્રહની સાથે ઇત્થશાલ કરેલો હોય તો વર્ષના ઉત્તરાર્ધમાં સુખ, વાહાન, અને શસ્ત્રનો લાભ આપે.

## ૧૩ કર્મ સહમનું ફળ.

કર્મ એટલે દશમો ભાવ, અને કર્મ ભાવનો સ્વામિ, તથા કર્મ સહમ, અને કર્મ સહમનો સ્વામિ, એ ચારે બળવાન હોય તથા પોતપોતાના સ્વામિઓ અને શૂભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તથા શૂભ ગ્રહના ઇત્થશાલવાળા હોય કે પોતાના સ્વામિના ઇત્થશાલ યોગવાળા હોય તો સુવર્ણ, ઘોડા, હાથી, અને પૃથ્વીનો લાભ આપે; અને તેઓ કદી પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો નેષ્ટ ફળ આપે છે એમ વામન સ્વામિ કહે છે.

કર્મ ભાવ અને કર્મ સહમના સ્વામિ અસ્ત થયલા હોય અથવા વક્ર ગતિના હોય તો આરંભ કરેલા શૂભ કામનું અવળું ફળ આપે અને કામની સિદ્ધિ થાય નહીં.

કર્મ ભાવ અને કર્મ સહમના સ્વામિઓને શનિનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો જરૂર આરંભ કરેલા કામમાં અપજશ અને હાની થાય.

તાજક મુકતાવળીમાં લખ્યું છે કે રાજ સહમનો સ્વામિ અને દશમા ભાવનો સ્વામિ એ બંનેને પાપ ગ્રહોનો ઇસરાફ યોગ થતો હોય તો રાજભ્રષ્ટ થાય તથા આરંભ કરેલા શુભ કામનો નાશ થાય.

ઉપર પ્રમાણે સહમોના ફળ જાણવા અને બાકી જે સહમોનો ફળાદેશ જણાવવામાં આવ્યો નથી તે સહમના ફળાદેશ જાણવાની રીતી પુન્ય સહમના ફળાદેશની રીત પ્રમાણે સમજવી. ગ્રંથ લાંબો થઇ જાય એ ભય થકી તમામ સહમોનું ફળાદેશ એની એ હકીકત વારંવાર લખતા નથી.

સહમોનું ફળ, કુલ, જાતી, અને સ્વરૂપ વિચારીને એટલે દેશકાળ જોઇને યથાયોગ્ય જેમ ઘટે તેમ ફળ કહેવું એમ સમરતંત્રમાં કહેલું છે.

જે સહમ શુભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમવાળું હોય તો તે સહમ સંબંધી બાબતનું સુખ સમજવું, અથવા સહમના સ્વામિના બળના પ્રમાણમાં તે સહમ સંબંધી સુખ જાણવું. જેમકે સહમનો સ્વામિ સંપૂર્ણ બળવાન હોય તો પૂરેપૂરૂં સુખ, મધ્યમ બળવાળો હોય તો મધ્યમ સુખ, અને હીનબળ હોય તો સહમનું સુખ સમજવું નહીં.

જેને જન્મપત્રી ન હોય ત્યારે તેનું તાત્કાળીક પ્રશ્ન કરીને પ્રશ્ન કરનારની ઈચ્છા પ્રમાણે તે વખતના સર્વ સહમો ઉપજાવીને ફળ કહેવું, કેમકે પ્રશ્ન કરનાર જૂદી જૂદી અનેક જાતનો ફળાદેશ માગે છે તે સર્વે જાતના ફળાદેશ સહમ વગર જૂદી જૂદી બાબતનો કહી શકાતો નથી માટે જે ઠેકાણે જેનો ઉપયોગ તે ઠેકાણે તે સહમને ઉપજાવી તે ઉપર સૂક્ષ્મ વિચાર કરી ફળાદેશ કહેવો એમ વામન પંડીત કહે છે.

દીકરાના વર્ષફળમાં તાત સહમ ઉપજાવેલું હોય તો તે ઉપરથી પોતાને બાપનું સુખ કે દુઃખ એટલુંજ માલમ પડશે, પણ કોઇને બાપ, ભાઇ વિગેરેના વિશેષ ફળ જાણવાની ઇચ્છા હોય અને બાપ તથા ભાઇ વિગેરેની જન્મપત્રી ન હોય તો તેઓના વિશેષ ફળની યોજના ફકત દીકરાના વર્ષ ફળ ઉપરથી જાણવાની રીતી નિચે પ્રમાણે છે.

દીકરાની કુંડળીથી બાપને વિશેષ ફળ કહેવું હોય તો બાપના સર્વ સહમ ઉપજાવવાને માટે દશમો ભાવ તેજ લગ્ન કળપવું, અથવા તાત સહમ તેનેજ લગ્ન કલપવું. ભાઇના સર્વ સહમો ઉપજાવવા હોય તો ત્રીજો ભાવ

એજ લગ્ન કળાપવું, અથવા ભ્રાત સહમ તેજ લગ્ન કલ્પીને બાકીની રીતી સરખી સમજવી. એ પ્રમાણે માતા, સ્ત્રી, શત્રુ વિગેરેને માટે પણ સમજવું એવું તાજક મુક્તાવળી નામના ગ્રંથમાં તથા રોમક તાજક નામના ગ્રંથમાં કહેલું છે.

વામન પંડીત કહે છે કે દીકરાના જેમ પચાશ સહમો ઉપજાવી શકાય છે તેમ પિતાની જન્મકુંડળી વગર ઉપરની રીત પ્રમાણે પિતાના પણ પચાશે સહમ ઉપજાવી શકાય છે ને તે ઉપરથી પિતાને પચાશે સહમનું શૂભા શૂભ ફળ કહી શકાય છે. એજ પ્રમાણે માતા, ભાઇ, પૂત્ર, સ્ત્રી, શત્રુ વિગેરેના પચાશ પચાશ સહમો અથવા જેટલા ઉપયોગના હોય તેટલા સહમો ઉપજાવીને તેમને શૂભા શૂભ ફળ વિગતવાર કહી શકાય છે.

દરેક સહમનું ફળ કયારે મળશે એટલે કેટલી મૂદતમાં મળશે તે વિશે યાદવ પંડીતે તથા રોમકચાર્યે પોતાના ગ્રંથમાં જૂદી જૂદી રીતે જણાવ્યું છે, પણ તાજક મુક્તાવળીનો મત તથા કેશ્વાચાર્યનો મત ઘણા પંડીતો કબૂલ રાખે છે માટે તે મત અમે દાખલ કરીએ છીએ.

દરેક સહમો પોતપોતાના સ્વામિની હીનાંશા દશામાં સારૂં અથવા નેષ્ટ ફળ આપશે આ પક્ષ અથવા મત ઉત્તમ છે.

બીજો પક્ષ એવો છે કે સહમમાંથી તેનો સ્વામિ બાદ કરતાં રાશિ, અંશ, કળા, વિકળા બાકી રહેશે. આ રાશિને ત્રીશે ગુણીને અંશ મેળવતાં જે આવે તેટલા દિવસે વર્ષ બેઠા પછી તે સહમ ફળ આપશે. આ બીજો પક્ષ ઘણા પંડીતો કબુલ રાખતા નથી.

ત્રીજો પક્ષ એવો છે કે સહમમાંથી તેનો સ્વામિ બાદ કરતાં બાકી રાશિ, અંશ, કળા, વિકળા રહે તે રાશિ, અંશ, કળા, વિકળાની બરાબર જ્યારે સૂર્ય થાય ત્યારે સહમ ફળ આપશે. આ પક્ષ પણ ઘણા પંડીતો કબુલ રાખતા નથી.

સહમો પોતાના સ્વામિની હીનાંશા દશામાં ફળ આપે એ મત સર્વ પંડીતો માન્ય કરે છે.

સહમોનું ફળ ઘણું ઝીણું તથા વિગતવાર અને ખુલાશાબંધ છે માટે જે પંડીત સહમોનું ફળ સારી રીતે ઝીણા વિચારથી કહેશે તેની વાણી કદી પણ મીથ્યા થશે નહીં.

વામન પંડીત કહે છે કે જેને જેટલા સહમો ઉપયોગના હોય અથવા

જેને જેટલા સહમનો સંભવ હોય તેટલાજ સહમ ઉપજાવવા, બાકીના ઉપજાવવાની ખાલી મેહેનત કરવાની જરૂર નથી.

—o*o—

# प्रकरण सातमुं.

## ભાવ વિચાર.

### તાજક નિલકંઠી ગ્રંથ મધેથી.

લગ્નથી આરંભીને બાર ભાવ સુધીમાં જે જે બાબતો જોવાય છે તે તે બાબતોનું તથા તેના સંબંધનું સુખ દુઃખ વિગેરેનું પરિણામ આ ભાવ વિચારમાં જોવાયછે. ભાવ એટલે સ્થાન, અને સ્થાન એટલે ગૃહ અથવા ઘર. જ્યોતિશ શાસ્ત્રમાં આ ભાવો બાર છે, અને આ બાર ભાવોના આધારથી સઘળી જાતનું શુભા શુભ ફળ જોઇ શકાયછે. જાતક શાસ્ત્રમાં ભાવ વિચારનો ફળાદેશ છે. સાધારણ ફળાદેશ જન્મનો તથા વર્ષનો જાતક અને તાજક ગ્રંથમાં સરખો છે. ભાવ વિચારનું ફળ ઘણું કરીને ચાર પ્રકારથી જોવાય છે.

૧ ભાવને ગ્રહના સમાગમ કે દ્રષ્ટિના આધારથી.

૨ ઊંચ, સ્વગ્રહ રાશિવાળા ગ્રહોના આધારથી.

૩ ઈત્થશાલ વિગેરે યોગના આધારથી.

૪ ગ્રહોના પરસ્પરના સંબંધના આધારથી એટલે બે ત્રણ ગ્રહો ભેગા બેઠા હોય તે આધારથી.

ઉપરના ચાર પ્રકારથી ફળ જોવાને માટે જાતક શાસ્ત્રમાં ભગવાન ગાર્ગી, વરાહમિહરાચાર્ય, મણિત્થાચાર્ય, અને યવનાચાર્ય વિગેરે પંડીતોએ જેવી રીતે ખુલાશો અને યુક્તિઓ જણાવેલી છે તેવીજ રીતે અને તેથી વધારે યુક્તિઓ તથા ખુલાશો તાજક શાસ્ત્રમાં વામન પંડીત, ગોવર્ધન પંડીત, શુક સ્વામિ, કેશ્વાચાર્ય, જાદવ પંડીત, યવનાચાર્ય, ગણેશ દૈવજ્ઞ, સૂર્ય દૈવજ્ઞ, સમરસિંહ, તથા તેજસિંહ વિગેરે પંડીતોએ સારી રીતે વિવેચન કરેલાં છે તે સર્વેનો સારાંશ સંગ્રહ અહીંઆં કરવામાં આવ્યો છે.

તાજક મુક્તાવળી અને તાજક સારમાં લખેલું છે કે ભાવસ્થ ફળ છે તે ઘણું સાધારણ છે, માટે શુભા શુભ યોગના આધારથી ઘણું સૂક્ષ્મ ફળ બરાબર મળેછે તેથી યોગ ફળ જોવા વધારે પ્રયત્ન કરવો. વળી વામન પંડીત પણ એમજ કહેછે.

## ભાવ વિચાર.

પ્રથમ સાધારણ ભાવ વિચાર તાજકસારમાં નિચે પ્રમાણેછેઃ—

૧ લગ્ન વિગેરે બારે ભાવની અંદર જે જે ભાવમાં પોતાનો સ્વામિ અથવા કોઇ શુભ ગ્રહ કે પૂર્ણ કળાનો ચંદ્ર રહેલો હોય તો તે ભાવનું ઉત્તમ સુખ મળે, અને એક કરતાં વધારે શુભ ગ્રહો રહેલા હોય તો વધારે ઉત્તમ ફળ મળે.

૨ અથવા તો સ્વામિ કે શુભ ગ્રહ દેખતા હોય તોપણ ભાવનું શ્રેષ્ટ ફળ થાયછે.

૩ પોતાના સ્વામિ વગર બીજા પાપ ગ્રહો કે ક્ષીણ ચંદ્ર જે ભાવમાં બેઠેલા હોય તે ભાવનો નાશ એટલે નેષ્ટ ફળ થાય.

૪ તેમજ સ્વામિ વગર બીજા પાપ ગ્રહો કે ક્ષીણ ચંદ્ર જે ભાવને દેખતા હોય તે ભાવનો નાશ એટલે નેષ્ટ ફળ સમજવું.

૫ શુભ ગ્રહ અને પાપ ગ્રહ સાથે જે ભાવમાં એકઠા બેઠેલા હોય તો તે ભાવનું સમધારણ એટલે નહીં સારૂં કે નહીં ઉત્તમ તે ભાવનું ફળ જાણવું.

૬ તેમજ શુભ અને પાપ ગ્રહ સાથે દેખતા હોય તોપણ મધ્યમ એટલે સારૂં નહીં અને નેષ્ટ પણ નહીં એમ સમજવું.

૭ ઉપર કહેલા ગ્રહોમાંથી કોઈ ગ્રહ નીચ રાશિનો, અથવા શત્રુ રાશિનો જે ભાવમાં બેઠેલો હોય તો તે ભાવનો નાશ કરે; સમગ્રહ રાશિનો હોય તો મધ્યમ ફળ થાય; મિત્ર ગ્રહની રાશિનો, પોતાની રાશિનો, મૂલ ત્રિકોણ રાશિનો, કે ઉંચ રાશિનો ગ્રહ જે ભાવે રહેલો હોય તો જરૂર તે ભાવનું ઉત્તમ ફળ આપે.

૮ ઉપર પ્રમાણે ૬-૮-૧૨ મા ભાવ સિવાય તમામ ભાવને માટે ફળ જોવાની રીતી છે. એ ત્રણ ભાવમાં ફળ જોવાની રીતી તે તે ભાવમાં જણાવીશું.

આ પ્રસંગે વામન પંડીત કહે છે કે ભાવનું સુખ એટલે જે જે ભાવમાં જે જે બાબતો વર્ણવેલી છે તે તે બાબતોથી સુખ મળે, અને ભાવનું દુઃખ એટલે જે જે ભાવમાં જે જે બાબતો વર્ણવેલી છે તે તે બાબતોથી દુઃખ થાય. ભાવમાં વર્ણવેલી બાબતોને સુખ દુઃખ થાય એમ વિચારવું નહીં.

ઉપર જણાવેલો સાધારણ ફળાદેશ બારે ભાવને લાગુ પાડવો, તેમજ ૬-૮-૧૨ મા ભાવ વિશે એવી રીતે વિચાર કરવો કે કદી છઠા ભાવને પો-

તાના સ્વામિનો કે શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ છે તો છઠ્ઠા ભાવનું શ્રેષ્ટ ફ-ળ અગર સુખ સમજવું. રોગ તથા શત્રુનો નાશ હોય તોજ છઠ્ઠા ભાવનું સુખ થાય, તેમજ છઠ્ઠા ભાવને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે છઠ્ઠા ભાવ સંબંધી કષ્ટ એટલે દુઃખ સમજવું એટલે રોગ તથા શત્રુનો વધારો હોય તોજ દુઃખ ઉપજે. પણ સમરસિંહ પંડીત એ વિશે વધારે ખુલાશો બતાવે છે કે જે જે ભાવને પોતાનો સ્વામિ કે શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે ભાવનો વધારો સમજવો એટલે છઠ્ઠા ભાવમાં તે પ્રમાણે હોય તો રોગ તથા શત્રુનો વધારો થાય એટલે પોતાને દુઃખ થાય; તેમજ તે ભાવને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે ભાવનો નાશ સમજવો. આ પ્રમાણે છઠ્ઠા ભાવમાં પાપ ગ્રહ હોય તો રોગ શત્રુનો નાશ એટલે પોતાને સુખ સમજવું. આ છઠ્ઠા ભાવને માટે સમરસિંહ પંડીતનો મત તાજક શાસ્ત્રમાં ઘણા પંડીતો કબૂલ રાખે છે અને બાકીના ભાવને માટે વામન પંડીતનો મત કબૂલ કરે છે.

તાજક મુક્તાવળીમાં કહેલું છે કે આઠમા ભાવમાં તમામ ગ્રહોનો સમાગમ કે દ્રષ્ટિ નેષ્ટ સમજવી, અને બારમા ભાવમાં પાપ ગ્રહ કરતાં શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ કાંઇક શ્રેષ્ટ ફળ આપે તોપણ તે વિશે વધારે ખુલાશો તે તે ભાવમાં જણાવીશું.

૯ લગ્નનો સ્વામિ પંચવર્ગી બળમાં ઉત્તમ બળ પામ્યો હોય તો શરીરે અનેક પ્રકારનું સુખ, નિરોગીપણું, ધનની પેદાશ અને આનંદ વિલાશ ઉત્તમ રીતે મળે, અથવા લગ્નનો સ્વામિ મધ્યમ બળ પામેલો હોય તો સુખ અને લાભનું ફળ મધ્યમ રીતે આપે, અથવા અલ્પ બળવાળો સ્વામિ હોય તો આ ચાર જાતનું સુખ અલ્પ આપે, અને હીનબળ એટલે નેષ્ટ બળનો સ્વામિ હોય તો અનેક જાતનો ક્લેશ અને વિપતિ આપે.

૧૦ પંચવર્ગી બળના કોઠામાં જે ગ્રહનું બળ દશ કરતાં વધારે હોય તો ઉત્તમ બળ, અને પાંચ કરતાં વધારે અને દશની અંદર હોય તો મધ્યમ બળ, તેમજ પાંચ કરતાં ઓછું હોય તો હીન બળી કે નેષ્ટ બળી ગણાય છે.

૧૧ ઉપર જણાવેલી રીત મુજબ ૬–૮–૧૨ મા ભાવ સિવાય તમામ ભાવના ફળને માટે તે ભાવના સ્વામિના બળ ઉપરથી જેવું, અને ૬–૮–૧૨ મા ભાવની વિગત આગળ તે તે ભાવમાં લખીશું.

૧૨ જન્મ લગ્નો સ્વામિ, વર્ષ લગ્નનો સ્વામિ, મુંથાનો સ્વામિ, અને વર્ષનો રાજા એ ચાર અધિકારીઓમાંથી જે જે ગ્રહ નેષ્ટ બળ પામેલો હોય તેનું ફળ તાજકસારમાં નિચે પ્રમાણે લખેલું છે. પણ આ પ્રસંગે એકથી વ-

ધારે ગ્રહો અધિકારી થઈને નેષ્ટ બળ પામેલા હોય તો તેઓનું ફળ પોત-પોતાની દશામાં આપશે.

૧ ઉપર મૂજબ સૂર્ય અધિકારી નિષ્ટ બળનો હોય તો ચામડીનો રોગ એટલે ખસ, ધાધર, અથવા કોઢના રોગની પીડા થાય, તથા નેત્રને અંધપણું આપે, ઉદાશ ચિત રાખે, નીચ જાતનો ઉદ્યમ કરાવે, અને માબાપની સાથે કલેશ કંકાસ થાય.

૨ ઉપર પ્રમાણે ચંદ્ર હોય તો નેત્રનો રોગ થાય, મનોરથ કામનો નાશ થાય, દરીદ્રપણું આવે, શત્રુથી પરાજ્ય થાય, ઘરના કે કુટુંબના માણસો સાથે કલેશ થાય, અનેક રોગની ઉત્પતિ, અને અનેક જાતનો ભય થાય.

૩ ઉપર પ્રમાણે મંગળ હોય તો ચંચળ મન અને ચંચળ વૃતી તથા બીકણુપણું રાખે.

૪ ઉપર મૂજબ બુધ હોય તો મોહો એટલે નઠારી ચીજ અંગિકાર કરવાની મરજી કે ઇચ્છા થાય અને શત્રુથી પરાજ્ય થાય.

૫ ઉપર મૂજબ ગુરૂ હોય તો સ્વધર્મનો નાશ થાય, અનેક જાતનાં સંકટ, અને તેનાં પરિણામે તથા દુઃખે કરીને રોજગાર ચાલે.

૬ ઉપર પ્રમાણે શુક્ર હોય તો આનંદ વિલાશ અને અનેક જાતના સુખનો નાશ થાય, સ્ત્રીઓની સાથે કલેશ અને કંકાસ એટલાં વાનાં બને.

૭ જો ઉપર મૂજબ શનિ હોય તો ચાકર માણસોથી દુઃખ ઉપજે, અને વાયુના પ્રકોપ થકી રોગ પેદા થાય.

૧૩ વર્ષ લગ્નમાં પાપ ગ્રહ બેઠેલા હોય, અને શુભ ગ્રહો લગ્નમાં રહેલા ન હોય તેમ લગ્નને દેખતા પણ ન હોય તો માણસોમાં વિવાદનાં વચનો તથા ખાનપાનનું નેષ્ટ ફળ આપે.

૧૪ જન્મ લગ્નનો સ્વામિ, વર્ષ લગ્નનો સ્વામિ, અને વર્ષ લગ્નથી આઠમા ભાવનો સ્વામિ, વર્ષની મુંથાનો સ્વામિ, અને વર્ષનો રાજા, એઓ સર્વ ઉત્તમ બળ પામેલા હોય અને ૬–૮–૧૨ એ ત્રણ ભાવમાં રહેલા ન હોય, તેમજ શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિ વિગેરેથી બળીષ્ટ હોય તો આખું વર્ષ અતિ શુભ ફળ દેનારૂં થાય, તે વર્ષમાં અનેક જાતનાં સુખ, જશ, કીર્તિ, અને ધનની પેદાશ ઉત્તમ રીતે અને ઘણી થાય; પણ જો ઉપર જણાવેલા પાંચ અધિકારીઓ નિર્બળ થઈને ૬–૮–૧૨ મા ભાવે રહેલા હોય તો દુઃખ અને ભય આપે; તેમજ એ પાંચે અધિકારીઓ નિર્બળ થઈને ૬–૮–૧૨ મા ભાવમાં રહેલા હોય અને ત્યાં કોઈ શુભ ગ્રહની દ્રષ્ટિ પણ ન હોય તો આખું

વર્ષ નેષ્ટ ફળ આપશે, કદાપિ શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હશે તો તેગાંથી નઠારૂં ફળ કમી થતાં પરિણામમાં કાંઈક સારૂં ફળ મળશે.

૧૫ આ પ્રસંગે વામન પંડીત કહે છે કે છઠ્ઠા ભાવે મંગળનું ભાવસ્થ ફળના પ્રકરણમાં શ્રેષ્ટ ફળ લખવામાં આવેલું છે, પણ જો તે મંગળ લગ્નેશ કે તેવો અધિકારી થઈને છઠ્ઠા ભાવે બેઠો હોય તો નઠારો સમજવો; અને એજ પ્રમાણે બીજા ગ્રહોને માટે સમજવું. શનિનું ભાવસ્થ ફળ ૧૦ મા ભાવે નેષ્ટ છે, પણ જો તે અધિકારી થઈને અથવા પોતાની રાશિનો કે ઉંચનો થઈ ૧૦ મા ભાવે રહેલો હોય તો તે શનિ શ્રેષ્ટ ફળ દેનારો થાય છે. ઉપર પ્રમાણે સ્વગ્રહનો ને ઉંચનો ગ્રહ ગમે તે ભાવે શ્રેષ્ટ ગણાય છે.

૧૬ જન્મ કુંડળીમાં ધનની પેદાશ કરનારો એટલે ધન પ્રાપ્તિ યોગ કરનારો ગ્રહ તથા જન્મ કુંડળીમાં ધન ભાવનો સ્વામિ એ બંને વર્ષ કુંડળીમાં નેષ્ટ બળવાળા હોય તો અનેક રીતથી ધનનો નાશ થાય, કોઈને ધન આપેલું હોય તો પણ તે કહેશે કે નથી આપ્યું એવા મિથ્યા આરોપ આવે, પણ આ બંને ગ્રહો જો ઉત્તમ બળી હોય તો ધનનું અતિ ઉત્તમ ફળ આપે એમ વામન પંડીત કહે છે.

૧૭ ઉપર જણાવેલી કલમ ૧૬ માં બતાવેલા ધન યોગના ઉદાહરણ મૂજબ તમામ ભાવ જોવાની રીતી છે, એટલે જન્મ કુંડળીમાં જે જે ભૂવનનું સુખ દેનારા જે જે ગ્રહો હોય તે, અને તે તે ભૂવનના સ્વામિઓ વર્ષમાં નેષ્ટ બળીઆ હોય તો તે તે ભૂવનનો નાશ કરે, ઉત્તમ બળીઆ હોય તો તે તે ભૂવનનું ઘણું સુખ આપે, અને મધ્યમ બળીઆ હોય તો તે તે ભાવનું મધ્યમ ફળ આપે. આ પ્રમાણે ઝીણી નજરથી વિચાર કરીને વિદ્વાન જોશીઓએ ચોક્કસ ફળાદેશ કહેવો.

## બીજા ભાવ (ધનભાવ) નો વિચાર.

જન્મ કુંડળીમાં ધન ભાવનો સ્વામિ ગુરૂ વર્ષ કુંડળીમાં ધન ભાવે બેઠો હોય અને વર્ષ લગ્નના સ્વામિ સાથે ઇત્થશાલ યોગ કરતો હોય તો આખા વર્ષમાં ધન પ્રાપ્તિનો યોગ થાય એટલે ઉત્તમ રીતે ધન પ્રાપ્તિ થાય, પણ જો તે ગુરૂ વર્ષ લગ્નના સ્વામિ વગર બીજા ગમે તે પાપગ્રહ સાથે ઇસરાફ યોગ કરે તો આખા વર્ષમાં ધનની હાની કરે એમ હાયન તિલકમાં કહેલું છે.

૨ જો જન્મ કુંડળીમાં ધન ભાવમાં ગુરૂ રહેલો હોય અગર ધન ભાવને દેખતો હોય અને તે વર્ષમાં વર્ષનો રાજા ઉત્તમ બળની સાથે બનેલો હોય તો તે વર્ષમાં અનેક પ્રકારથી પ્રયત્ન વગર ધનની ઘણી પેદાશ થાય.

૩ વામન પંડીત કહે છે કે જન્મ કુંડળીમાં જે જે ભાવનો સ્વામિ ગુરૂ વર્ષમાં તે તે ભાવે બેઠેલો હોય અને વર્ષ લગ્નના સ્વામિ કે વર્ષના રાજા સાથે ઈત્થશાલ યોગ કરતો હોય તો તે ભાવનું ઉત્તમ સુખ આપે. જેમકે જન્મ કુંડળીમાં બીજા ભાવનો સ્વામિ ગુરૂ વર્ષમાં પણ બીજા ભાવે બેઠેલો હોય અને તે વર્ષ લગ્નના સ્વામિ સાથે ઇત્થશાલ યોગ કરે તો ધનનું ઘણું સુખ મળે. જન્મમાં દશમા ભાવનો સ્વામિ ગુરૂ વર્ષમાં દશમા ભાવે બેઠેલો હોય તો દશમા ભાવનું સુખ મળે, એમ તમામ ભાવને માટે સમજવું.

૪ જન્મ કુંડળીમાં જે જે ભાવને ગુરૂ દેખતો હોય અને વર્ષમાં ગુરૂ વર્ષનો રાજા બનેલો હોય તો તે તે ભાવનું ઉત્તમ સુખ વિદ્વાનોએ આ ઠેકાણે કહેલું છે.

૫ તાજક સારમાં કહ્યું છે કે જન્મમાં છઠ્ઠા ભાવનો સ્વામિ બુધ વર્ષમાં છઠ્ઠા ભાવે બેઠો હોય તો થોડો લાભ આપે, પણ આ પ્રમાણે બીજા ગ્રહો નુકશાન કરે.

૬ વર્ષમાં આઠમા ભાવમાં અગર બીજા ભાવમાં ગુરૂ પાપ ગ્રહની સાથે નેષ્ટ બળી થઇને રહેલો હોય તો જરૂર રાજાના દંડથી ધનનો નાશ થાય.

૭ જે ગ્રહ પાપ ગ્રહની સાથે રહે તે પાપ પીડીત કહેવાય છે.

૮ બીજા ભાવમાં ગુરૂ રહેલો હોય અને તેને શૂભ ગ્રહ દેખતા હોય અથવા શૂભ ગ્રહની સાથે ત્યાં રહેલો હોય તો રાજ તરફથી ધનનો લાભ થાય એમ તાજક મુક્તાવળી ગ્રંથમાં લખેલું છે.

૯ જન્મમાં અને વર્ષમાં મુંથાની રાશિને કોઇ શૂભ ગ્રહ અથવા ગુરૂ દેખતો હોય તો રાજ્ય તરફથી ધનનો ઘણો લાભ થાય.

૧૦ આ પ્રમાણે શુક્ર વર્ષનો રાજા થઈને વર્ષમાં ધન ભાવે રહેલો હોય અને ત્યાં શૂભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ધન તથા ધાન્યની પ્રાપ્તિ થાય.

૧૧ જન્મમાં તથા વર્ષમાં મુંથાની રાશિને બળીષ્ટ શુક્ર દેખતો હોય અને તે જો વર્ષનો રાજા હોય તો ધન તથા ધાન્યના ઘણા જથાનો લાભ થાય, તેમજ મુંથા સાથે રહેલી હોય તોપણ તેમજ જાણવું.

૧૨ તાજકસારમાં કહ્યું છે કે વર્ષમાં ધન ભાવના સ્વામિનો વર્ષ લગ્નના સ્વામિ સાથે ઇસરાફ યોગ થયો હોય તો ધનના સુખનો નાશ થાય.

૧૩ આ પ્રમાણે વર્ષનો રાજા બુધ બળવાન થઈને ધન ભાવમાં બે-

રહેલો હોય ને ત્યાં શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો, તેમજ જન્મમાં અને વર્ષમાં મુંથાની રાશિને દેખતો હોય અગર મુંથા સાથે રહેલી હોય તો લખવાના ધંધા થકી તથા જ્ઞાન એટલે સલાહકારના ધંધાથી ધનનો લાભ થાય.

૧૪ જન્મકુંડળીમાં લગ્ને રહેલા શુભ ગ્રહો વર્ષમાં ધન ભાવે બેસે તો તે ગ્રહો ધન આપે છે.

૧૫ ધન ભાવમાં કે ધન સહમમાં બુધ, ગુરૂ, અને શુક્ર રહેલા હોય અગર તેઓ દેખતા હોય તો ધનનો ઘણો લાભ થાય અને પોતાના કુળમાં રાજ્યયોગ પામે.

૧૬ તાજક તિલકમાં કહેલું છે કે ધન ભૂવન અને ધન સહમના સ્વામિ એ બે ગ્રહોને શુભ ગ્રહો મિત્ર દૃષ્ટિથી દેખતા હોય તથા તે બે ઉત્તમ બળ પામેલા હોય તો પ્રયાસ વગર એટલે મેહેનત વગર સુખે કરીને ધનનો લાભ થાય, પણ જો કદી તે બે ગ્રહોને શુભ ગ્રહો શત્રુ દૃષ્ટિથી દેખતા હોય તો પ્રયત્ન એટલે મેહેનત કર્યાથી ધન મળે.

## ત્રીજા ભાવનો ભાવ વિચાર.

૧ તાજક સારમાં કહ્યું છે કે વર્ષનો રાજા સૂર્ય અથવા શુક્ર બળવાન હોય અને તેને પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ન હોય તો સગા ભાઇ બહેનનું ઉત્તમ પ્રકારનું સુખ થાય, અને જો એ વર્ષના રાજા શુક્ર કે સૂર્ય નિર્બળ હોય ને તેને પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો સગા ભાંડુમાં વિરોધ થાય.

૨ ત્રીજા ભાવનો સ્વામિ વર્ષનો રાજા થાય, અને તે દગ્ધ એટલે અસ્તનો તથા નીચનો અને દુષ્ટ સ્થાનના હોવવાળો હોય તો ભાઇ ભાઇઓમાં વિરોધ કરાવે અથવા સૂર્ય કે શુક્ર વર્ષનો રાજા હોય ને તે દગ્ધ હોય તોપણ ભાઈઓમાં વિરોધ થાય.

૩ જાદવ પંડીત કહે છે ત્રીજા ભાવનો સ્વામિ વર્ષના સ્વામિ સાથે ઈસરાફ યોગ કરે તો શરીરે રોગ તથા કષ્ટ અને સ્વજન કુટુંબીઓ અને ભાંડુ સાથે વિરોધ થાય.

૪ વર્ષનો રાજા ત્રીજા ભાવના સ્વામિ સાથે ઈત્થશાલ યોગ કરે તો ભાંડુ થકી સુખ મળે, અથવા ત્રીજે ભાવે ગુરૂ રહેલો હોય તોપણ ભાંડુ થકી સુખ મળે એમ વામન પંડીત કહે છે.

૫ મંગળની સાથે ચંદ્ર ત્રીજે ભાવે રહેલો હોય તો ભાઇઓ સાથે વિરોધ થાય, પણ જો તેને ગુરૂ દેખતો હોય તો નહીં.

૬ લઘુ પંચવર્ગીમાં એક પણ અધિકાર પામીને ત્રીજા ભાવનો સ્વામિ ત્રીજે ભાવે રહેલો હોય અને વર્ષના રાજા સાથે અથવા લગ્નના સ્વામિ સાથે ઇત્થશાલ યોગ કરે તો ભાઇઓમાં પરસ્પર સુખ મળે.

૭ ત્રીજા ભાવના સ્વામિ સાથે કોઇપણ પાપ ગ્રહ ઇસરાફ યોગ કરે તો ભાંડુમાં પરસ્પર વેર થાય.

૮ તાજક સારમાં કહ્યું છે કે ત્રીજા ભાવમાં મંગળની રાશિ મેષ કે વૃશ્ચિક રાશિનો શનિ રહેલો હોય તો ભાઈઓના શરીરે રોગ થાય.

૯ તાજક સારમાં કહ્યું છે કે ત્રીજા ભાવમાં બુધની રાશિ મીથુન કે કન્યા રાશિનો મંગળ રહેલો હોય તો ભાઈઓને નક્કી રોગ થાય.

૧૦ ત્રીજા ભાવમાં શનિની રાશિ મકર કે કુંભ રાશિનો મંગળ રહે, અથવા મંગળની રાશિ મેષ કે વૃશ્ચિક રાશિનો બુધ ત્રીજા ભાવે રહે ને તેઓને શુભ ગ્રહોનો સમાગમ કે દૃષ્ટિ હોય તો પરસ્પર ભાઇઓને સુખ સ્નેહ થાય.

૧૧ જન્મ અને વર્ષ કુંડળીમાં બુધ અને શુક્ર બળવાન અને અધિકારી હોય અને એ બે ગ્રહો વર્ષમાં ત્રીજા ભાવે રહેલા હોય તથા ગુરૂ પણ બળવાન થઇને ત્રીજે રહ્યો હોય તો પરસ્પર ભાઇઓને તથા કુટુંબ જનને સુખ મળે.

૧૨ જન્મ અને વર્ષમાં બળવાન શુક્ર અધિકારી થઇને ચંદ્રની સાથે રહેલો હોય તો ભાઇઓ તથા કુટુંબના માણસોની વૃદ્ધિ કરે.

૧૩ ત્રીજે પાપ ગ્રહ હોય તેને ભ્રાતૃ સહમનો સ્વામિ તથા ત્રીજા ભાવનો સ્વામિ દેખતા હોય તો ભાઈઓને સંતાપ થાય.

૧૪ ભ્રાતૃ સહમ પાપ ગ્રહની સાથે હોય અને તેને ત્રીજા ભાવનો સ્વામિ કે ભ્રાતૃ સહમનો સ્વામિ દેખતો ન હોય તો ભાઈઓને દુઃખ થાય.

૧૫ ભ્રાતૃ સહમ અને ત્રીજા ભાવનો સ્વામિ એ બે દગ્ધ એટલે અસ્ત, નીચાદિ દોષવાળા હોય તો ભાઇઓનો નાશ થાય.

૧૬ ત્રીજા ભાવના સ્વામિ થકી વર્ષનો રાજા અથવા વર્ષ લગ્નનો સ્વામિ સાતમે રહેલો હોય તો ભાઇઓની સાથે વિવાદ થાય.

૧૭ જન્મમાં ત્રીજા ભાવનો સ્વામિ ત્રીજે પોતાની રાશિનો હોય ને તેને શુભ ગ્રહો દેખતા હોય તેમજ તે ત્રીજા ભાવનો સ્વામિ પોતાની રાશિનો વર્ષમાં ત્રીજે આવે ને તેને શુભ ગ્રહો દેખતા હોય તો ભાઇઓ તરફથી સંતોષ થાય એમ તાજક મુક્તાવળી, હાયન સુંદર, અને તાજકસારમાં જણાવેલું છે.

તાજક મુક્તાવળી ગ્રંથમાં લખેલું છે કે જો શુભ યોગ કરનારા ગ્રહો બળવાન હશે એટલે ઉંચના કે સ્વગ્રહના કે શુભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમવાળા હશે તો તે શુભ ફળ પૂરેપુરૂં આપશે; પણ જો તે શુભ યોગ કરનાર ગ્રહ નિર્બળ હશે એટલે અસ્તના કે નીચ રાશિના કે પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હશે તેમજ દુષ્ટ સ્થાનમાં રહેલા હશે તો પૂરેપૂરૂં શુભ ફળ આપશે નહીં, પણ તેમાં ઘણો ભાગ કમી થશે, તેમજ દુષ્ટ યોગ કરનારા ગ્રહો બળીષ્ટ એટલે બળવાન હશે તો નેષ્ટ ભાગ ઓછો કરશે, અને જો તે નિર્બળ હશે તો વધારે નેષ્ટ ફળ આપશે.

## ચોથા ભાવને ભાવ વિચાર.

૧ ચોથા ભાવે સૂર્ય પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો બાપને પીડા કરે.

૨ સૂર્યની માફક ચંદ્ર ચોથે હોય તો માને પીડા થાય.

૩ સૂર્ય અને ચંદ્ર બંને પાપ ગ્રહના યોગ કે દષ્ટિવાળા હોય તો મા અને બાપ બંનેને પીડા થાય.

૪ જન્મમાં જે રાશિને સૂર્ય હોય તેજ રાશિને વર્ષમાં શનિ હોય તો બાપની સાથે વેર થાય તથા બાપનું અપમાન કરે એવું તાજકસારમાં કહ્યું છે.

૫ તેવીજ રીતે જન્મમાં જે રાશિને ચંદ્ર હોય તેજ રાશિને વર્ષમાં શનિ આવે તો માતાની સાથે વેર થાય તથા માતાનું અપમાન કરે.

૬ ચોથા ભાવે પોતાની રાશિને ગ્રહ માબાપની પ્રીતિ ઉપજાવે તથા સુખ આપે.

૭ તાજક મુકતાવળીમાં કહેલું છે કે ચોથા ભાવને સ્વામિ બળવાન થઈને લગ્નના સ્વામિ સાથે ઈત્થશાલ યોગ કરે તો માબાપનું ઉત્તમ પ્રકારનું સુખ જાણવું.

૮ જન્મમાં ચોથા ભાવને સ્વામિ જન્મમાં તથા વર્ષમાં હીન બળી હોય તો માબાપને દુઃખ ઉપજે.

૯ મા અને બાપના સહમ દગ્ધ એટલે પાપ પીડીત થઇને મુંથા થકી ચોથા સ્થાને બેઠા હોય તો માબાપનો નાશ થાય, અને મુંથા થકી ગમે ત્યાં બેઠા હોય તોપણુ માબાપને રીષ્ટ તૂલ્ય પીડા થાય.

૧૦ જન્મમાં ચોથા ભાવની કે તેના સ્વામિ ગ્રહની રાશિમાં શનિ અને મંગળ વર્ષ કુંડળીમાં આવે અને તેમને શુભ ગ્રહને સમાગમ કે દષ્ટિ ન

હોય તો માબાપને ક્લેશ થાય. કોઈ વિદ્વાનનો એવો મત છે કે જન્મમાં ચોથા ભાવનો સ્વામિ જન્મગાં જે રાશિનો હોય તેજ રાશિના અગર જન્મની ચોથા ભાવની રાશિના શનિ અને મંગળ હોય અને એ બે ગ્રહો શુભ ગ્રહના યોગ કે દ્રષ્ટિ વગરના આવે તોપણ માબાપને ક્લેશ કરે.

૧૧ ચોથો ભાવ અથવા માબાપના સહમો વર્ષ લગ્નના સ્વામિ કે વર્ષના રાજાની સાથે ઇત્થશાળ યોગ કરે તો માબાપને સુખ થાય એમ તાજક મુક્તાવળી ગ્રંથમાં લખ્યું છે.

૧૨ શુક્ર સ્વામિ કહેછે કે માબાપના સહમો આઠમા ભાવના સ્વામિ સાથે ઈત્થશાલ યોગ કરે અથવા પોતાના શત્રુ કે પાપ ગ્રહ સાથે ઇસરાફ યોગ કરે તો માબાપને વિપત્તિ પડે.

## પાંચમા ભાવનો ભાવ વિચાર

૧ વામન પંડીત કહેછે કે વર્ષનો રાજા ગુરૂ પાંચમે કે અગિયારમે રહે તો સપૂત્રનું સુખ આપે.

૨ સૂર્ય, મંગળ, બુધ, અને શુક્ર, એમાંથી કોઇ પણ વર્ષના રાજા થઇને પાંચમે કે અગિયારમા ભાવે આવે તોપણ સપૂત્ર એટલે રૂડા પૂત્રનું સુખ મળે.

૩ ઉપર લખેલા સપૂત્રનું સુખ આપનારા ગ્રહો પાપ પીડીત હોય તો પૂત્રને દુ:ખ થાય.

૪ પૂત્ર સહમ બળવાન થઈને પાંચમા ભાવમાં આવે તો પૂત્રની પ્રાપ્તિ કરે, વળી વર્ષનો રાજા શુભ ગ્રહની દૃષ્ટિવાળો પાંચમા ભાવે બેસે તો નક્કી સુખની સાથે પૂત્રની પ્રાપ્તિ કરે.

૫ મંગળની સાથે બુધ શુભ ગ્રહની રાશિનો હોય ને તેને શુભ ગ્રહ દેખતા હોય, વળી તે પાંચમા કે અગિયારમા ભાવે બેઠેલો હોય તો પૂત્રનું સુખ મળે, પણ તે મંગળની સાથે રહેલો બુધ નિર્બળ હોય તો પૂત્રનું સુખ ન આપે એટલુંજ નહીં પણ પૂત્રને પીડા કરે.

૬ શુક્ર સ્વામિ કહેછે કે જન્મમાં જે રાશિનો ગુરૂ હોય તે રાશિ બળવાન થઇને વર્ષમાં પાંચમા ભાવે આવે તો પૂત્રનું સુખ આપે.

૭ મંગળ અથવા બુધ વર્ષનો રાજા થઇને પાંચમા ભાવે બેસે તો પૂત્રનું સુખ આપે.

૮ જન્મમાં જે રાશિનો ગુરૂ હોય તેજ રાશિ વર્ષમાં લગ્ને આવે તો

પૂત્રની પ્રાપ્તિ કરે, તેમજ બુધ અને શુક્ર જન્મમાં જે રાશિમાં રહેલા હોય તે-જ રાશિ વર્ષમાં લગ્ને આવે તોપણ પૂત્રની પ્રાપ્તિ કરે.

૯ જન્મમાં જે રાશિનો શનિ તથા મંગળ હોય તેજ રાશિ વર્ષમાં લગ્ને અથવા પાંચમે, અથવા પાંચમે ને લગ્ને આવે તો નક્કી પૂત્રને પીડા કરે.

૧૦ વામન પંડીત કહેછે કે શુભ ગ્રહના યોગ કે દ્રષ્ટિવાળું પૂન્ય સહગ પાંચમે આવે તો પૂત્રનું સુખ આપે.

૧૧ વર્ષમાં લગ્ન અને પાંચમા ભાવના સ્વામિ પાંચમા ભાવે બળવાન થઈને સાથે બેઠેલા હોય તો પૂત્ર આપે, પણ તે બેનો ઇસરાફ યોગ હોય તો નહીં.

૧૨ ચંદ્ર, ગુરૂ, કે શુક્ર એ ગ્રહોમાંથી કોઇ ઉચનો પાંચમા ભાવે આવે તો પૂત્ર પેદા થાય.

૧૩ પાંચમે વક્ર ગતિનો મંગળ બેસે તો પેદા થયલો પૂત્ર નાશ પામે.

૧૪ તાજક સારમાં કહ્યું છે કે જન્મમાં પાંચમા ભાવનો સ્વામિ શુક્ર વર્ષમાં પાંચમા ભાવે બેશીને લગ્નના સ્વામિ સાથે ઇત્થશાલ યોગ કરે તો પૂત્ર થાય.

૧૫ જન્મમાં જે રાશિનો ગ્રહ રહેલો હોય તે રાશિને ગ્રહનું પદ કહેવાય છે.

૧૬ વર્ષમાં પાંચમે શનિનું પદ આવે અને તેને અધિકારી પાપ ગ્રહ દેખતો હોય તો પૂત્રને પીડા કરે.

૧૭ તાજક મુક્તાવળી ગ્રંથમાં કહ્યું છે કે જન્મમાં જે રાશિ જે ભાવે હોય તે રાશિ વર્ષમાં પણ તેજ ભાવે બળવાન થઇને આવે તો તે ભાવનું સુખ જાણવું, પણ જો નિર્બળ હોય તો તે ભાવનું દુઃખ જાણવું.

## છઠ્ઠા ભાવનો ભાવ વિચાર.

૧ વર્ષનો સ્વામિ શનિ વક્રનો પાપ પીડીત થઈને છઠ્ઠા ભાવે આવે તો પીડા થાય એમ વામન પંડીત કહેછે.

૨ તાજક સારમાં કહ્યું છે કે ઉપર કહેલા દોષવાળો વર્ષનો રાજા શનિ નિર્બળ થઇને છઠ્ઠા ભાવે બેસે તો સનેપાત, શૂળ, ગોળો, નેત્રનો રોગ, અને વીશમ જ્વર વિગેરેની મરણ તૂલ્ય પીડા કે મૃત્યુ થાય.

૩ ઉપર પ્રમાણે ત્રણ દોષવાળો વર્ષનો રાજા ગુરૂ હોય તો વાયુનો રોગ કરે, પણ તે ચંદ્ર સાથે કંબુલ યોગ કરે તો રોગ કરે નહીં.

૪ એ પ્રમાણે ત્રણ દોષવાળો વર્ષનો રાજા મંગળ હોય તો રૂધિર વિકાર કરે.

૫ વર્ષનો રાજા પાપ પીડીત છઠ્ઠે ભાવે હોય તો પીત્તની પીડા કરે, અને તે બારમે હોય તો નેત્રમાં શૂળની પીડા કરે.

૬ ઉપરના ત્રણ દોષવાળો શુક્ર વર્ષનો રાજા પીત્તનો રોગ કરે, પણ જો પુરૂષ રાશિ એટલે એકી રાશિનો હોય ને તેને છઠ્ઠાના સ્વામિનો યોગ કે દ્રષ્ટિ હોય તો સલેખગનો મહા વ્યાધિ પેદા થાય.

૭ એ પ્રમાણે ચંદ્ર હોય તો કફની પીડા કરે.

૮ એ પ્રમાણે બુધ હોય તો વાયુની પીડા કરે.

૯ જન્મ લગ્નનો સ્વામિ પાપ ગ્રહ હોય તે વર્ષના રાજાને શત્રુ દ્રષ્ટિથી દેખતો હોય તો પીડા કરે, પણ તે બીજા પાપ ગ્રહની સાથે રહેલો હોય તો મૃત્યુ કરે એ રીતે તાજક સારમાં કહ્યું છે.

૧૦ શનિના પદનું વર્ષ લગ્ન હોય તો વાત, પીત્ત, અને ગરમીની પીડા કરે, પણ જો તે લગ્નને શત્રુ દૃષ્ટિથી શનિ દેખે અને લગ્ને પાપ ગ્રહ હોય તો મૃત્યુ કરે.

૧૧ એ પ્રમાણે મંગળના પદનું લગ્ન હોય ને તેને શત્રુ દ્રષ્ટિથી મંગળ દેખે તો રકતપીતના રોગો, અગ્નિનો ભય, અને બીજા પણ ઘણા રોગો થાય, પણ તે લગ્નને શૂભ ગ્રહો દેખતા હોય તો રોગમાં ઘટાડો કરે.

૧૨ તાજક તિલકમાં કહ્યું છે કે લગ્નનો, વર્ષનો, અને છઠ્ઠા ભાવનો એમ ત્રણે સ્વામિઓ પરસ્પર ઇત્થશાલ કરે તો તે ગ્રહોના રોગ પેદા થાય.

૧૩ છઠ્ઠા ભાવે શુક્રની રાશિ હોય અને ત્યાં સૂર્ય બેઠો હોય તથા શુક્ર પતીત એટલે ૬–૮–૧૨ મે સ્થાને હોય તો ચાંદી વિગેરે ઇંદ્રીના રોગ થાય.

૧૪ છઠ્ઠે ભાવે પાપ ગ્રહની સાથે રોગ સહમ આવે તોપણ ઇંદ્રીના તો રોગ થાય એમ યવનાચાર્ય કહે છે.

૧૫ પાપ ગ્રહની સાથે ગુરૂ આઠમે હોય અને મંગળ લગ્ને હોય તો મૂર્છા, ઘેન, અને બેભાનના રોગ થાય, પણ જો તેમાં લગ્ને કે આઠમે ચંદ્ર પણ રહ્યો હોય તો શરીરનો કોઇક ભાગ નાશ થાય.

૧૬ જન્મ કુંડળીના કેંદ્રમાં જે પાપ ગ્રહ હોય તેઓ વર્ષમાં લગ્ને બેસે રોગ પેદા થાય.

૧૭ વામન પંડીત કહે છે કે એકી રાશિના પાપ ગ્રહો શુક્રને દેખતા હોય તો કફનો રોગ થાય.

૧૮ જન્મના અને વર્ષના લગ્નમાં રવિ કે મંગળના હદ્દા, રાશિ, દ-

ષ્કાણુ, કે નવમાંશનો અધિકાર આવે, તેમ લગ્ને સૂર્ય કે મંગળ અધિકારી થઇને બેસે તથા દિવસે વર્ષ બેઠેલું હોય તો સખત તાવની પીડા થાય; પણ જો શુભ ગ્રહો દેખતા હોય તો પરિણામે સુખ થાય.

૧૯ જાદવ પંડીત કહે છે કે રાત્રીએ શુકલ પક્ષમાં જન્મ હોય અને ચંદ્રની સાથે મંગળ ઈત્થશાલ કરતો હોય તો રોગ નાશ પામે; પણ જો ચંદ્રની સાથે શનિ ઈત્થશાલ કરે તો રોગ વધે.

૨૦ કૃષ્ણ પક્ષમાં દિવસે જન્મ હોય અને ચંદ્ર મંગળ સાથે ઇત્થશાલ કરે તો રોગ વધે, પણ જો ચંદ્ર શનિ સાથે ઇત્થશાલ કરે તો રોગ મટે.

૨૧ કેતુ અને બુધની સાથે સૂર્ય બેશીને મંગળ સાથે ઇત્થશાલ કરે તો આખું વર્ષ રોગમાં જાય.

૨૨ જન્મમાં કોઇ પણ ગ્રહો બળવાન અધિકારી થઇને તે વર્ષમાં બુધ કેતુની સાથે બેઠો હોય તો આખું વર્ષ રોગમાંજ ગુજરે.

૨૩ તાજકાલંકારમાં કહેલું છે કે વર્ષમાં ચોથા કે સાતમા ભાવે મુંથા હોય અને તેને શત્રુ દ્રષ્ટિથી શનિ દેખે તો શૂળની પીડા થાય, પણ જો કદી ત્યાં બીજા પાપ ગ્રહની દૃષ્ટિ ગળે તો વારંવાર શૂળની પીડા મટે અને પાછી થાય.

૨૪ શુક્ર અને ગુરૂના પદનો વર્ષમાં મંગળ આવે અને તે અસ્તનો હોય તો ગડગુમડ અને સીતલા વિગેરે રોગની પીડા થાય.

૨૫ ગુરૂ અને શુક્રના પદનો વર્ષમાં બુધ ભેગો ચંદ્ર આવે તો કોઢ, ભગંદર, અને કંઠમાળા વિગેરે રોગો થાય.

૨૬ જન્મ લગન અને મુંથાનો સ્વામિ નિર્બળ થઇને છઠ્ઠે પાપ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો તાવની પીડા અને વિકલપણું આવે.

૨૭ તાજક તિલકમાં કહેલું છે કે મુંથા, અને વર્ષ લગ્ન, મુંથાનો સ્વામિ, અને વર્ષ લગ્નનો સ્વામિ, એ ચારે પાપ ગ્રહની કર્તરીવાળા હોય એટલે તેઓ જે ભાવે બેઠેલા હોય તેથી આજુબાજુના ભાવમાં આગળ પાછળ પાપ ગ્રહ બેઠેલા હોય તો ઘણો રોગ કરે; એ ચારમાંથી એક પણ રહ્યો હોય તો પણ રોગ કરે.

૨૮ હાયન સુંદર ગ્રંથકાર કહે છે કે છઠ્ઠા ભાવમાં પોતાની રાશિનો શુભ ગ્રહ હોય તો સ્રીની પ્રાપ્તિ કરે. આ ઠેકાણે બીજા વિદ્વાનોનો એવો મત છે કે સ્રીને રોગ કરે.

૨૯ ઊપર પ્રમાણે રોગ કરનારા ગ્રહ વર્ષ કુંડળીમાં તથા નવમાંશ કુ-

ડળીમાં જે રાશિના હોય અને તે બે રાશિમાં જે રાશિ બળવાન હોય તે રાશિનો રોગ તે રાશિના ઠેકાણે શરીરમાં કરશે.

૩૦ તાજકસારમાં કહેલું છે કે જન્મ કુંડળીમાં છઠ્ઠા ભાવનો સ્વામિ મંગળ વર્ષમાં છઠ્ઠા ભાવે બેઠો હોય તો રોગ કરે, અને જો પાપ ગ્રહની સાથે તે મંગળ ઇત્થશાળ કરે તો ઘણો રોગ કરે, પણ તે મંગળ શુભ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો સ્વલ્પ રોગ થાય.

## સાતમા ભાવનો ભાવ વિચાર.

૧ વર્ષનો રાજા શુક્ર બળવાન થઈને સાતમા ભાવે આવે તો સ્ત્રીનું ઉત્તમ સુખ મળે, અને તેને જો ગુરૂ દેખતો હોય તો ઘણું ઉત્તમ સુખ મળે, અને તે શુક્રનો મંગળ અધિકારી થઇને દેખતો હોય તો સ્ત્રી પુરૂષને પરસ્પર બહુ પ્રીતિ થાય, અને જો બુધ દેખતો હોય તો નાહની ઉમ્મરની પરસ્ત્રી સાથે વ્યભિચાર કરે, અને શનિની દૃષ્ટિ હોય તો વૃદ્ધ સ્ત્રી સાથે વ્યભિચાર કરે, અને જો ગુરૂ તથા શુક્ર સાતમા ભાવે ભેગા બેઠા હોય તો નવી સ્ત્રી પરણાય એટલુંજ નહીં પણ તેને ઉતાવળી પ્રજા થાય.

૨ તાજક મુક્તાવળીમાં કહેલું છે કે જન્મ લગ્નનો સ્વામિ બળવાન થઇને વર્ષ કુંડળીમાં સાતમા ભાવે આવે તો સ્ત્રી તરફનું સુખ મળે.

૩ આ નિચે લખેલા યેગો વામન તાજકમાં કહેલા છે.

૧ શુક્રનું પદ સાતમે આવે ને વર્ષનો રાજા શુક્ર સાતમા ભાવે બેઠો હોય તો સ્ત્રીનો લાભ થાય.

૨ લગ્ન અને સાતમા ભાવના સ્વામિઓ ઈત્થશાલ યોગ કરે તો સ્ત્રીનો લાભ થાય.

૩ સ્ત્રી સહમ અને સાતમા ભાવના સ્વામિ વિનષ્ટ હોય તો સ્ત્રીને કષ્ટ થાય.

૪ શુક્ર પદનો વર્ષમાં ચંદ્ર વિનષ્ટ હોય તો મૈથુન શક્તિ થોડી રાખે.

૫ શુક્ર પદનો વર્ષમાં મંગળ બળવાન હોય તો સ્ત્રી સાથે ઘણું સુખ મળે.

૬ જન્મના સાતમા ભાવના સ્વામિનો સમાગમ કે દૃષ્ટિનો યોગ વર્ષના રાજા શુક્રને હોય તો સ્ત્રી સાથે ઘણો હાસ્ય વિલાસ થાય.

૭ જે ગ્રહને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તથા અસ્તનો હોય વળી તેની આજુ બાજુના બે ભાવમાં પાપ ગ્રહ રહ્યા હોય તો તે ગ્રહને "વિનષ્ટ" ગ્રહ કહેછે.

૮ જના બાજુ આજુ બે ભાવમાં પાપ ગ્રહ રહેલા હોય તેને "કર્તરી" કહેછે. જેમ કે નવમા અને અગિયારમા ભાવમાં પાપ ગ્રહ રહ્યા હોય તો દશમા ભાવની કર્તરી થઇ ગણાય.

૪ સમરસિંહ પંડીત કહેછે કે વર્ષ લગ્નના હદ્દાનો કે સ્ત્રી સહગનો સ્વામિ શુક્ર પદનો થઇને કેંદ્રમાં કે ત્રિકોણમાં આવે તો સ્ત્રી સાથે સુખ વિલાશ થાય.

૫ વળી શુક્ર સ્વામિ કહે છે કે શુક્ર પદનો ગુરૂ કેંદ્રમાં કે ત્રિકોણમાં આવે તો સ્ત્રી સાથે સુખ વિલાશ થાય.

૬ લઘુ પંચવર્ગીના કોઇ પણ અધિકારના પદનો સૂર્ય હોય તો સ્ત્રીથી વ્યાકુળપણું રહે, પણ જો એ અધિકાર પદની મુંથા હોય ને તેને ગુરૂ દેખતો હોય તો વિવાહ કરે.

૭ તાજક સારમાં કહેલું છે કે રવિ મંગળની સાથે મુંથા સાતમા ભાવે હોય તો સ્ત્રી તથા પૂત્ર બંનેને કષ્ટ થાય.

૮ સ્ત્રી સહગ પાપ ગ્રહનો યોગ કે દ્રષ્ટિવાળું સાતમા ભાવે આવે તો સ્ત્રી પૂત્રને ઘણું કષ્ટ પડે એમ ગણેશ દૈવજ્ઞ કહેછે.

૯ તેજસિંહ પંડીત કહેછે કે જન્મમાં સાતમા ભાવનો સ્વામિ શુક્ર બળવાન થઈને વર્ષમાં સાતમા ભાવે આવે અને તે લગ્નના સ્વામિ સાથે ઇત્થશાલ કરે તો સ્ત્રીનો લાભ અને સ્ત્રીનું ઉત્તમ સુખ મળે.

૧૦ વળી એજ પંડીત કહેછે કે વર્ષપતિ મંગળને શુક્ર દેખે અથવા વર્ષેશ શુક્રને મંગળ દેખે અથવા જન્મમાં અને વર્ષમાં સ્ત્રી સહમને મંગળ અને શુક્ર દેખે તો નક્કી લગ્ન થાય.

૧૧ તાજક તિલકમાં કહેલું છે કે સ્ત્રી સહમને પોતાનો સ્વામિ તથા શુક્ર દેખે તોપણ વિવાહ થાય.

૧૨ જન્મમાં સાતમા ભાવનો સ્વામિ વર્ષમાં સ્ત્રી સહમનો સ્વામિ હોય તો સ્ત્રીથી સુખ મળે, અગર જન્મના સાતમા ભાવનો સ્વામિ મુંથેશ કે વર્ષેશ સાતમે કે દશમે હોય તો સ્ત્રીથી સુખ થાય એમ તાજકસારમાં કહ્યું છે.

૧૩ તાજક મુક્તાવળીમાં કહેલું છે કે મુંથા થકી સાતમા સ્થાનમાં સ્વગ્રહી કે ઉચનો ચંદ્ર આવે તો પ્રદેશ મોકલે, પણ જો તે ચંદ્રને પાપગ્રહ દેખતા હોય તો પ્રદેશમાં દુઃખ પામે.

## આઠમા ભાવનો ભાવ વિચાર.

૧ હાયન સુંદર ગ્રંથમાં કહેલું છે કે વર્ષનો સ્વામિ મંગળ નિર્બળ થઈને પાપે પીડાયલો ગમે તે ભાવે આવે તો પણ લોઢાથી માર પડે, તે મંગળ મેષ, સિંહ, ધન રાશિનો હોય તો અગ્નિનો ભય કરે, પણ મીથુન, કન્યા, ધનના પૂર્વાર્ધ રાશિનો હોય તો ચોર વિગેરે નઠારાં માણસોથી મૃત્યુ થાય.

૨ ઉપર કહેલો મંગળ જો દશમા ભાવે બેઠો હોય તો રાજા, પ્રધાન, શત્રુ અને ચોર વિગેરેથી ભય થાય, અને તે જો ચોથા ભાવે આવે તો માબાપ, કાકો, મામો, અને ગુરૂ થકી ભય થાય.

૩ તાજક સારમાં કહેલું છે કે જન્મની દશા રીષ્ટકારી હોય, અને વર્ષમાં લગ્નનો સ્વામિ, મુંથાનો સ્વામિ, અને વર્ષનો રાજા, એઓ આઠમા ભાવના સ્વામિ સાથે ઈત્થશાલ કરે તો રીષ્ટ એટલે મૃત્યુ થાય.

૪ દિવસે વર્ષ બેસે તેમાં રવિ મંગળ ભેગા હોય તો રાજાનો ભય થાય.

૫ સમરસિંહ પંડીતના તાજકના ગ્રંથમાં લખ્યું છે કે જન્મમાં શુક્ર સાથે સૂર્યનો મુશરીફ એટલે ઇસરાફ યોગ છતાં વર્ષમાં તે સૂર્ય અધિકારી થઇને કેંદ્રમાં આવે તો રાજા અને રોગનો ભય થાય.

૬ મંગળ પદનો બુધ અધિકારી થાય તો રોગ થાય, પણ તે મંગળ બુધને શત્રુ દૃષ્ટિથી દેખે તો લોહી વિકારનો રોગ થાય.

૭ ઉપર લખેલો બુધ મંગળના યુદ્ધમાં પરાજય પામેલો હોય તો પ્રદેશમાં બંધીખાને પડી મૃત્યુ પામે એમ તેજસિંહ પંડીત કહે છે.

૮ હીલ્લા તાજકમાં કહેલું છે કે મંગળના પદમાં ચંદ્ર અધિકારી થઇને રહે તો રાજ્ય અને રોગનો ગુપ્ત ભય થાય.

૯ અધિકારી થઇને શનિ દશમે આવે તો લોઢાના મારની પીડા થાય, મંગળ આઠમે આવે તો અગ્નિ ભય, રાજ્ય ભય અને માર પામે, અને દશમે મંગળ હોય તો વાહનથી પાડે તથા રોગ કરે.

૧૦ વળી હીલ્લા તાજકમાં કહેલું છે કે વર્ષનો રાજા ગુરૂ બીજે કે આઠમે હોય અને તેને પાપ ગ્રહ દેખતા હોય તો ધનનો નાશ થાય.

૧૧ સાતમે શનિ લોકપવાદ અને કલેશ આપે.

૧૨ યવનાચાર્ય કહે છે કે વિનષ્ટ બુધનો શત્રુ દ્રષ્ટિથી મંગળ ઇત્થશાળ કરે તો, અથવા તે બુધ મંગળના હદ્દામાં આવે તો મૃત્યુ કરે, પણ જો તેને શુક્ર દેખતો હોય તો નહીં.

૧૩ વર્ષ લગ્નનો સ્વામિ વિનષ્ટ હોય તો પરસ્ત્રી સાથે વાદ કરે.

૧૪ જન્મ કુંડળીમાં આઠમા ભાવે રહેલો ગુરૂ વર્ષમાં લઘુ પંચવર્ગી-માં એકે અધિકાર પામે નહિ તો કલેશ થાય, પણ જો તે ગુરૂને શુક્ર દેખતો હોય તો સ્ત્રી સાથે વાદવિવાદ થતાં જીત મળે.

૧૫ તાજકસારમાં કહેલું છે કે મંગળ બારમે અને સૂર્ય બીજે એવી લગ્નને કર્તરી હોય તો વાદ વિવાદમાં કલેશ થાય.

૧૬ વર્ષેશને મંગળે પીડેલો હોય તો શત્રુના સંગ્રામનો ભય થાય.

૧૭ હીલ્લા તાજકમાં કહેલું છે કે જન્મ લગ્નનો સ્વામિ લગ્નમાં પાપે પીડેલો તે વર્ષમાં આઠમા ભાવે આવે તો રોગ અને કલેશ થાય.

૧૮ જન્મ અને વર્ષના અધિકારવાળો ગુરૂ મંગળના પદમાં આવી પાપે પીડેલો હોય અથવા આવી જાતનો ચંદ્ર શનિના પદનો હોય તો વિ-વાદ અને દુઃખ થાય, પણ આવી જાતનો ચંદ્ર બુધના પદનો હોય તો કજીઆ સાથે પ્રદેશ જવું પડે.

૧૯ ચતુષ પદ રાશિ મેષ, સિંહ, ધનનો ઉત્તરાર્ધ, અને વરખ રાશિનો મંગળ આઠમે હોય તો શસ્ત્રનો ભય થાય.

૨૦ યવનાચાર્ય કહે છે કે લગ્નેશ અને અષ્ટમેશ (અષ્ટમેશ આઠમા ભા-વનો સ્વામિ) પાપ ગ્રહના સગાગમ કે દ્રષ્ટિવાળા આઠમા ભાવે હોય તો મૃ-ત્યુ થાય.

૨૧ મંગળના પદનું લગ્ન હોય અને ત્યાં વર્ષનો રાજા બુધ નેષ્ટ બળી હોય તો આખું વર્ષ નેષ્ટ જાય.

૨૨ હીલ્લા તાજકમાં કહેલું છે કે સૂર્ય, શનિ, અને મંગળ આઠમા કે દશમા ભાવે હોય તો વાહાનનો ભય થાય.

૨૩ શર્ય મંગળ આઠમા ભાવે હોય તો વાહાનથી પાડે.

૨૪ વર્ષેશ મંગળની સાથે આઠમે હોય અને ચંદ્ર છઠ્ઠે, આઠમે, કે બારમે હોય તો મૃત્યુ થાય.

૨૫ મૃત્યુ સહમનો સ્વામિ ઉદયનો નિર્બળ હોય તો મૃત્યુ કરે.

૨૬ રોમક પંડીત કહે છે કે પૂન્ય સહમનો સ્વામિ પાપગ્રહના સ-માગમ કે દ્રષ્ટિવાળો પૂન્ય સહમથી આઠમે હોય અને જન્મના આઠ-માંનો સ્વામિ પૂન્ય સહમ ભેગો પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો મૃત્યુ કરે.

૨૭ જન્મ લગ્ન કે વર્ષ લગ્નથી આઠમી રાશિમાં પુન્ય સહમ આવે

અને ત્યાં પોતાનો સ્વામિ બેઠેલો હોય તો મૃત્યુ કરે.

૨૮ યવનાચાર્ય કહે છે કે પાપ પીડીત પૂન્ય સહમ હોય અને વર્ષ કુંડળીના આઠમા ભાવનો સ્વામિ ૬-૮-૧૨ મે ભાવે હોય અથવા મુંથા-નો સ્વામિ કે વર્ષેશ પાપ પીડીત થઇને ૬-૮-૧૨ મે ભાવે હોય તો મૃત્યુ કરે.

૨૯ તાજક સારમાં કહેલું છે કે જન્મ લગ્નનો સ્વામિ પાપ ગ્રહની સાથે આઠમે હોય તો મૃત્યુ કરે.

૩૦ હીલ્લા તાજકમાં કહેલું છે કે મુંથા શનિ ભેગી હોય અને તેને શત્રુ દૃષ્ટિથી મંગળ દેખે તો આત્મઘાત કરે.

૩૧ વર્ષમાં આઠમા ભાવે શનિ રહેલો હોય તે આઠમા ભાવના સ્વા-મિ સાથે ઇત્થશાળ કરે તો મૃત્યુ થાય.

૩૨ તાજક સારમાં કહેલું છે કે પૂન્ય સહમમાં ચંદ્ર અને ૧-૭-૨-૮-૧૨ મે ભાવે પાપ ગ્રહ હોય તો મૃત્યુ કરે.

૩૩ જન્મ લગ્નનો સ્વામિ અને વર્ષેશ વર્ષમાં આઠમા ભાવે આવે તો મૃત્યુ કરે.

૩૪ ઉપર પ્રમાણે સર્વ રીષ્ટ કરનારા ગ્રહો જો શુભ ગ્રહ સાથે ઈ-ત્થશાલ કરતા હોય તો રીષ્ટનો ભંગ કરે છે.

૩૫ આ પ્રસંગે તાજક મુકતાવળીમાં કહેલું છે કે પૂર્વે જે જે રીષ્ટ યોગ ઉપજાવવામાં આવ્યા છે તે સઘળા આઠમા ભાવને લગતા છે, માટે તે સઘળા તપાસીને જોવા. પુનરુકિતના ભયથી આ ઠેકાણે ફરી ફરીને લખ-તા નથી. વળી આ પ્રસંગમાં વામન પંડીત કહે છે કે બારે ભાવનો વિચાર કરતાં પહેલાં આ આઠમા ભાવનો તથા રીષ્ટ યોગનો પ્રથમથીજ વિચાર ક-રવો, પછી બીજા ભાવ સંબંધી વિચારવું.

૩૬ તાજક સારમાં આ પ્રસંગે લખેલું છે કે જેમ રીષ્ટ યોગ આ ભાવને લગતો છે તેમજ રીષ્ટ યોગનો ભંગ પણ આ ભાવને લગતો છે, જેથી આ પ્રસંગમાં તે વિચારીને તપાસવો.

## નવમા ભાવનો ભાવ વિચાર.

વામન તાજકમાં લખ્યું છે કે વર્ષનો સ્વામિ બળવાન થઇને પાપ ગ્રહ વગર ત્રીજા કે નવમા ભાવે બેઠો હોય તો ગુણકારી મુસાફરી કરે, પણ જો કામ ઉતાવળું થવાનું હોય તો તેમાં વીલંબ થાય. એવા રીતનો સૂર્ય હોય ને કંબુલ યોગવાળો હોય તો પ્રદેશથી સુખ મળે, પણ જો તે સૂર્ય એકે અથિ-

કારવાળો ન હોય તો કોઈના મોકલવાથી પ્રદેશ જાય.

૨ તાજક સારગાં કહેલું છે કે એ પ્રમાણે શુક્ર હોય તો માર્ગથી સુખ મળે, પણ જો તે વક્ર કે અસ્તનો હોય તો પ્રદેશમાં અથડાવું પડે.

૩ આ પ્રમાણે વર્ષનો રાજા બુધ અથવા ગુરૂ હોય તો દેવની યાત્રા થાય, અને આ પ્રમાણે વર્ષનો રાજા ગુરૂ પાપ પીડીત હોય તો નઠારી મૂસાફરી થાય.

૪ સૂર્ય કે મંગળ વર્ષના સ્વામિ બળવાન થઇને ત્રીજે કે નવમે ભાવે આવે અને જો કંબુલ યોગ કરતા હોય તો મૂસાફરીમાં સુખ મળે, પણ જો તેઓ એકે અધિકાર વગરના પાપ પીડીત વક્ર કે અસ્તના હોય તો કોઇના મોકલવાથી નઠારી મૂસાફરી થાય.

૫ વામન પંડીત કહે છે કે ઉપરની રીત મુજબના શુક્ર, બુધ, અને ગુરૂ વર્ષના રાજા બળવાન કંબુલ યોગવાળા ત્રીજે કે નવમે હોય તો દેવ યાત્રા કરે, પણ જો નિર્બળ હોય તો નઠારી મૂસાફરી કરાવે.

૬ તાજક મુક્તાવળીમાં કહેલું છે કે લગ્નના સ્વામિ અને નવમા ભાવના સ્વામિનો ઇત્થશાલ હોય તો અકસ્માત મૂસાફરી કરાવે, તેમજ લગ્નેશ તથા વર્ષેશ સાથે મુંથાના સ્વામિનો ઇત્થશાલ હોય તો પણ અકસ્માત મુસાફરી કરાવે. પણ તેમાં એટલું યાદ રાખવું કે ઇત્થશાળ યોગ કરનારા ગ્રહો બળવાન હોય અને તેઓ મિત્ર દ્રષ્ટિથી ઇત્થશાલ કરતા હોય તો આ મૂસાફરીથી લાભ થાય, પણ જો તેઓ નિર્બળ હોય અને શત્રુ દ્દષ્ટિથી ઇત્થશાલ કરતા હોય તો સ્વલ્પ શ્રેષ્ટ ફળ દેખાડી તે ફળ રદ્દ કરશે.

૭ વામન પંડીત કહે છે કે ગુરૂ પદનો મંગળ નવમા ભાવે હોય તો સારી મૂસાફરી થતાં ધન તથા ચાકરનો વધારો થાય.

૮ બુધના પદનો મંગળ નવમે હોય ને તેને લગ્નનો સ્વામિ દેખતો હોય તો સારી મૂસાફરી કરે.

૯ જન્મમાં અને વર્ષમાં પોતાની રાશિનો મંગળ નવમા ભાવે આવે ને લગ્નને દેખે તો સારી મૂસાફરી થાય.

૧૦ જન્મનો અધિકારી બુધ શનિના પદનો નવમે પાપ ગ્રહ ભેગો હોય તો શત્રુના કંકાસથી પ્રદેશ જાય.

૧૧ ઉપર પ્રમાણે ગુરૂ કે ચંદ્ર હોય તો શત્રુની તકરારથી લાંબી મૂસાફરી થાય.

૧૨ કોઈપણ અધિકાર વગરનો શનિ નવમે હોય તો નઠારી મુસાફ-રી થાય, પણ આ રીતનો ગુરૂ હોય તો રાજાની સાથે ગુણકારી મુસાફરી કરે.

૧૩ વર્ષનો રાજા મંગળ નેષ્ટ બળનો ને વિનષ્ટ થઇને નવમા ભાવે ર-હે તો સ્વજનથી વિજોગ પામે.

૧૪ સાતમા ભાવે મુંથા અને નવમા ભાવે બળવાન ચંદ્ર હોય તો પ્ર-યોજનની સાથે મૂસાફરી થાય.

૧૫ વર્ષનો રાજા બળવાન થઈને પાપ ગ્રહ વગર કેંદ્રમાં આવે તો અ-ધિકાર પામીને મૂસાફરી કરે.

૧૬ એવી રીતે બુધ, મંગળ કે ગુરૂ ભેગા હોય તો પારકી ફોજ ઉ-પર ચઢાઇની મૂસાફરી કરે, ને તેમાં જીત પામે, પણ તે અસ્તના હોય તો નહીં એમ તાજક સારમાં કહ્યું છે.

૧૭ તાજક મુકતાવળીમાં કહેલું છે કે ગુરૂ થકી મંગળ નવમે હોય તો સારી મુસાફરી કરાવે.

## દશમા ભાવનો ભાવ વિચાર.

૧ તાજકસારમાં કહ્યું છે કે વર્ષનો રાજા બળવાન થઇ દશમે હોય તો રાજાથી ધન, સૂખ, અને કીર્તિનો લાભ થાય, અને બીજા કેંદ્રમાં હોય તો બીજા સ્થાનકની પ્રાપ્તિ થાય.

૨ વર્ષનો રાજા સૂર્ય બળવાન થઈને ચોથે આવે તો આગળના સ્થા-નકની પ્રાપ્તિ કરે, અને અગિયારમા ભાવે તો રાજા અને પ્રધાનથી સુખ મળે.

૩ સૂર્યના પદની મુંથા લગ્ને કે દશમે આવે તો રાજ્યથી સુખ થાય.

૪ વામન પંડીત કહે છે કે નીચનો સૂર્ય પાપ ગ્રહ સાથે દશમે આવે તો રાજાથી બંધન પામે.

૫ સિંહ રાશિનો સૂર્ય બળવાન થઇને દશમે આવે તો સ્થાન અને રાજ્યાશ્રયનો લાભ થાય.

૬ મંગળના પદનો ચંદ્ર બળવાન હોય તો એક સ્થાનકથી બીજા સ્થાનકે અધિકાર મળે.

૭ દશમા ભાવનો સ્વામિ, લગ્નનો સ્વામિ, અને વર્ષનો રાજા, એઓ એક બીજા સાથે ઇત્થશાલ કરે તો રાજ્ય મળે.

૮ તાજક સારમાં કહેલું છે કે વર્ષનો રાજા રાજ્ય સહમમાં હોય અ-ને સૂર્ય સાથે ઇત્થશાળ કરે તો મહારાજ્ય યોગ કરે.

૯ હાયન સુંદર ગ્રંથમાં કહેલું છે કે શનિના પદનો મંગળ દશમે ર-હીને બુધને દેખે તો પાપ કર્મથી રાજ્યનો ભંગ થાય.

૧૦ તાજક તિલકનો ગ્રંથકાર લખે છે કે શનિના પદનો મંગળ ૩–૯ મા ભાવે હોય ને તે અસ્તનો ને નેષ્ટ બળી હોય તો પાપી થાય.

૧૧ વામન પંડીત કહે છે કે વર્ષનો રાજા શનિ બળવાન થઈને ત્રીજે કે નવમે ભાવે હોય તો ધર્મમાં વધારો કરે, પણ જો તે અસ્ત કે નેષ્ટ કે વિનષ્ટ હોય તો પાપી ચાડીઓ ને નિંદા કરનારો થાય; આ પ્રમાણે સૂર્ય હોય તો પણ તેવુંજ ફળ આપે, અને આ પ્રમાણે ગુરૂ બળવાન હોય તો નમ્રતાથી ધન મેળવી ભોગવે.

૧૨ બુધ ત્રીજા કે નવમા ભાવે હોય તો પૂન્યશાળી મુસાફરી કરે, પણ જો તેની સાથે પાપ ગ્રહ હોય તો પાપ બુદ્ધિ થાય.

૧૩ તાજક સારમાં કહેલું છે કે જન્મમાં દશમા ભાવનો સ્વામિ સૂર્ય વર્ષમાં દશમા ભાવે આવે ને લગ્નેશ સાથે ઇત્થશાળ કરે તો રાજ્ય યોગ કરે, પણ તેના બળ પ્રમાણે સુખ મળે.

૧૪ શુક સ્વામિ કહે છે કે નવમા અને દશમા ભાવના સ્વામિ અસ્તના હોય તો ધર્મ અને કર્મની હાની કરે, એટલે નવમા ભાવનો સ્વામિ ધર્મની હાની કરે અને દશમા ભાવનો સ્વામિ કર્મ એટલે કામનો નાશ કરે.

આ પ્રસંગે તાજક મુક્તાવળી ગ્રંથમાં કહેલું છે કે રાજ્ય યોગ આ ભાવને લગતા છે માટે આ ભાવના સંબંધમાં રાજ્ય યોગ લાગુ પાડવા, તેમજ રાજ્ય ભંગ યોગ પણ આ પ્રસંગે લાગુ પાડવા. ગ્રંથ વિસ્તારના ભયથી તથા પૂનરૂક્તિ દોષના ભયથી આ ઠેકાણે અમે ફરીથી લખતા નથી.

કોઇક પંડીત કહેછે કે જે માણસને દશમો ભાવ સુધર્યો હોય તેને તમામ ભાવ સુધરેલા સમજવા, માટે આ ભાવ ઘણી ઝીણી તપાસથી જોવો ને પછી ફળાદેશ કહેવો. તેમજ દશમો ભાવ જેના વર્ષમાં નેષ્ટ થયો તેના તમામ ભાવ નિર્બળ સમજવા, પણ યવનાચાર્ય આ દશમા ભાવને બદલે નવમો ભાવ કહેછે અને સૂચના આપે છે કે જેનું ભાગ્ય બળવાન તેને સર્વ બળવાન છે અને જેનું ભાગ્ય નબળું તેને સઘળું નબળું જાણવું. ભાગ્ય એટલે નવમો ભાવ, માટે નવમો ભાવ બારીકીથી તપાસવો.

## અગિયારમા ભાવનો ભાવ વિચાર.

૧ વામન પંડીત કહે છે કે વર્ષનો રાજા બુધ ૧–૨–૧૧ મા ભાવે બેઠો હોય અને તે શુભ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો વાણીજ્ય એટ-

લે વેપારથી લાભ થાય, અને તે બુધ બુધા સાથે લગ્ને રહેલો હોય તો ભણતર તથા લખવાની વિદ્યાથી લાભ થાય, પણ જો તે અસ્તનો હોય તો નહીં. આ બુધ જો ૬–૮–૧૨ મા ભાવે પાપ ગ્રહ સાથે બેઠો હોય તો નીચ કર્મ કરનારો થાય.

૨ તાજક મુક્તાવળીમાં કહેલું છે કે પાપ પીડીત વર્ષનો રાજા ગુરૂ લગ્ને બેઠો હોય તો રાજાથી ધનની હાની થાય.

૩ તાજકસારમાં લખ્યું છે કે લઘુ પંચવર્ગીના અધિકારવાળો ગુરૂ સાતમે હોય તો વ્યહવારથી ધન મળે.

૪ લગ્નેશ અને અગિયારમાના સ્વામિનો જો ઈત્થશાલ યોગ થતો હોય તો ઘણો લાભ થાય અને પોતાના કુટુંબમાં મૂખ્ય બને.

૫ સર્વ ગ્રહો અગિયારમા ભાવે બળવાન થઈને બેઠા હોય તો લાભ આપનારા તથા શુભ ફળ દેનારા સમજવા, પણ જો તે નિર્બળ હોય તો નઠારૂં ફળ દેનારા સમજવા.

૬ વામન સ્વામિ કહેછે કે મુંથા ભેગો બુધ બળવાન થઈને લગ્ને બેસે અને ધન સહમમાં કે લગનમાં બીજા શુભ ગ્રહો બેઠા હોય તો દાટેલું ધન મળે.

## બારમા ભાવનો ભાવ વિચાર.

૧ શુક સ્વામિ કહે છે કે લગ્નનો સ્વામિ અને વર્ષેશ ૬–૮–૧૨ મા ભાવમાં બેઠા હોય અને તે નેષ્ટ બળી હોય તો રાશિનાં અનૂસારનું નેષ્ટ ફળ આપે.

૨ વામન પંડીત કહેછે કે વર્ષનો રાજા શુક્ર દ્વીપદ રાશિ એટલે મીથુન, કન્યા, તોલા, ધનનું પૂર્વાર્ધ, અને કુંભ, એ રાશિનો નેષ્ટ બળી છઠ્ઠે ભાવે બેસે અને તેને શત્રુ દષ્ટિથી પાપ ગ્રહ દેખે તો સેવકનો નાશ થાય; પશુ રાશિ એટલે મેષ, વરખ, સિંહ અને ધનનું ઉત્તરાર્ધ હોય તો પશુનો નાશ થાય. આ પ્રમાણે વર્ષના બીજા રાજાઓ માટે પણ વિચાર કરવો.

૩ વર્ષનો રાજા મંગળ શનિ ભેગો દશમા કે બારમા ભાવે પાપ પીડીત હોય તો પશુનો નાશ થાય, અને પોતાને બ્યાકુળતા થાય.

૪ તાજકસારમાં કહેલું છે કે વર્ષનો રાજા સૂર્ય પશુ એટલે ૧-૨-૫-૯ રાશિના ઉત્તરાર્ધનો પાપ પીડીત છઠ્ઠા ભાવે બેઠો હોય તો ચાકર સાથે તકરાર થાય, તેમજ આઠમે કે બારમે ભાવે બેઠો હોય તોપણ એમજ જાણવું.

૫ તાજક મુક્તાવળીમાં લખ્યું છે કે વર્ષનો રાજા શનિ બળવાન થઈને છઠ્ઠે કે બારમે હોય તો નવું ગામ વસાવે અથવા ઝાડ કે જળાશય વિગેરે કરાવે.

૬ વર્ષમાં શનિ પોતાની રાશિમાં કે ઉંચ રાશિનો દશમા ભાવે બેસે તો શરીર નિરોગી રહે અને ધનનું ઘણું સુખ મળે.

૭ વળી વામન પંડીત કહે છે કે ઉપર પ્રમાણે ગુરૂ હોય તોપણ એમ-જ જાણવું, તેમજ આ રીતનો સૂર્ય હોય તો રાજાથી ધન મલે, અને એ પ્ર-માણે મંગળ હોય તો પોતાના બાહૂબળ થકી ધન મેળવે, અને જો બુધ હોય તો ઓષધિ, જ્યોતિશ વિદ્યા, કવિતા, અને શિલ્પના સાધનથી ધન મેળવે.

૮ વર્ષનો રાજા શનિ નિર્બળ થઈને દશમા ભાવે આવે તો નિરાશ-પણું અને નઠારી સ્થિતિ આવે.

૯ વર્ષનો રાજા સૂર્ય હોય અને વર્ષમાં ચંદ્ર શનિના પદનો હોય ને તે પાપ પીડીત હોય તો સર્વ કામમાં વિકળતા થાય, તેમજ વક્ર કે અસ્તનો હો-ય તોપણ એમજ જાણવું.

૧૦ દશમા ભાવનો સ્વામિ અને કર્મ સહમનો સ્વામિ એઓને શનિ-નો સમાગમ કે દ્રષ્ટિ હોય તો સર્વ કામમાં વિકળતા થાય.

૧૧ વર્ષનો સ્વામિ છઠ્ઠા, આઠમા, કે બારમા ભાવે હોય અને દશમા ભાવનો સ્વામિ જન્મમાં અને વર્ષમાં નિર્બળ હોય તો બહુ વિપત્તિ પડે, તેમ-જ આઠમાનો સ્વામિ જન્મમાં અને વર્ષમાં નિર્બળ હોય ને તે ૬—૮—૧૨ મા ભાવે હોય તોપણ વિપત્તિ પડે.

૧૨ વામન પંડીત કહે છે કે જન્મમાં જે ભાવે સારૂં કે નરસું ફળ દેખાડનારા ગ્રહો વર્ષમાં પણ તેજ ભાવે આવે તો તે તે ભાવનું સારૂં કે ન-રસું ફળ જરૂર પૂરેપૂરૂં આપે છે.

૧૩ વળી એજ પંડીત કહે છે કે જન્મમાં જે ગ્રહ બળવાન હોય પ-ણ વર્ષમાં તે ગ્રહ નિર્બળ હોય તો વર્ષના પૂર્વાર્ધમાં સારૂં ફળ આપી ઉત્તરા-ર્ધમાં નબળું ફળ આપે છે, અને જો જન્મમાં નિર્બળ હોય અને વર્ષમાં સ-બળ હોય તો પ્રથમ નબળું ને પાછળથી સારૂં ફળ આપેછે; બંનેમાં સબળ હોય તો આખું વર્ષ સારૂં, અને બંનેમાં નિર્બળ હોય તો આખું વર્ષ નેષ્ટ ફળ આપે છે.

ઉપરના બાર ભાવના વિચારના પ્રસંગમાં વળી વામન પંડીત એક સ-ચના આપે છે તે એકે દરેક ભાવ, અને તેનો સ્વામિ, ભાવને લગતાં સહમ, અને તે સહમનો સ્વામિ, એ ચારેના બળ ઉપરથી તે તે સંબંધી સુખ દુઃખ જોવું. વળી આ વિશે વધારે ખુલાશો સહમ પ્રકરણમાંથી પણ જોવો એવી રીતે તાજક મુક્તાવળી ગ્રંથમાં પણ કહ્યું છે.

# ભાગ ત્રીજો.

## દશા બાબત.

### તાજક નિલકંઠી ગ્રંથમાંથી.

ગ્રહોના શુભાશુભ ફળ મળવાના વખતને દશા કહેછે. અમૂક ગ્રહ પોતાનું શુભાશુભ ફળ કયારે આપશે તે આ દશાથી જાણી શકાય છે, માટે વર્ષના ફળમાં દશા જરૂર જોઇએ. દશા વગર ગ્રહોના ફળ પ્રાપ્ત થવાનો વખત જાણી શકાતો નથી એમ સૂર્ય દૈવજ્ઞ કહે છે.

તાજક તિલકમાં કહેલું છે કે વર્ષના રાજાનું, વર્ષની મુંથાનું, મુંથાના સ્વામિનું, રીષ્ટ યોગનું, રીષ્ટ ભંગ યોગનું, રાજ્ય યોગનું, અને રાજ્યભંગયોગનું, બારે ભાવનું, અને ભાવસ્થ ફળ વિગેરે ગ્રહનું શુભાશુભ ફળ પોતપોતાની દશામાં મળશે. ભાસ્કર પંડીતનો પણ એજ મત છે.

દશાઓ બે પ્રકારની છે. એક હીનાંશા દશા, અને બીજી મુદ્દા દશા.

કોઈક પંડીત મુદ્દા દશા પ્રમાણે ફળ મળવાનું કહે છે પણ તે માન્ય નથી, કારણ કે એ દશા સર્વ માણસને સરખા દિવસોની હોય છે. જેમકે જન્મમાં અષ્ટોતરી દશા સરખા નિયમ પ્રમાણે સરખી મૂદતની હોય છે તેવીજ જાતની મુદ્દા દશા છે, પણ તેને ઘણા પંડીતો માન્ય કરતા નથી. વળી તાજકસાર, તાજક ભૂષણ, તાજક મુકતાવળી, અને તાજક પદ્ધતિમાં આ મુદ્દા દશા બીલકુલ પ્રમાણ કરેલી નથી.

ઘણા પંડીતોના મત પ્રમાણે હીનાંશા દશા ઉત્તમ પ્રકારની, અને તે બહુ માન્ય છે, માટે વર્ષ ફળમાં હીનાંશા દશાજ દાખલ કરવા કેશવાચાર્ય મૂખ્યત્વે કરીને કહે છે.

આ હીનાંશા દશામાં હીન એટલે થોડા અને અંશ એટલે ભાગ, માટે થોડા અંશવાળા ગ્રહોની પ્રથમ દશા આવે છે, તેથી આ દશાનું નામ હીનાંશા દશા એવું પડયું છે એમ તાજકસારમાં લખ્યું છે.

સૂર્ય દૈવજ્ઞ કહે છે કે તાજક ફળાદેશમાં હીનાંશા દશા ગ્રહણ કરવી, અને તેમાં સૂર્યથી શનિ સુધી સાત ગ્રહો અને આઠમું વર્ષ લગ્ન એમ મળી આઠ દશા વર્ષ ફળમાં ઉપજાવવામાં આવે છે.

દરેક ગ્રહની હીનાંશા દશા કેટલા કેટલા દિવસની આવે તે ગણિત કરવાથી નીકળે છે, અને તે વેદજ્ઞ જોશીઓ ગણિતથી નક્કી કરી દરેક ગ્રહ

ફળમાં દાખલ કરે છે; ને તે ગણિતનો વિષય ઘણો મુશ્કેલ અને ગુચવણ ભરેલો છે, તેથી આ ગ્રંથમાં દાખલ કર્યો નથી, તોપણ ગ્રંથોના આધારે સામાન્ય નિયમ નિચે પ્રમાણે લખીએ છીએ.

જાતક ગ્રંથમાં અષ્ટોતરી દશાની જે રીતી છે તેથી આ હીનાંશા દશાની રીત તદ્દન જાુદી છે. આ હીનાંશા દશામાં પેહેલી કોની દશા આવે, અને તે પછી કેવા અનુક્રમે સર્વ ગ્રહ તથા લગ્નની દશા આવે તે જાણવાને ગ્રહોના અંશ જોવાની જરૂર પડે છે, તેથી અમે સંજ્ઞા પ્રકરણમાં ૨૫૮ ગ્રહ ચક્રના કોઠામાં ગ્રહોના અંશ લખેલા છે તે આ ઠેકાણે નિચે કોઠો કરી દાખલ કરીએ છીએ.

### ગ્રહોના અંશનો કોઠો.

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| અંશ | ૧૪ | ૨૪ | ૨૧ | ૧૬ | ૨ | ૯ | ૧૨ |

ઉપર પ્રમાણે ૨૫૯ ગ્રહચક્રના કોઠામાં ગ્રહોના અંશ છે, પણ હીનાંશા દશામાં જેના સૌથી ઓછા અંશ હોય તેની પેહેલી દશા આવે, અને જેના સૌથી વધારે અંશ હોય તેની છેલ્લી દશા આવે તેથી ઉપરના ગ્રહોના અંશના અનુક્રમ પ્રમાણે નિચે મૂજબ કોઠો કરીએ છીએ.

| ગ્રહ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | બુધ | મંગળ | ચંદ્ર |
|---|---|---|---|---|---|---|---|
| અંશ | ૨ | ૯ | ૧૨ | ૧૪ | ૧૬ | ૨૧ | ૨૪ |

ઉપરના કોઠામાં સૌથી ગુરૂના અંશ ઓછા છે તો તેની દશા વર્ષ પ્રવેશ થતાં પહેલી બેસે છે, ને તે પછી સુક્ર, શનિ, સૂર્ય, બુધ, મંગળ, અને ચંદ્રની દશા બેસે છે.

હવે દરેક ગ્રહની દશા કેટલા દિવસની આવે છે તે નક્કી કરવા સારૂ દરેક ગ્રહના પાંત્યાક્ષા કાઢવામાં આવે છે. પાંત્યાક્ષા એટલે અમૂક આંકડા સમજવા.

પાંત્યાક્ષા કાઢવાની રીત એવી છે કે જે ગ્રહોના સૌથી ઓછા અંશ હોય તે અંશ તે ગ્રહના પાંત્યાક્ષા સમજવા, અને તે સૌથી ઓછા અંશવાળા

ગ્રહના કરતાં જે ગ્રહના વધારે અંશ હોય તેમાંથી ઓછા અંશ બાદ કરતાં બાકી રહે તે બીજા ગ્રહના પાંત્યાક્ષા સમજવા, તેમજ બીજા ગ્રહથી જેના વધારે અંશ હોય તેમાંથી તે બીજા ગ્રહના ઓછા અંશબાદ કરતાં બાકી જે રહે તે ત્રીજા ગ્રહના પાંત્યાક્ષા, એ રીતે અનુક્રમે વધારે અંશમાંથી ઓછા અંશ બાદ કરતાં જે રહે તે તે ગ્રહના પાંત્યાક્ષા સમજવા. વધારે ખુલાશાથી સમજાય તે માટે નિચે લખીએ છીએ.

| ગ્રહ. | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | બુધ | મંગળ | ચંદ્ર |
|---|---|---|---|---|---|---|---|
| અંશ | ૨ | ૯ | ૧૨ | ૧૪ | ૧૬ | ૨૧ | ૨૪ |
| પાંત્યાક્ષા | ૨ | ૭ | ૩ | ૨ | ૨ | ૫ | ૩ |

ઉપરની કલમમાં લખેલા નિયમ પ્રમાણે ઉપરના કોઠામાં લખ્યા મૂજબ ગુરૂના ૨, શુક્રના ૭, શનિના ૩, સૂર્યના ૨, બુધના ૨, મંગળના ૫, અને ચંદ્રના ૩ પાંત્યાક્ષા જાણવા.

એક વર્ષના ૩૬૦ દિવસના વર્ષને શ્રીપતિ નામના આચાર્ય શૌર વર્ષ કહે છે, અને એક વર્ષના ૩૬૫ દિવસ ૧૫ ઘડી ૩૧ પળ ૩૦ વિપળના વર્ષને કેશ્વાચાર્ય શ્રાવન વર્ષ કહે છે.

હીનાંશા દશા ઉપજાવવામાં કેટલાએક પંડીતો શૌર વર્ષ ગણે છે, અને કેટલાએક પંડીતો શ્રાવન વર્ષ ગણે છે.

હવે દરેક દશાના દિવસ કાઢવાની રીતી એવી છે કે જે ગ્રહના વધારે અંશ હોય તે અંશવતી શૌર વર્ષના દિવસ ૩૬૦ ને, અથવા તો શ્રાવન વર્ષના દીવસ ૩૬૫ ઘડી ૧૫ પળ ૩૧ ને વિપળ ૩૦ ને ભાંગવા ને ભાંગતાં જે આંક આવે તે આંકવતી સૌ સૌ ગ્રહના પાંત્યાક્ષાએ ગુણવા, ને જે ગુણુક આવે તે તે ગ્રહની દશાના દિવસ સમજવા. ઉદાહરણ—ઉપરના કોઠામાં ચંદ્રના ૨૪ અંશ સર્વ ગ્રહ કરતાં વધારે છે, માટે શૌર વર્ષના દિવસ ૩૬૦ ને ૨૪ એ ભાગતાં ૧૫ આવે છે.

હવે દરેક ગ્રહના પાંત્યાક્ષાના આંકડાને ૧૫ એ ગુણવા ને જે આવે તેટલા દિવસની તે ગ્રહની દશા સમજવી.

ઉપરના નિયમ પ્રમાણે આપણે જે ગ્રહોના અંશ તથા પાંત્યાક્ષાના આં-

કડાનો કોઠો ઉતારેલો છે તે ગ્રહોની હીનાંશા દશાના દિવસો નિચે પ્રમાણે આવે છે તેનો કોઠો નિચે પ્રમાણેઃ—

| ગ્રહ | ગુરૂ | શુક્ર | શનિ | સૂર્ય | બુધ | મંગળ. | ચંદ્ર |
|---|---|---|---|---|---|---|---|
| અંશ | ૨ | ૯ | ૧૨ | ૧૪ | ૧૬ | ૨૧ | ૨૪ |
| પાંત્યાક્ષા. | ૨ | ૭ | ૩ | ૨ | ૨ | ૫ | ૩ |
| હીનાંશા દશાના દિવસ. | ૩૦ | ૧૦૫ | ૪૫ | ૩૦ | ૩૦ | ૭૫ | ૪૫ |

વર્ષની હીનાંશા દશામાં દરેક ગ્રહની તથા લગ્નની અંતર દશાઓ આવે છે, તે એવી રીતે કે જે ગ્રહની દશામાં અંતર દશાઓ કાઢવી છે તો પ્રથમ તે ગ્રહની અંતર દશા આવે અને તે પછી હીનાંશા દશાના અનુક્રમ પ્રમાણે બીજા ગ્રહોની તથા લગ્નની અંતર દશાઓ આવે છે. ધારો કે ઉપરના કોઠામાં શનિની હીનાંશા દશા ૪૫ દીવસની છે તેમાં અંતર દશાઓ કાઢવી છે તો પહેલી શનિની અંતર દશા આવે, અને તે પછી સૂર્ય, બુધ, મંગળ, ચંદ્ર, ગુરૂ, શુક્ર એ ગ્રહોની હીનાંશા દશાના અનુક્રમ પ્રમાણે અંતર દશાઓ આવે. હવે દરેક અંતરદશા કેટલા દીવસની આવે તેનો નિયમ પણ હીનાંશા દશાના દિવસો જે નિયમથી નીકળે છે તેજ નિયમ પ્રમાણે અંતર દશાના દિવસો પણ નીકળે છે.

અંતર દશામાંથી વિદશા, અને વિદશામાંથી ઉપદશા કાઢવાની રીતી પણ ઉપર પ્રમાણે છે.

તાજક મુક્તાવળીમાં કહેલું છે કે લગ્ન મળીને આઠે ગ્રહોમાં જેના અંશ ઓછા હોય તેની દશા પ્રથમ આવે, અને તેથી ઉત્તરોત્તર જેના અંશ વધારે તેની દશા એક પછી એક એમ સર્વ ગ્રહોની દશા આવે, પણ તેમાં બે કે તેથી વધારે ગ્રહોના અંશો સરખા હોય તો કયા ગ્રહની પ્રથમ દશા આવે તેના ખુલાસામાં એજ ગ્રંથકાર જણાવે છે કે અંશો સરખા હોય તો તેમાંથી જે ગ્રહનું વૃહત્ પંચવર્ગી બળ વધારે હોય તેની પ્રથમ દશા જાણવી, પણ જો તેઓના બળ પણ સરખાં હોય તો તે બે ગ્રહોમાંથી જેની ચાલવાની ગતિ ઓછી હોય તેની પ્રથમ દશા જાણવી; પણ કદી તેઓની ચાલવાની ગતિ પણ સરખી હોય તો તેમાંથી જે ગ્રહનો આકાશમાં પ્રથમ ઉદય થતો

હોય અગર થયલો હોય તેની દશા પ્રથમ જાણવી. પણ આ પ્રમાણે કરવામાં વામન પંડીત એક મોટી હરકત બતાવે છે, તે એ કે બે ગ્રહોના સરખા અંશ હોય તો તેમાંથી પેહેલા ગ્રહની દશાના દિવસો ગણિતથી આવશે, પણ તે પછીના સરખાં અંશના ગ્રહની દશાના દિવસ બિલકુલ આવશે નહીં, સબબ તેની દશા નીકળેશજ નહીં. આ સવાલના જવાબમાં સમરતંત્ર ગ્રંથમાં ખુલાશો કરેલો છે કે આ પ્રમાણે હોય તો પ્રથમના એકજ ગ્રહની દશા લખવી, અને બાકીના સરખા અંશવાળા ગ્રહની દશાનો ત્યાગ કરવો, એટલે આ હરકત દુર થાય છે, પણ તેમ કરવામાં "હાયન સુંદર" ગ્રંથકાર વાંધો ઉઠાવે છે, કે ઉપર પ્રમાણે જે ગ્રહની દશા આવે નહીં ત્યારે તે ગ્રહ પોતાનું ફળ કયારે આપે? આના જવાબમાં તેજસિંહ કહે છે કે સરખા અંશવાળા ગ્રહોમાંના પ્રથમના ગ્રહની દશામાં તે સરખા અંશવાળા સર્વ ગ્રહો ફળ આપશે. આ સિદ્ધાંતમાં પણ તાજકતિલકવાળો વાંધો ઉઠાવે છે કે સરખા અંશવાળા ગ્રહોમાંના પ્રથમના એકજ ગ્રહની દશામાં ફળ આપે તો પછી કોઈ ગ્રહનું શ્રેષ્ટ ફળ હોય અને કોઇ ગ્રહનું નેષ્ટ ફળ હોય તો કયું ફળ સમજવું? આ સવાલના જવાબમાં પોતેજ નિર્ણય કરે છે કે સરખા અંશવાળા બે ગ્રહો હોય તો તેમાંના પ્રથમના ગ્રહની દશાના જે દિવસ આવ્યા હોય તેના સરખા બે ભાગ કરી તેમાંના પેહેલા ભાગના દિવસમાં પ્રથમના ગ્રહની દશા સમજવી, અને બીજા ભાગના દિવસમાં બીજા ગ્રહની દશા સમજવી. આ પ્રમાણે કરવાથી કોઈ જાતની હરકત આવશે નહીં. વામન પંડીત પણ આ સિદ્ધાંત કબુલ રાખેછે અને કહે છે કે સરખા અંશવાળા ઘણા ગ્રહો હોય તોપણ તે ગ્રહની દશાના દિવસના પણ ઉપર પ્રમાણે ઘણા ભાગ પાડવા અને તેઓનું ફળ પણ ઉપર જણાવેલા અનુક્રમ પ્રમાણે મળશે, પણ કદી લગ્ન અને ગ્રહના સરખા અંશ હોય તો કેમ કરવું? તેના ખુલાશામાં વામન પંડીત કહે છે કે લગ્નનું બળ લગ્નના સ્વામિ ગ્રહના બળ પ્રમાણે સમજવું એટલે કોઇ જાતની દશાના અનુક્રમમાં હરકત આવશે નહીં.

બીજા પંડીતો ઉપર પ્રમાણે હરકત આવે ત્યારે દશાના અનુક્રમની જુદી જુદી રીતો બતાવે છે અને તે ઘણી અઘવડવાળી છે અને તેઓના પ્રમાણ મળતા નથી, માટે વામન પંડીત, સમરસિંહ, તેજસિંહ વિગેરે તાજક ગ્રંથકર્તાઓ આવી દશાને પ્રમાણ કરતા નથી માટે અમો પણ કબુલ રાખતા નથી. આ સઘળી નિર્મુળ દશાના અનુક્રમની હકીકતથી ગ્રંથ ઘણો લાંબો થઇ જાય તેવા ભયથી અમે દાખલ કરતા નથી, અને જેઓના મજબુત પ્રમાણથી

એટલોજ ભાગ અહીં દાખલ કરેલો છે, પણ આ વિશે વધારે માહેતી મેળ-વવી હોય તો તે તે ગ્રંથો જોવાથી મળશે. આ પ્રમાણે તાજક મુક્તાવળી ગ્રંથ કર્તાનો મત છે. વળી વાગન પંડીત પણ એમજ કહે છે.

જાદવ પંડીત વળી દશાનો અનુક્રમ જૂદીજ રીતે બતાવે છે તે એ રીતે કે લગ્નની પેહેલી, પછી લગ્નમાં જે ગ્રહ બેઠો હોય તેની બીજી દશા, અને બીજા ભાવે જે ગ્રહ બેઠો હોય તેની ત્રીજી, એ રીતે ભાવ તથા રાશિ-વાર દશાનો અનુક્રમ બતાવે છે અને આ દશાના પ્રકારમાં તે પોતાની મજ-બૂતીને માટે એક દાખલો આપે છે કે દશાનો આધાર ફક્ત અંશ ઉપરજ જો હોય તો જેના થોડા અંશ હોય તેની પ્રથમ દશા આવે છે પણ તે ગ્રહ. વર્ષ લગ્ન થકી બારમા ભાવમાં બેઠા છે તો શી રીતે પ્રથમ લગ્ન એટલે દે-હને ફળ આપી શકશે? જેમકે કોઇ માણસ રાજાના મેહેલથી ઘણે દૂર રહે. તો હોય તો તે તાકીદથી શું પ્રાક્રમ કરી શકશે? તેવીજ રીતે જે ગ્રહ લ-ગ્નથી દુર હશે તે તાકીદથી ફળ આપી શકશે નહીં, માટે લગ્ન એ દેહ છે અને જે જે ગ્રહો લગ્નની પાસે હોય તે તે ગ્રહ પ્રથગ ફળ આપશે, અને જે ગ્રહ લગ્નથી દૂર હશે તે પાછળથી એટલે મોડા ફળ આપશે.

ઉપર પ્રમાણે આ પંડીત દશાને માટે પોતાનો અભિપ્રાય જણાવે છે, પણ તેને બીજા પંડીતો માન્ય કરતા નથી.

ઉપર પ્રમાણે દશાને માટે જૂદા જૂદા પંડીતોના બહુ મત છે પણ તે સર્વમાં હીનાંશા દશાનો ઉત્તમ પ્રકાર છે અને તે બહુ માન્ય છે માટે વર્ષમાં હીનાંશા દશાનુંજ ફળ લાગુ પડશે.

---

## દશાના ફળ.

### સૂર્યનો હીનાંશા દશાનું ફળ.

સૂર્ય ઉત્તમ બળવાળો હોય તો હાથી, ઘોડા, સુવર્ણ, વસ્ત્ર, અને રત્ન-નો લાભ મળે; ધનમો વધારો થાય, રાજાના તરફથી અધિકાર અને માન મળે તથા પ્રતિષ્ટા વધે; દેવ અને બ્રાહ્મણ ઉપર પૂરી શ્રદ્ધા રહે તથા જશ મળે.

મધ્યમ બળના સૂર્યની દશામાં ઉપર જણાવેલું તમામ ફળ મધ્યમ પ્રકારે મળે, ગામનો અધિકાર, ઉદ્યમ અને ધીરજ થકી પોતાના કુળમે લાય-ક સુખ મળે.

અધમ બળના સૂર્યની દશામાં અનેક જાતનું દુઃખ મળે, ધનનો નાશ

થાય, પોતાના કુટુંબમાં વિવાદ કરાવે, બુદ્ધિ સંભ્રમ રાખે, પિત્તનો રોગ કરે, અને પોતાના તેજનો નાશ થાય, તથા શત્રુ થકી ભય ઉપજે.

નેષ્ટ બળના સૂર્યની દશામાં રાજાનો ભય થાય, ધનનો નાશ થાય; સ્ત્રી, પૂત્ર, મિત્ર અને પોતાના માણુસો સાથે વાદવિવાદ થાય, બુદ્ધિને ભ્રમ કરે અને શરીરે પીડા થાય.

ઉપર પ્રમાણે સૂર્યની દશાનું ચાર પ્રકારનું ફળ સૂર્યના બળના આધારે તાજકસારમાં લખેલું છે, પણ તાજક મુકતાવળીમાં કહેલું છે કે દશાનું ફળ ફક્ત બળ ઉપરથીજ જાણવું નહીં, પણ તેની સાથે સ્થાનની યોજના કરવી તે એવી રીતે કે ઉપર પ્રમાણે કદી સૂર્યની દશાનું ફળ નેષ્ટ બળના આધારથી નેષ્ટ હોય પણ જો તે સૂર્ય ઉપચય સ્થાન એટલે વર્ષ કુંડળીમાં ૩-૬-૧૦-૧૧ મા ભાવમાં બેઠો હોય તો નેષ્ટ ફળમાંથી અર્ધ શ્રેષ્ટ ફળ આપશે, અને તે સૂર્ય હીનબળ અને અધમ બળનો હશે અને તે ઉપચય સ્થાનમાં હશે તો મધ્યમ ફળ આપશે; અને મધ્યમ બળનો સૂર્ય ઉપચય સ્થાનમાં હશે તો ઉત્તમ ફળ આપશે, અને તે સૂર્ય ઉત્તમ બળનો અથવા પૂર્ણ બળનો હોઇને ઉપચય સ્થાનમાં હોય તો ઘણું શ્રેષ્ટ ફળ આપશે.

વામન પંડીત તથા હરીભટ પોતાના તાજકના ગ્રંથમાં કહે છે કે ચાર પ્રકારનાં બળના આધારથી ગ્રહોની દશાનાં ફળો જે કહેવામાં આવેલાં છે તે વર્ષ કુંડળીમાં નેષ્ટ સ્થાનમાં બેઠેલા ગ્રહોનાં સમજવાં, પણ જો તે ગ્રહ ઉત્તમ સ્થાનમાં બેઠો હોય તો તે ફળમાં ફારફેર કરશે. જેમકે ઉપર ચાર પ્રકારનું સૂર્યની દશાનું ફળ જણાવ્યું તે ઉપચય સ્થાન સિવાયના બીજા હરકોઇ ભાવમાં બેઠેલા સૂર્યનું બળના આધારથી ફળ સમજવું, પણ તે સૂર્ય ઉપસ્થાનમાં બેઠો હોય તો ઉપર પ્રમાણે ફળમાં કાંઈક શ્રેષ્ટપણું જણાવશે; માટે હવે પછી તમામ ગ્રહોના દશાનાં ફળો ગ્રહના બળ અને સ્થાનની સ્થિતિ ઉપર આધાર રાખીને જાણવાં.

## ચંદ્રની હીનાંશા દશાનું ફળ.

ઉત્તમ બળના ચંદ્રની દશામાં સફેત વસ્ત્ર, ઉત્તમ [illegible] હાર કે માળાઓ તથા મણી, મોતી અને હીરાઓ મળે, સ્ત્રીની સાથે સમાગમ થાય, રાજ્ય તરફથી સુખ મળે, પૃથ્વીનો લાભ થાય; જશ, કાંતિ, બળ, અને કીર્તિમાં વધારો થાય.

મધ્યમ બળના ચંદ્રની દશામાં ઉપર જણાવેલી ઉત્તમ બળની બાબતો મધ્યમ પ્રકારની સમજવી, તથા તે ઉપરાંત વણજવેપાર, મિત્ર, વસ્ત્ર, અને ઘરનું સુખ ઉપજે, ધર્મમાં પ્રીતિ રહે, તથા ખેતીવાડી થકી ઘણા અનાજનો

લાભ થાય.

હીન બળના ચંદ્રની દશામાં પોતાના શરીરમાં કફની પીડા થાય, તથા શરીરનું તેજ નાશ કરે, મિત્ર અને કુટુંબમાં વિરોધ ઉપજે, કન્યાનો જન્મ થાય, ધર્મ અને ધનનો નાશ કરે અને સુખનો નાશ થાય.

નેષ્ટ બળના ચંદ્રની દશામાં વાયુની પીડા થાય; સ્ત્રી, પુત્ર, અને મિત્રની સાથે વાદવિવાદ થાય, રસ અને સ્વાદ વગરનું ભોજન જમાડે તથા દરીદ્રપણું આવે.

ચંદ્ર ૬–૮–૧૨ મા ભાવ સિવાયના ભાવમાં બેઠો હોય અને નેષ્ટ બળનો હોય તો અરધ શ્રેષ્ટ ફળ આપશે, હીનબળી હશે તો મધ્યમ ફળ આપશે, અને મધ્યમ બળી હશે તો શ્રેષ્ટ ફળ આપશે, અને ઉત્તમ બળનો હશે તો ઘણુંજ શ્રેષ્ટ ફળ આપશે; પણ જો તે ત્રીકસ્થાનમાં એટલે ૬–૮–૧૨ ભાવે હશે તો જેવું કહેલું છે તેવુંજ ફળ મળશે. આ પ્રમાણે તાજક સારમાં તથા વામન તાજકમાં કહેલું છે.

### મંગળની હીનાંશા દશાનું ફળ.

ઉત્તમ બળનો મંગળ પોતાની દશામાં સેન્યાધિપતિપણું અપાવે, રણસંગ્રામમાં જીત થાય; પરવાળાં, સુવર્ણ, રત્ન, અને ઉત્તમ વસ્ત્ર વિગેરેનો લાભ અપાવે તથા સાહસ કામ ઉપર પ્રીતિ ઉપજે.

મધ્યમ બળનો મંગળ પોતાની દશામાં ઉપરની દશાનું ફળ મધ્યમ પ્રકારનું આપે, તે ઉપરાંત પોતાના કુળને લાયક ધનનો લાભ મળે, સજ્ન તરફથી તથા અધિકાર તરફથી ચિંતાની સાથે ફળ ભોગવે; તેજ, કાંતિ, બળ, અને કીર્તિ મધ્યમ રીતે રાખે.

હીન બળનો અથવા સ્વલ્પ બળનો મંગલ પોતાની દશામાં પિત્ત, ગરમી, અને રૂધિર વિકારની પીડા ઉપજાવે, શત્રુ થકી ભય થાય, બંધન કરાવે, મૂખમાં લોહી વિકાર થાય, અને કુટુંબમાં વાદ વિવાદ ઉપજે.

નેષ્ટ બળનો મંગળ પોતાની દશામાં ઘણી તકરાર ઉત્પન્ન કરાવે, તથા મોટું રણ સંગ્રામ કરાવે, ચોર થકી ભય અને હાની ઉપજે, લોહી વિકાર તથા જ્વરની પીડા થાય, અગ્નિનો ભય ઉપજે, તેમજ બીજી પણ ઘણી જાતની વીપત્તિ પડે.

તાજકસારમાં ઉપર પ્રમાણે મંગળની દશાનું ફળ તેના બળના આધારથી ચાર પ્રકારનું જણાવેલું છે, પણ તેમાં એટલું વિશેષ સમજવું કે ૩–૬–૧૧ આ ભાવમાં મંગળ રહેલો હોય તો અર્ધ શુભ ફળ આપશે; હીન બળનો હશે તો

સ્થાનમાં હશે તો મધ્યમ ફળ આપશે; અને મધ્યમ બળનો હશે તે શુભ ફળ આપશે; પણ જો મંગળનું ઉત્તમ બળ હશે ને ૩-૬-૧૧ મા ભાવમાં મંગળ બેઠો હશે તો ઘણું શ્રેષ્ટ ફળ આપશે.

## બુધની હીનાંશા દશાનું ફળ,

તાજકસારમાં કહ્યું છે કે ઉત્તમ બળનો બુધ પોતાની દશામાં ગણિત વિદ્યા અને શિલ્પ વિદ્યા થકી ઘણી કીર્તિ વધારશે, રાજા વિગેરેની કરેલી સેવા સફળ કરશે, અને નિર્દોષ ગુણ ઉપર પ્રીતિ રખાવશે, સારી નોકરી કરાવશે.

મધ્યમ બળના બુધની દશામાં ગુરૂ તથા મિત્રો થકી, તેમજ લખાણની કળા અને શિલ્પ વિદ્યા થકી ધનનો લાભ આપે, ભાઈ, પૂત્ર, મિત્ર, અને સ્નેહી તથા સગપણવાળા માણસોનો સમાગમ કરાવે, અને ઉપર લખેલું ઉત્તમ ફળનું મધ્યમ પ્રકારનું સુખ આપે.

હીન બળનો બુધ પોતાની દશામાં માનનો નાશ કરે, પોતાના માણસ થકી દુઃખ થાય, કામકાજના સંબંધ વગર ક્રોધ ઉપજે, અપમાન તથા અપજશ મળે, ધનનું ખર્ચ થાય, રોગથી ભય ઉપજે, અને લોકમાં નિંદા થાય.

નેષ્ટ બળનો બુધ પોતાની દશામાં બુદ્ધિના દોષથી માર, બંધન અને ભય કરે, દૂર દેશમાં મૂસાફરી કરાવે; વાયુ, કફ, તથા તેવીજ જાતની પીડા થાય, અને પોતાને હાથે દાટેલું અગર મૂકેલું ધન પણ હાથ લાગે નહીં.

વળી તાજકસારમાં કહેલું છે કે ૬-૮-૧૨ મા ભાવ સિવાયના બીજા હરકોઇ ભાવમાં બુધ રહેલો હોય અને તેનું નેષ્ટ બળ હોય તો અર્ધફળ આપે, હીન બળી હોય તો મધ્યમ ફળ આપે, અને મધ્યમ બળી હોય તો શુભ ફળ આપે, ઉત્તમ બળનો છતાં ઉપરના ભાવ સિવાયના શુભ ભાવમાં બેઠો હોય તો ઘણું શ્રેષ્ટ ફળ આપશે.

## ગુરૂની હીનાંશા દશાનું ફળ.

ઉત્તમ બળનો ગુરૂ પોતાની દશામાં માનનો વધારો કરે, રાજ્ય થકી, મિત્ર થકી અને ગુરૂ થકી ધારેલાં કામની સિદ્ધિ થાય, ધન અને કીર્તિનો લાભ થાય, સુખ તથા વૈભવમાં વધારો થાય, રાજ્ય લાભ થાય, પૂત્રનો પણ લાભ થાય, અને શત્રુ તથા રોગનો નાશ થાય.

મધ્યમ બળના ગુરૂની દશામાં ઉપર લખેલું ફળ મધ્યમ પ્રકારનું ભોગવે, તથા તે ઉપરાંત ધર્મમાં પ્રીતિ ઉપજાવે, રાજા તથા મિત્રની સાથે પ્રીતિ વધારે; માન, ધન, સુખ, અને મનોરથની સિદ્ધિ થાય, બળમાં વધારો કરી હરખ કરીને આનંદ વધારે.

સ્વલ્પ બળવાળા ગુરૂની દશામાં શરીરમાં રોગ વધારે, દરીદ્રપણું આ- વે, શત્રુથી ધાસ્તી રહે, કાનમાં રોગ થાય; ધર્મ, ધન, અને કીર્તિમાં ઘટાડો થાય, કામકાજમાં વૈરાગ્ય ઉપજે, તથા સારાં કામમાં ઘટાડો થાય.

નેષ્ટ બળના ગુરૂની દશામાં અનેક પ્રકારનાં દુઃખ ઉપજે, કફ અને પિ- તનો રોગ થાય; સ્ત્રી, પૂત્ર, અને પોતાના માણુસો તથા શત્રુ થકી ભય ઉ- પજે, ધર્મ અને ધનનો નાશ થાય, અને પોતાના શરીરમાં મહાવ્યાધિ ઉપજે.

તાજકસારમાં ઉપર પ્રમાણે ફળ કહી તેના વધારામાં કહેલુંછે કે ૬- ૮-૧૨ મા ભાવ સિવાયના શુભ સ્થાનમાં ગુરૂ રહેલો હોય અને નેષ્ટ બળવા- ળો હોય તો અધું શ્રેષ્ટ ફળ આપશે, હીનબળી હશે તો મધ્યમ ફળ આપશે, અને મધ્યમ બળી હશે તો શુભ ફળ આપશે, અને ઉત્તમ બળી હશે તો ઘણું સારૂં ફળ આપશે. એ પ્રમાણે દરેક ગ્રહનું દશા ફળ તેના બળ અને સ્થાનના આધારથી પણ કહે છે.

## શુક્રની હીનાંશા દશાનું ફળ.

ઉત્તમ બળનો શુક્ર પોતાની દશામાં અનેક જાતનું સુખ આપશે, સારા સુગંધીદાર પદાર્થનો હાર અને માલાનો લાભ મળશે; ઘર, વસ્ત્ર, અને સ્ત્રી તરફથી ઉત્તમ જાતનું સુખ ઉપજાવશે, ઘોડાનો લાભ મળશે; પૂત્ર, કીર્તિ સંતોષ, નિરોગીપણું અને ગાયન કળાથી સુખ ઉપૃજશે, તથા અધિકારનો લાભ આપશે.

મધ્યમ બળનો શુક્ર પોતાની દશામાં ઉપર લખેલું ફળ મધ્યમ પ્રકા- રનું ઉપજાવે, તથા તે ઉપરાંત વણુજવેપાર થકી, અથવા ખેડ કરવા થકી ધ- નનો લાભ ઉપજાવે, સારા સારા ભોજન, વસ્ત્ર, અને વૈભવનો લાભ આપે, વળી મિત્ર, સ્ત્રી, પૂત્ર તરફથી સુખનો લાભ આપે.

સ્વલ્પ બળવાળા શુક્રની દશામાં બુદ્ધિનો સંભ્રમ રાખે; જ્ઞાન, યશ, અ- ને ધનનો નાશ કરે, રસ અને સ્વાદ વગરના ભોજન જમાડે, કાઈ જાતના વ્યસન અને રોગથી શરીર દુઃખી રાખે, સ્ત્રી અને શત્રુ સાથે વિવાદ થાય તથા ભય નિપજાવે.

નેષ્ટ બળનો શુક્ર પોતાની દશામાં પ્રદેશમાં મુસાફરી કરાવે, અને પો- તાના કુટુંબના માણુસ સાથે શત્રુતા ઊપજાવે; સ્ત્રી અને પૂત્રને વિપત્તિ થાય તથા રોગ થાય, પોતાની બુદ્ધિમાં સંભ્રમ રાખે, અને મોટું સંકટ નીપજે.

તાજકસાર તથા વામન તાજકમાં ઊપર પ્રમાણે ફળ જણાવતાં તેમાં

વધારે કહે છે કે ૬-૮-૧૨ મા ભાવ સિવાયના બીજા શુભ સ્થાનમાં શુક્ર રહેલો હોય અને તે નેષ્ટ બળનો હોય તો અર્ધ શ્રેષ્ટ ફળ આપશે, હીન બળી હોય તો મધ્યમ ફળ આપશે, અને મધ્યમ બળી હશે તો શુભ ફળ આપશે, અને ઉત્તમ બળી હશે તો ઘણુંજ શ્રેષ્ટ ફળ આપશે.

## શનિની હીનાંશા દશાનું ફળ.

સંપુર્ણ બળવાળો શનિ પોતાની દશામાં નવીન જાતનું ઘર, તથા નવીન જાતનાં વસ્ત્ર, અને ધરતીનો લાભ આપે અને તેથી સુખ મળે, જળાશય અને બગિચા કરાવે, મ્લેચ્છ માણુસની સોબત થકી અથવા રાજાના આશ્રય થકી સુખ થાય તથા ધનનો લાભ મળે.

મધ્યમ બળના શનિની દશામાં ગધેડાં, ઊંટ, પાડા, અને પક્ષીઓના સંબંધ થકી ધનની પેદાશ થાય, વૃદ્ધ સ્ત્રીની સંગાતે સમાગમ કરે, કિલ્લા અથવા કોટના રક્ષણનો અધિકાર મેળવે, તથા તેમાં ચિંતા રખાવે, રસ અને સ્વાદ વગરનું ભોજન જમાડે.

સ્વલ્પ બળવાળા શનિની દશામાં અનેક જાતનાં દુઃખ ઉપજે, શત્રુ તથા ચોરનો ભય થાય, દરીદ્રપણું આવે, તથા પોતાના માણુસોનો અપવાદ ઉપજે; વાયુ, કફ, અને ગરમીના મોટા રોગ થકી મોટી વ્યાધિ થાય.

નેષ્ટ બળના શનિની દશામાં અનેક પ્રકારના કામ કાજ કરવામાં અનેક જાતનાં દુઃખ પેદા થાય, કોઈપણ જાતનું વ્યસન કરાવે, સ્વજન, સ્ત્રી પૂત્ર, અને મિત્ર થકી વિરોધ થાય, તથા મરણ તુલ્ય રોગ પેદા થાય અથવા માઠા રોગનો વધારો કરે, ધન અને કામકાજનો નાશ થાય.

તાજકસારમાં તથા વામન તાજકમાં ઉપર પ્રમાણે ફળ કહેલું છે, તથા તેમાં તઓ ખુલાશો જણાવે છે કે વર્ષ કુંડળીમાં ૩-૬-૧૧ મા ભાવમાં શનિ રહેલો હોય અને તે નેષ્ટ બળી હોય તો અર્ધ શ્રેષ્ટ ફળ આપશે, હીન બળી હશે તો મધ્યમ ફળ આપશે, મધ્યમ બળી હશે તો શુભ ફળ આપશે, અને ઉત્તમ બળનો હશે તો ઘણુજ શ્રેષ્ટ આપશે.

## લગ્નની દશાનું ફળ.

લગ્નની દશાનું ફળ તેના સ્વામિ પ્રમાણે આપશે એટલે લગ્નનો સ્વામિ ઉત્તમ, મધ્યમ, હીન, કે નેષ્ટ બળનો એમ જેવા પ્રકારનો હશે તેવા પ્રકારનું ફળ જે ઉપર જણાવ્યામાં આવ્યું છે; તેવું ફળ લગ્નની દશાનું સમજવું એમ કોષ્ઠક પંડીત કહે છે, પણ તાજકસાર, સમરતંત્ર, તાજક મુક્તાવળી, તાજકલંકાર, પદ્મકોષ, અને હાયન સુંદર વિગેરે બીજા તાજકના ગ્રંથમાં લગ્નની દશાનું ફળ

નિચે પ્રમાણે લખેલું છે માટે અમો તે ફળ અહીંઆં લખીએ છીએ.

વર્ષ કુંડળીમાં ચર લગ્ન હોય અને તે દશ અંશ સુધીમાં એટલે પ્રથમના દ્રષ્કાણમાં હોય તો લગ્નની દશાનું ફળ શુભ સમજવું; દશથી વીશ અંશ સુધી એટલે બીજા દ્રષ્કાણમાં હોય તો મધ્યમ ફળ સમજવું; અને જો ત્રીજા દ્રષ્કાણમાં હોય તો દશાનું ફળ નેષ્ટ સમજવું.

વર્ષ કુંડળીમાં દ્વિસ્વભાવ રાશિનું લગ્ન હોય અને તે પ્રથમ દ્રષ્કાણમાં હોય તો નેષ્ટ ફળ, અને બીજા દ્રષ્કાણમાં હોય તો મધ્યમ ફળ, અને જો છેલ્લા દ્રષ્કાણમાં હોય તો ઉત્તમ ફળ સમજવું.

સ્થિર લગ્ન હોય અને તે પ્રથમ દ્રષ્કાણમાં હોય તો નેષ્ટ ફળ, મધ્યમ દ્રષ્કાણમાં હોય તો શ્રેષ્ટ ફળ, અને ત્રીજા દ્રષ્કાણમાં હોય તો લગ્નની દશાનું ફળ મધ્યમ સમજવું.

ઉપર પ્રમાણે લગ્નની દશાનું ફળ લગ્નના દ્રષ્કાણના આધારે તથા તેની રાશિના આધારે મોટા પંડીત લોકો કહે છે.

સમરતંત્રમાં તથા મુક્તાવળીમાં લગ્નની દશાનું ફળ જોવાનો વળી એક બીજો પ્રકાર જણાવ્યો છે તે એ કે લગ્નને પોતાના સ્વામિનો તથા શુભ ગ્રહની દ્રષ્ટિના સમાગમનો જોગ હોય તો લગ્નની દશાનું ફળ શ્રેષ્ટ સમજવું, અને આ લગ્નને જો પાપ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય તો લગ્નની દશાનું ફળ નેષ્ટ સમજવું, અને મીશ્ર હોય તો મીશ્ર સમજવું.

વળી લગ્નના સ્વામિનું જે દશા ફળ હોય તે લગ્ની દશામાં પણ ભોગવે એવું વામન પંડીત કહે છે.

સ્વામિ ઉદયનો, સ્વગ્રહનો, કે ઉચનો હોય તો આ ફળ ઉત્તમ જાણવું; પણ જો તે અસ્તનો કે નીચનો કે પાપ શત્રુ ગ્રહની રાશિનો હોય તો આ ફળ અધમ સમજવું.

ઉપર પ્રમાણે ચર લગ્નના પ્રથમ દ્રષ્કાણનું ફળ ઉત્તમ હોય અને લગ્નના સ્વામિનું ફળ પણ ઉત્તમ હોય તો અતિ ઉત્તમ ફળ સમજવું, અને જો લગ્નની દશાનું ફળ ઉત્તમ હોય અને સ્વામિનું ફળ મધ્યમ હોય તો કાંઈક શુભ ફળ વધારે સમજવું; લગ્નના દ્રષ્કાણના આધારથી લગ્નની દશાનું ફળ મધ્યમ હોય અને સ્વામિનું ફળ પણ મધ્યમ હોય તો બંને ફળ મળી મધ્યમ ફળ સમજવું, અને એ પ્રમાણે બંનેનું નેષ્ટ હોય તો નેષ્ટ ફળ સમજવું, પણ એકનું શ્રેષ્ટ અને બીજાનું નેષ્ટ ફળ હોય તો મધ્યમ ફળ સમજવું. આ પ્રમાણે સમરતંત્રમાં, તાજકસારમાં, અને તાજકાલંકારમાં લગ્નની દશાનું ફળ કહેલું છે.

ઉપર પ્રમાણે લગ્નની તથા ગ્રહોની દશાનાં ફળ સમજવાં.

## અંતર દશાનાં ફળ.

ઘણો વખત સરખી સ્થિતિનો જતો નથી તો દશાના પ્રમાણુ જેટલો વખત સરખી હાલતમાં જશે નહીં, માટે ઉપર જણાવેલી દરેક દશાના પ્રમાણુના વખતમાં પણ સૂક્ષ્મ ફળ જાણવા માટે તે દરેક દશામાં અંતર દશા કાહવી.

અંતર દશા તથા અંતર દશામાં વિદશા અને વિદશામાં ઉપદશા કાઢવાની રીત આગળ લખેલી છે.

વામન પંડીત કહે છે કે આ અંતર દશાનું ફળ પણ ગ્રહોના ચાર પ્ર કારના બળના આધારથી જે પ્રથમ કહેવામાં આવેલું છે તેજ ફળ આ અંતર દશામાં ભોગવાશે, પણ આ ફળમાં તાજક સારનો ગ્રંથકર્તા હરીભટ નિચે પ્રમાણે વધઘટ કહે છે.

અંતર દશાનો સ્વામિ સ્વગ્રહનો, ઊચનો, ઉદયનો કે એવા બીજી જાતના ઉત્તમ બળનો હોય, અથવા શુભ ગ્રહનો કે પોતાના શુભ મિત્રના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો આ અંતર દશાનું ફળ શ્રેષ્ટ સમજવું.

અંતર દશાનો સ્વામિ નીચનો, અસ્તનો કે તેવીજ રીતે બીજે નિર્બળ હોય, અથવા પાપ ગ્રહના કે પોતાના પાપ શત્રુ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો આ અંતર દશાનું ફળ નેષ્ટ સમજવું.

તાજકાલંકારમાં દરેક ગ્રહની મહા દશામાં દરેક અંતર દશાનું જુદું જુદું ફળ લખેલું છે, પણ તે સાધારણ છે. વળી ગ્રંથ મોટો થઇ જાય તેથી અમે લખતા નથી.

વામન પંડીત પોતાના તાજકમાં અંતર દશાનું ફળ નિચે પ્રમાણે લખે છે.

સૂર્યની મહાદશામાં ચંદ્ર, મંગળ, અને ગુરૂની અંતર દશાઓનાં ફળ શ્રેષ્ટ સમજવાં, અને બાકીની અંતર દશાઓનાં ફળ નેષ્ટ સમજવાં; અને જે ગ્રહની મહાદશા હોય તે ગ્રહની અંતર દશાનું તેમાં સારૂં ફળ સમજવું. આ પ્રમાણે ચંદ્રની મહાદશામાં બુધ, ગુરૂ, અને શુક્રની અંતર દશાઓ શ્રેષ્ટ ફળ આપે, મંગળની મહાદશામાં સૂર્ય અને ચંદ્રની અંતર દશાઓ શ્રેષ્ઠ ફળ આપે, બુધની મહાદશામાં શનિ, ગુરૂ, અને શુક્રની અંતર દશાઓ સારૂં ફળ આપે, ગુરૂની મહાદશામાં સૂર્ય, ચંદ્ર, અને મંગળની અંતર દશાઓ સારૂં ફળ આપશે, શુક્રની મહાદશામાં બુધ, ગુરૂ, અને શનિની અંતર દશાઓ સારૂં ફળ આપશે, અને શનિની મહાદશામાં ગુરૂ, બુધ, અને શુક્રની અંતર દશાઓ સારૂં ફળ આપશે, તથા બાકી રહેલા ગ્રહોની અંતર દશાઓનાં ફળ નેષ્ટ

સમજવાં એવું વામન પંડીતે પોતાના તાજકના ગ્રંથમાં સારૂ લખેલું છે.

જાતકમાં જેમ મહાદશા, અંતર દશાઓ, અંતર દશામાં વિદશાઓ, અને વિદશામાં ઉપ દશાઓ જેવી રીતે શ્રી પતિ કેશ્વાર્ક અને દીનકર વિગેરે પંડીતોએ ઉપજાવી છે તેવીજ રીતે ગણેશ દૈવજ્ઞ, વામન પંડીત, હરીભટ વિગેરે તાજક ગ્રંથ કરનારાઓએ પણ મહા દશા, અંતર દશા, વિદશા, અને ઉપદશાઓ ઉપજાવવા તથા તેનાં ફળ જાણવાં પોતાના ગ્રંથોમાં કહે છે.

આ સઘળી મૂખ્ય દશાઓ, અને તેની પેટાની દશાઓ ઉપજાવવાનો પ્રકાર તથા તેનાં ફળ જાણવાનો પ્રકાર એક સરખો છે, માટે તે સઘળો પ્રકાર હીનાંશા દશાની મૂખ્ય દશા પ્રમાણે આ ઠેકાણે સમજી લેવો. આ રીતે જે પંડીતો દશાઓનાં ફળ બરાબર ધ્યાનમાં લઇને કહેશે તો તેને જગતમાં બહુ માન મળશે.



# ભાગ ચોથો.

## પ્રકરણ પેહેલું.

### માસના ફળ બાબત.

તાજક નિલકંઠી ગ્રંથમાંથી.

જન્મ વખતે સૂર્ય જે રાશિ, અંશ, કળા, વિકળાનો હોય, તેજ રાશિ, અંશ, કળા, વિકળાનો વર્ષમાં જે વખતે સૂર્ય થાય તેજ વખતે વર્ષ બેસે છે. આ હકીકત અમોએ તપસિલવાર લખેલી છે.

સૂર્ય જન્મ વખતે તથા વર્ષ વખતે કયી રાશિનો, કેટલા અંશ, કળા, વિકળાનો હતો તે જન્મના તથા વર્ષના સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં લખાય છે.

સૂર્ય દરેક માસે એક રાશિ બદલે છે, એટલે ધારો કે વર્ષ પ્રવેશ થયો ત્યારે સૂર્ય મકર રાશિમાં હતો, તો બીજે મહિને કુંભ રાશિમાં, ત્રીજે મહિને મીન રાશિમાં, અને ચોથે મહિને મેષનો, એ રીતે દરેક મહિને એક રાશિ બદલે છે.

હવે માસ ઉપજાવવાની રીતી એવી છે કે વર્ષ પ્રવેશ વખતે સૂર્ય જે રાશિનો, જે અંશ, કળા, વિકળાનો હોય તે અંશ, કળા, વિકળાનો તેની પછીની રાશિમાં આવે ત્યારે બીજા મહિનાનો પ્રવેશ થાય, તથા તે પછીની

રાશિમાં તેટલાજ અંશ, કળા, વિકળામાં આવે ત્યારે ત્રીજા માસનો પ્રવેશ થાય. એ પ્રમાણે દરેક માસ અનુક્રમે એક એક રાશિ બદલતાં વર્ષ પ્રવેશ વખતના અંશ, કળા, વિકળાનો સૂર્ય થાય ત્યારે દરેક માસનો પ્રવેશ થાય છે.

ઉપર પ્રમાણે દરેક માસ પ્રવેશની ઘડી પળ ઉપરથી વર્ષની કુંડળીની માફક વર્ષના તમામ માસની કુંડળીઓ ઉપજાવવી, તેમાં વર્ષ પ્રવેશની કુંડળીને પેહેલા માસની કુંડળી જાણવી.

વર્ષ ફળમાં જેમ સ્પષ્ટ ગ્રહનું ચક્ર અને બારે ભાવ રાશિનો કોઠો તથા ચલીત કુંડળી અને નવમાંશ કુંડળી ઉપજાવાય છે, તેમ દરેક માસમાં પણ તેવીજ રીતે ઉપજાવવું, અને ઝીણાં ફળ તપાસવાને તે ઉપરથી વૃહત્ પંચવર્ગી બળ પણ કાઢવું.

વર્ષ ફળમાં જેવી રીતે વૃહત્ પંચવર્ગી બળ નિકળે છે, તેવીજ રીતે દરેક માસમાં પણ વૃહત્ પંચવર્ગી બળ કાઢેલું હોય તો માસના ગ્રહોનું બળાબળ સારી રીતે માલૂમ પડે, તેમજ મૈત્રી વિગેરે જેટલી બીના વર્ષ ફળમાં લખાયછે તેટલી બીના દરેક માસમાં પણ લખવા પૂર્વના ઘણા પંડીતો ભલામણ કરે છે.

વર્ષ ફળમાં જેમ આખા વર્ષની હીનાંશા દશા નિકળે છે તેમ દરેક માસમાં પણ તે મહિનામાં હીનાંશા દશા નીકળે છે. આ માસની દશાને તીશરાખ્ય નામની દશા નિલકંઠ વિગેરે પંડીતો કહે છે.

વર્ષ ફળમાં જેમ દરેક ગ્રહો પોતાનું શુભાશુભ ફળ વર્ષની હીનાંશા દશામાં આપેછે, તેમ દરેક માસના ગ્રહો પોતપોતાનું શુભાશુભ ફળ દરેક માસની હીનાંશા દશા એટલે તીશરાખ્ય દશામાં આપેછે એવો સર્વ તાજકના ગ્રંથકારનો એક મત છે.

તાજકસારમાં લખ્યું છે કે વર્ષ ફળમાં વર્ષનો સ્વામિ એટલે વર્ષનો રાજા નક્કી કરવા માટે લઘુ પંચવર્ગી ઉપજાવવામાં આવે છે તેમ દરેક માસમાં પણ માસેશ નક્કી કરવા માટે લઘુ પંચવર્ગી ઉપજાવવી જોઈએ, કેમકે તે વગર માસેશ નક્કી થાય નહીં.

વર્ષની લઘુ પંચવર્ગીમાં પાંચ અધિકારી લખાય છે, અને માસની લઘુ પંચવર્ગીમાં ૭ અધિકારી લખાય છે, માટે માસની લઘુ પંચવર્ગીને ષડ્વર્ગી કહેવાય છે.

ઉપર જણાવેલી માસની ષડ્વર્ગી કરવાની રીતી વર્ષની લઘુ પંચવર્ગી ઉપજાવવાની રીતી મૂજબ છે, તેમાં માસના લગ્નનો સ્વામિ એ છઠ્ઠો અધિકારી ઉમેરવો એટલે જન્મ લગ્નનો સ્વામિ, વર્ષ લગ્નનો સ્વામિ, માસ લગ્નનો સ્વામિ, માસની મુંથાનો સ્વામિ, માસની ત્રિરાશીનો સ્વામિ, અને માસના દિવસ રાત્રીનો સ્વામિ, એમ છ અધિકારી નક્કી કરી ષડ્વર્ગીમાં લખવા એમ તાજકસારમાં કહેલું છે.

વર્ષની લઘુ પંચવર્ગીના પાંચ અધિકારી ઉપરથી જેમ વર્ષેશ નક્કી થાય છે તેવીજ રીતે માસની ષડ્વર્ગીના છ અધિકારી ઉપરથી માસેશ નક્કી કરવો.

ઉપર લખેલા છ અધિકારીમાં જે વધારે બળવાન હોય અને તે માસના લગ્નને દેખતો હોય તે માસેશ થાય. એ વિગેરે માસેશ લાવવાની રીતી વર્ષેશ લાવવાંની રીત પ્રમાણે છે.

સૂર્ય દૈવજ્ઞ વિગેરે કેટલાએક આચાર્યો ઉપર લખેલી ષડ્વર્ગી ઉપરથી માસેશ નક્કી કરતા નથી, પણ માસના લગ્નના સ્વામિનેજ માસેશ ગણે છે તેથી તેઓ માસની વૃહત્ પંચવર્ગી બળ તથા ષડ્વર્ગી ઉપજાવવાની જરૂર ધારતા નથી, પણ આ મત વામન પંડીત વિગેરે ઘણા આચાર્યો કબુલ રાખતા નથી.

આ પ્રસંગમાં માસેશ સૂર્ય વિગેરે ગ્રહનું પોતા સિવાય બાકીના દરેક ગ્રહના સમાગમ તથા દ્રષ્ટિનું જૂદું જૂદું ફળ હાયન સુંદર નામના ગ્રંથમાં વિગતવાર જણાવેલું છે, પણ તે સાધારણ ફળ હોવાથી અમો અહીં લખતા નથી.

ઉપર પ્રમાણે જેવી રીતે માસેશનું ફળ છે તેવીજ રીતે વિગતવાર વર્ષેશનું, દીનેશનું તથા દશાના સ્વામિનું ફળ પણ તેજ ગ્રંથમાં એટલે હાયન સુંદર ગ્રંથમાં લખેલું છે, પણ તે સાધારણ છે.

જન્મમાં તથા વર્ષમાં જેમ બારે ભાવમાં રહેલા ગ્રહોનું ભાવ ફળ સાધારણ ફળવાળું કહેલું છે, તેમ માસની કુંડળીમાં પણ દરેક ભાવમાં રહેલા ગ્રહોનું ફળ સાધારણ છે, તેથી ઘણા આચાર્યોએ આ ભાવ ફળ કહેલું નથી કેમકે આ ભાવ ફળ સ્થુળ એટલે સાધારણ છે માટે તમામ માણસને બરાબર મળશે નહીં એમ વામન પંડીત કહે છે.

વર્ષ કુંડળીમાં બળાબળ ઉપરથી જેમ વર્ષની હીનાંશા દશાનું ફળ કહેલું છે તેમ દરેક માસની કુંડળીના બળાબળ ઉપરથી માસની તીક્ષ્ણાખ્ય દશાનું ફળ સમજવું.

ઉપર પ્રમાણે જોતાં દરેક વર્ષનું ફળ જાણુવાને જેમ વર્ષ ફળ ઉપજાવવામાં આવે છે તેમ દરેક માસનું ફળ જાણુવાને માસ ફળ ઉપજાવવામાં આવે છે એમ વામન પંડીત કહે છે.

આવા માસ ફળો ઘણા અગત્યના કામમાં જેવાંકે રાજ્ય યુદ્ધમાં કે ભયમાં, કોઇ અકસ્માત કે સખત માંદગીના વખતમાં ઉપજાવવામાં આવે છે, જે ઉપરથી ખરેખરી વિગતવાર હકીકત માલૂમ પડે છે તે સિવાયના અવસરમાં ઉપર લખેલી મેહેનતથી માસ ફળ ઉપજાવવામાં આવતા નથી.

વર્ષમાં લખેલા રીષ્ટ યોગ, મુંથા ફળ, અને ષોડસ યોગ, તેમ જરૂર પડે તો સહમો પણ માસમાં લાગુ પાડવા એમ ઘણા પંડીતો કહેછે, કેમકે તે ઉપરથી ઝીણો ફળાદેશ માલૂમ પડેછે, પણ હમેશાં આ નિયમ યાદ રાખવો કે જન્મમાં રીષ્ટ યોગ કે રાજ્ય યોગ ઉપજેલો હશે તો વર્ષમાં ઉપજેલા તે યોગો લાગૂ પડશે, અને વર્ષમાં લાગૂ પડેલા તે યોગો માસમાં પણ લાગૂ પડશે, એમ નહીં હોય તો તે સંબંધી શુભ કે અશુભ ફળ વર્ષમાં તથા માસમાં જણાવી ઉડી જશે. આ પ્રમાણે રાજ્ય ભંગ, સ્ત્રી પ્રાપ્તિ, સંતાન, ભાગ્ય સિદ્ધિ વિગેરે યોગને માટે પણ સમજવું.

પ્રથમ સારી રીતે કહેવામાં આવ્યું છે કે કોઇ માણસને જન્મમાં વર્ષ ૪ કે તેથી કમી જાસ્તીની મૂદત કોઈ પણ દશામાં રાજ્ય યોગ વિગેરે યોગ પેદા થયો હશે તે યોગ આ લાંબી મૂદતમાં કયા વર્ષમાં અને કયા માસ દિવસમાં ફળ આપશે એ સૂક્ષ્મ ફળાદેશ જાણુવાને માટે આ તાજકનો ફળાદેશ છે.

આ માસના પ્રકરણમાં તીશરાખ્ય દશાને હિનાંશા દશા ઘણા પંડીતો કહે છે.

## માસ ફળ.

માસની કુંડળીમાં લગ્નના*નવમાંશનો સ્વામિ અને †લગ્નના સ્વામિના

* લગ્નના નવમાંશના સ્વામિની સમજુતી.

દરેક ગ્રહ કે લગ્ન અથવા ભાવના નવમાંશને નક્કી કરવા માટે લગ્ન તથા ભાવના અંશ માટે ભાવ સંધિનો કોઠો અને ગ્રહો માટે સ્પષ્ટ ગ્રહ ચક્રનો કોઠો જોવો, તે પછી જાતકના જ્યોતિશ ફળ દર્પણના ગ્રંથમાં નવમાંશનો કોઠો લખેલો છે તે જોવો. હવે ધારો કે વર્ષ અથવા માસ કુંડળીમાં વરખ રાશિનું લગ્ન ૨૭ અંશનું છે તો નવમાંશના નવમા કોઠામાં એ અંશ સમાયછે માટે નવમો નવમાંશ આવે, અને એ વરખ રાશિ સ્થિર છે તો નવમાંશાની સમજુતી પ્રમાણે પોતાની એટલે વરખ રાશિથી નવમી રાશિ મકર થાય અને મકરથી બીજી નવ રાશિ ગણુતાં કન્યા રાશિ આવી ને કન્યાનો સ્વામિ બુધ છે તો લગ્નના નવમાંશનો સ્વામિ બુધ થયા એમ સમજવું.

† લગ્નના સ્વામિના નવમાંશના સ્વામિ વિષેની સમજુતી.

નવમાંશનો સ્વામિ એ બે ગ્રહો ભેગા હોય અથવા એક બીજાને મિત્ર દ્રષ્ટિથી દેખતા હોય તેમજ એ બે ગ્રહોને ચંદ્રમા પણ મિત્ર દ્રષ્ટિથી દેખતો હોય તો આ માસમાં શરીરને ઘણી જાતનું સારૂં સુખ મળે, આરોગ્યતા અને નિરોગપણું રાખે. ઉપર જણાવેલા ત્રણે ગ્રહો જ્યાં સુધી ઉપર જણાવેલી સ્થિતિમાં રહે ત્યાં સુધી ઉપર લખ્યા પ્રમાણે શરીરને સુખાકારી આપે. એ ગ્રહોનો રાશિમાં ફેરફાર થાય અને તેથી દ્રષ્ટિમાં ફારફેર થતાં શત્રુ દ્રષ્ટિ થાય તો શરીરને આધિ વ્યાધિ થાયછે. ચંદ્ર તો સવા બે દિવસે એક રાશિ વધે છે અને બાકીના ઉપર જણાવેલા ગ્રહો ચાલતી રાશિના ઘણે અંશે હોય તો તેઓનો જ્યારે પંચાંગમાં રાશિ બદલો થાય ત્યારે સ્થિતિમાં પણ ફારફેર થવાથી દ્રષ્ટિમાં પણ ફારફેર થાય તેથી ફળમાં ફેર પડે.

૨ ઉપર જણાવેલા લગ્નના નવમાંશનો સ્વામિ અને લગ્નના સ્વામિના નવમાંશનો સ્વામિ એ બે ગ્રહો એક બીજાને શત્રુ દ્રષ્ટિથી દેખતા હોય તેમજ એ બે ગ્રહોને ચંદ્ર પણ શત્રુ દ્રષ્ટિથી દેખતો હોય તો માન્સિક દુઃખ પેદા થાય અને શરીરે રોગ પેદા થાય; ઉપર જણાવેલા ચંદ્ર સિવાયના બે ગ્રહોમાંથી એક ગ્રહ નીચનો અથવા અસ્તનો હોય તો શરીરે ઘણી પીડા કરીને પરિણામે આરોગ્ય કરશે, પણ કદી તેઓ બંને શત્રુ ગ્રહની રાશિના કે અસ્તનો હોય તો મૃત્યુ ઉપજાવશે, પણ આ મરણ યોગમાં આટલું યાદ રાખવું કે જન્મમાં રીષ્ટ યોગ થયો હોય અને વર્ષમાં પણ રીષ્ટ યોગ થયો હોય તોજ આ માસમાં ઉપર જણાવેલા યોગથી મૃત્યુ થશે, પણ એ પ્રમાણે જન્મ અને વર્ષમાં રીષ્ટ યોગ નહીં થયો હોય તો મરણ તુલ્ય પીડા કરશે પણ પરિણામે કુશળ રહેશે એમ વામન પંડીત કહેછે.

૩ ઉપર કલમ ૧ લીમાં જણાવેલો શુભ યોગ અને કલમ બીજીમાં જણાવેલો અશુભ યોગ બરાબર ઉપજ્યા ન હોય અને કાંઇક શુભ અને કાંઇક અશુભ યોગ ઉપજ્યો હોય તો શરીરે મધ્યમ સુખ સમજવું, તેમાં પણ જે ભાગ વધારે હોય તે એટલે શુભ ભાગ વધારે હોય તો શુભ ફળ વધારે, અને

---

ધારો કે વરખ લગ્ન છે તો વરખનો સ્વામિ શુક્ર છે તે શુક્ર સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં મકર રાશિનો નવ અંશનો છે તે અંશ નવમાંશના ત્રીજા કોઠામાં સમાય છે અને મકર ચર રાશિ છે તો નવમાંશની સમજુતી પ્રમાણે મકરથી ત્રણ રાશિ ગણતાં મીન રાશિ આવે ને તે મીનનો સ્વામિ ગુરૂ છે તો ગુરૂ લગ્નના સ્વામિ શુક્રનો નવમાંશ પતિ ( સ્વામિ ) થયો એમ જાણવું.

અશુભ ભાગ વધારે હોય તો અશુભ ફળ વધારે એમ વિચાર કરીને ફળાદે-શ સમજવો.

૪ તાજકસારમાં કહ્યું છે કે માસ, કુંડળીમાં લગ્નના આધારથી દેહ સંબંધી ઉપર લખેલી કલમ ૧ તથા ૨ માં લખ્યા પ્રમાણે સુખ દુઃખ જેવી રીતે જોવાય છે તેવીજ રીતે બાકીના ભાવનું પણ સમજવું.

૫ બીજા, ત્રીજા, ચોથા વિગેરે જે જે ભાવ સંબંધી શ્રેષ્ટ નેષ્ટ ફળ જોવું હોય તો તે તે ભાવના નવમાંશનો સ્વામિ એ બે એક બીજાને મિત્ર દ-ષ્ટિથી જોતા હોય અથવા એ બંને ગ્રહો સાથે ભેગા બેઠા હોય તેમજ એ બે ગ્રહોને ચંદ્ર પણ મિત્ર દ્રષ્ટિથી જોતો હોય તો તે તે ભાવનું એટલે તે ભાવમાં જોવાની બાબતોનું શ્રેષ્ટ ફળ સમજવું, પણ જો મિત્ર દૃષ્ટિને બદલે એ ત્રણે ગ્રહોની માંહોમાંહે શત્રુ દ્રષ્ટિ હોય તો તે ભાવમાં જોવાની બાબતોનું નેષ્ટ ફળ સમજવું. ભાવના નવમાંશનો સ્વામિ અને ભાવના સ્વામિના નવમાંશ પતિ (સ્વામિ) એ બેમાંથી એક અથવા બંને નિચના, અસ્તના, કે શત્રુ ગ્રહની રાશિના હોય તો તે ભાવનું ઘણુંજ નેષ્ટ ફળ લગ્નની માફક પં-ડીતોએ પોતાની બુદ્ધિ બળથી વિચારીને કહેવું.

૬ માસ કુંડળીના લગ્નનો સ્વામિ, તથા ષડ્વર્ગી ઉપરથી ઠરેલો મા-સનો રાજા, તથા વર્ષનો રાજા, અને માસના લગ્નના નવમાંશનો સ્વામિ, એ ચારે ગ્રહો અથવા તેમાંથી કોઇ ગ્રહ જે ભાવના નવમાંશના સ્વામિને મિત્ર દ્રષ્ટિથી દેખતા હોય તથા ચંદ્ર પણ ભાવના નવમાંસના સ્વામિને દેખતો હોય તો તે ભાવનું સુખ જાણવું, પણ તેથી ઉલટું એટલે સત્રુ દૃષ્ટિથી તેઓ તમામ માંહો માંહે દેખતા હોય તો તે ભાવનું નેષ્ટ ફળ જાણવું.

૭ છઠ્ઠા, આઠમા, અને બારમા ભાવના નવમાંશ પતિઓ નિર્બળ હોય તો તે ભાવ સંબંધી શ્રેષ્ટ ફળ સમજવું, અને એ ત્રણ ભાવ સિવાય બા-કીના ભાવના નવમાંશ પતિઓ બળવાન હોય તો તે તે ભાવ સંબંધી પણ શ્રેષ્ટ ફળ સમજવું, પણ એથી ઉલટું હોય તો એટલે છઠ્ઠા, આઠમા અને બારમા ભાવના નવમાંશ પતિઓ બળવાન હોય તેમજ તે સિવાયના ભાવના નવમાંશ પતિઓ નિર્બળ હોય તો તે તે ભાવ સંબંધી નેષ્ટ ફળ સમજવું. એ પ્રમાણે વિચાર કરી ફળાદેશ જાણવો.

૮ વર્ષ લગ્નનો સ્વામિ, વર્ષનો રાજા માસનો રાજા, અને માસની મુંથા-નો સ્વામિ, આ ચાર ગ્રહો માસમાં છઠ્ઠા, આઠમા ભાવમાં બેઠા હોય અને ત્યાં પાપ ગ્રહનો સમાગમ કે શત્રુ દૃષ્ટિ હોય તો તે માસમાં વ્યાધિ અને શત્રુ થકી

પેદા થયેલું દુઃખ અને ઘણો ભય થાય.

૯ વર્ષ લગ્નનો સ્વામિ, વર્ષનો રાજા અને માસનો રાજા, એ ત્રણે બળવાન થઇને કેંદ્રમાં, ત્રિકોણમાં, કે અગિયારમા ભાવે બેઠા હોય તો રોગ અને શત્રુનો નાશ થાય, રાજ્યનો લાભ થાય, માન અને કીર્તિ મળે, તેમજ મોટા જશનો પણ લાભ થાય.

૧૦ ઉપર પ્રમાણે બારે ભાવનું શ્રેષ્ટ અને નેષ્ટ ફળ જોવાય છે એમ વામન પંડીત પણ કહે છે.

૧૧ ઉપરના ફળાદેશ ઉપરથી જાણવામાં આવશે કે માસનું ફળ બિલકુલ ગ્રહોના સ્થાન ફળના આધારથી નથી, પણ કેવળ ગ્રહોના અને ભાવના નવમાંશના આધાર ઉપરથી છે, તોપણ કેટલાએક પંડીતોએ માસમાં ભાવ ફળ કહેલું છે તે સ્થુળ (સાધારણ) જાણી અમો તે ફળ દાખલ કરતા નથી, પણ જેને જોવા મરજી હોય તેમને તાજક કૌસ્તભ ગ્રંથમાંથી જોઈ લેવું.

૧૨ માસનો રાજા જે ગ્રહ થયો હોય તે ગ્રહનું જૂદું જૂદું ફળ તથા તે રાજાનું બારે ભાવનું ફળ જૂદુ જુદું કહેલું છે, પણ તે સાધારણ ફળ છે માટે અમે દાખલ કરતા નથી, પણ જેને તે ફળ જોવાની ઇચ્છા હોય તેમણે તાજક કૌસ્તભ તથા તાજક પદ્મકોશમાં વિગતવાર છે તેમાંથી જોઇ લેવું.

૧૩ વામન પંડીત ગ્રહોનું સ્થાન ફળ નિચે પ્રમાણે કહે છે.

૧૪ પાપ ગ્રહો માસમાં ૩-૬-૧૦-૧૧ મા ભાવમાં બેઠા હશે તો શ્રેષ્ટ ફળ આપશે.

૧૫ શુભ ગ્રહો માસમાં કેંદ્રમાં, કે ત્રિકોણમાં કે અગિયારમા ભાવશુભ ગ્રહો બેઠા હોય તો શ્રેષ્ટ ફળ આપશે.

૧૬ માસનો રાજા ૬-૮-૧૨ મા ભાવે બેઠો હશે તો પીડા તથા ચિંતા કરશે, પછી તે શુભ ગ્રહ હોય કે પાપ ગ્રહ હોય.

૧૭ ચંદ્રમા ૬-૮-૧૨ મા ભાવે નિર્બળ થઇને પાપ ગ્રહના સમાગમમાં કે દ્રષ્ટિવાળો થઇને બેઠો હશે તો પીડા ઉપજાવશે.

૧૮ માસ તથા દિવસનું ફળ છે તે અમૂક બાબતનો વખત મુકરર કરી આપે છે માટે ઘણી બારીક નજરથી જે પંડીત જોશે ને તે ઉપરથી યોગ્ય ફળાદેશ કહેશે તો તે પંડીતને ધન તથા કીર્તિનો સારો લાભ થશે.

માસેશનું ભાવસ્થ ફળ તથા સૂર્ય વિગેરે માસેશ ગ્રહોનું જૂદું જૂદું વિગતવાર ફળ તાજક કૌસ્તભમાં તથા તાજક પદ્મકોશમાં અને હાયન-

અંદરમાં જણાવેલું છે, પણ તે સાધારણ છે એવો વામન વિગેરે ઘણા પંડી-
તોનો મત હોવાથી તે સર્વને યથાયોગ્ય મળશે નહીં, તે કારણથી તથા ગ્રં-
થનો ઘણો વિસ્તાર થઇ જાય તેથી તે ફળ અમો અહીં દાખલ કરતા નથી.

---

# प्रकरण २ जुं.

## દિવસના ફળ બાબત.

### તાજક નિલકંઠી ગ્રંથમાંથી.

૧ જે વખતે માસ બેઠો હોય ત્યારથી પહેલો દિવસ શરૂ થાય છે.

માસના સ્પષ્ટ ગ્રહ ચક્રમાં સૂર્યની રાશિ, અંશ, કળા, વિકળા લખેલા હોય છે, તે સૂર્યના અંશમાં એક અંશ ઉમેરીએ એટલે બીજા દિવસના આ-રંભનો સ્પષ્ટ સૂર્ય થયો તે ઉપરથી અમૂક તીથિવાર ને ઘડીપળે બીજો દિવસ બેસે એવું ગણિતથી નીકળે છે. સૂર્યની એક રાશિ તે જેમ એક માસ ગણાય છે તેમ તે સૂર્યનો એક અંશ તે એક દિવસ ગણાય છે.

૨ ઉપર પ્રમાણે એક મહિનામાં ૩૦ દિવસ બેસાડવા, અને આખા વર્ષના ૩૬૦ દિવસ બેસાડવા.

૩ જે ઘડીપળે જે દિવસ બેસતો હોય તે ઘડીપળ ઉપરથ લગ્ન બે-સાડી કુંડળી ઉપજાવવી ને તેમાં નવે ગ્રહો તથા મુંથા લખવી.

૪ મુંથા દર મહિને ૨ અંશને ૩૦ કળા ચાલે છે અને દરરોજ મુંથા પાંચ કળા ચાલે છે એટલે એક દિવસની મુંથાની કળામાં પાંચ કળા ઉમેરતાં બીજા દિવસની મુંથા થાય છે.

૫ દરેક માસ પ્રવેશ વખતના સ્પષ્ટ ગ્રહો તથા બારે ભાવ અને ચ-લીત તથા નવમાંશ કુંડળી વિગેરે ઉપજાવવામાં આવે છે તેમ દિવસ પ્રવેશમાં પણ ઉપજાવવા.

૬ દિવસ પ્રવેશને "દીનચર્યા" કહેછે.

૭ વામન પંડીત કહે છે કે ઘણી માંદગીના વખતમાં, તથા રાજ્ય ભય, તથા બીજા ઉત્પાતના વખતમાં આવી દીનચર્યાઓ ઉપજાવવી પંડીત પુરૂષ જ-ગતમાં ચમત્કાર ઉપજાવે એવો ફળાદેશ કહી શકે છે.

૮ કયા દિવસે માણસનું રીષ્ટ થશે, અથવા માણસ રાજ્ય મેળવશે અ-થવા જીત મેળવશે, કે તેવીજ જાતનું અગત્યનું કામ સિદ્ધ કરશે તે આ દી-નચર્યા ઉપરથી નક્કી કહી શકશે એમ તાજકસારમાં કહેલું છે.

૯ અમૂક મહા દશામાંથી અમૂક અંતર દશા જાત્તક શાસ્ત્ર ઉપરથી નક્કી કીધી, અને પછી અમૂક અંતર દશામાંથી અમૂક વર્ષ, અને તે વર્ષમાંથી અમૂક માસ, અને તેમાંથી અમૂક દિવસ એમ અનુક્રમે તાજક શાસ્ત્ર ઉપરથી સીદ્ધ થાય છે.

૧૦ ઉપર પ્રમાણે રાજ્ય યોગ, રીષ્ટ યોગ, અને કીર્તિ યોગ વિગેરે યોગને માટે અમૂક દિવસ તો મુકરર થઈ ચુક્યો. હવે એ દિવસમાં પણ કયી ઘડી પળે એ નક્કી કરવાનું બાકી રહેલુંછે તે વિશે હવે વિચાર કરીયે છઈએ.

૧૧ વામન તાજકમાં કહેલું છે કે દીનચર્યામાં લગ્નના અને ચંદ્રના નવમાંશ થકી ફળ પંડીતોએ કહેવું.

૧૨ માસનો રાજા જાણવાને પૂર્વે જે ષડ્વર્ગી કરવામાં આવી છે તેમાં દીનચર્યાના લગ્નનો સ્વામિ ઊમેરતાં દિવસનો રાજા જાણવાને સપ્ત વર્ગી કરવામાં આવે છે તે સાતે અધિકારીઓ નિચે લખીએ છીએ.

૧ જન્મ લગ્નનો સ્વામિ, ૨ વર્ષ લગ્નનો સ્વામિ, ૩ માસના લગ્નનો સ્વામિ, ૪ દિવસના લગ્નનો સ્વામિ, ૫ દિવસની મુંથાનો સ્વામિ, ૬ દિવસ પ્રવેશ વખતના દિવસ રાત્રીનો સ્વામિ, અને ૭ ત્રિરાશિક સ્વામિ, એ સાતે અધિકારીઓમાં જે સર્વથી વધારે બળવાન હોય અને તે લગ્નને દેખતો હોય તો તેને દીનેશ જાણેવો.

૧૩ દીનચર્યામાં પણ વૃહત્ પંચવર્ગી ઉપજાવવી તથા એક દિવસની ઘડીઓ ઉપરથી દિવસમાં દશા પણ કાઢવી. આ દશાને દીનચર્યા દશા કહેછે. આ દશામાં ગ્રહો પોતાનું શુભાશુભ ફળ આપશે એમ તાજક મુક્તાવળીમાં કહેલું છે.

૧૪ ગ્રહો કેટલામે ભાવે બેઠા છે તે ચંદ્ર થકી અથવા લગ્નથી ભાવની ગણુના કરવી, તેમાં પણ ચંદ્ર અને લગ્ન એ બેમાં જે વધારે બળવાન હોય તે થકી ભાવ ગણવા.

૧૫ વામન પંડીત કહે છે કે ચંદ્ર થકી અથવા લગ્ન થકી અથવા એ બેમાંથી જે બળવાન હોય તે થકી બળવાન શુભ ગ્રહો ત્રિકોણ, કેંદ્ર, અને અગિયારમે ભાવે રહેલા હોય તેમજ ૩–૬–૧૧ મે ભાવે પાપ ગ્રહો જે દીનચર્યામાં હોય તે દિવસે અનેક જાતનાં સુખ, વિલાસ, વૈભવ, માન, અને જશ સારી રીતે મળે.

૧૬ જે દીનચર્યાની કુંડળીમાં દિવસનો રાજા, માસનો રાજા, વર્ષનો રાજા, અને મુંથાનો સ્વામિ, એ ચારે ગ્રહો પાપ ગ્રહની સાથે ૬–૮–૧૨ ભા-

વે રહેલા હોય તો તે દિવસે ઘણો રોગ વધશે, તેમજ માન, જશ, અને સુખનો નાશ કરશે; પણ તેઓ શુભ ગ્રહની સાથે કેંદ્ર, ત્રિકોણ, કે અગિયારમા ભાવમાં બેઠા હોય તો ઘણું સુખ આપશે.

૧૭ તાજકસારમાં કહેલું છે કે દીનચર્યાના લગ્નના નવમાંશની રાશિ અથવા તેનો સ્વામિ શુભ ગ્રહના સમાગમ કે મિત્ર દૃષ્ટિવાળો હોય તેમજ ચંદ્ર પણ મિત્ર દૃષ્ટિથી લગ્નના નવમાંશની રાશિને અથવા તેના સ્વામિને દેખતો હોય તો શરીરે નિરોગીપણું અને પુષ્ટી આપે તથા રાજ્યનું સુખ મળે, પણ તેઓની શત્રુ દૃષ્ટિ હોય તો માસની માફક દુઃખ આપશે.

૧૮ ઉપર પ્રમાણે જે જે ભાવના નવમાંશનો સ્વામિ શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો દીનચર્યામાં હોય તો તે ભાવમાં કહેલી સઘળી બાબતોનું સુખ જાણવું, પણ તેથી વિલોમ એટલે શત્રુ દૃષ્ટિ હોય તો તે ભાવમાં કહેલી બાબતોનું પૂર્વે કહેલી રીત પ્રમાણે દુઃખ સમજવું.

૧૯ ઉપર પ્રમાણે સર્વ ભાવ સંબંધી શુભાશુભ ફળ જોવાની રીત જાણવી એમ વળી તાજકમુકતાવળીમાં પણ કહેલું છે.

૨૦ છઠ્ઠા ભાવના નવમાંશની રાશિ અથવા તેનો સ્વામિ શુભ ગ્રહના સમાગમવાળો હોય તો તે દિવસે રોગ થાય, પણ પાપ ગ્રહના સમાગમવાળો હોય તો રોગનો નાશ થાય.

૨૧ બારમા ભાવના નવમાંશની રાશિ અથવા તેનો સ્વામિ શુભ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો સારે રસ્તે ધનનું ખર્ચ થશે, પણ પાપ ગ્રહના સમામમ કે દૃષ્ટિવાળો હશે તો નઠારે રસ્તે ખર્ચ થશે.

૨૨ સાતમા ભાવના નવમાંશની રાશિ અથવા તેનો સ્વામિ શુભ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હશે તો પોતાની સ્ત્રીનું સુખ અને વિલાસ આપશે, પણ જો પાપ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હશે તો ઘરમાં કલેશ અને દુઃખ ઉપજશે, અને તે જો પાપ ગ્રહની કર્તરીવાળો હશે તો સ્ત્રીનું મૃત્યુ થશે એમ વામન પંડીત કહે છે.

૨૩ વળી એજ પંડીત કહે છે કે સાતમા ભાવના નવમાંશની રાશિ અથવા તેના સ્વામિને શુભ ગ્રહની કર્તરી હોય તો ઘણી રીતે સ્ત્રીનું સુખ મળે, આ પ્રમાણે ગુરૂ હોય તો પોતાની સ્ત્રીમાં વૈભવ સાથે વિષય વાસના પૂરી કરે, અને જો શુક્ર, શનિ, મંગળ હશે તો પર સ્ત્રીથી વિષય વાસના પૂરી કરશે, બાકીના હશે તો સાધારણ રીતે પોતાની સ્ત્રીમાં વિષય વાસના પૂરી કરશે.

૨૪ આઠમા ભાવના નવમાંશની રાશિ દીનચર્યામાં આઠમા ભાવે રહી હોય અને ત્યાં શુભ ગ્રહોનો સમાગમ કે દૃષ્ટિ હોય અથવા પાપ ગ્રહની કર્તરી હોય તો આ દિવસે મૃત્યુ થશે, પણ જો આ રીતે આઠમે બુધ હશે તો લડાઇના કારણથી મૃત્યુ પામશે એમ તાજકસારમાં કહેલું છે.

૨૫ ઉપર પ્રમાણે શુભ ગ્રહને બદલે પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હશે તો શરીરે સુખ થશે. મિશ્ર ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હશે તો મીશ્ર ફળ સમજવું.

૨૬ વામન પંડીત કહે છે કે દીનચર્યામાં ઉપજેલો રીષ્ટ યોગ જન્મમાં, વર્ષમાં અને માસમાં ઉપજેલો હશે તોજ દીનચર્યામાં થશે એ સારી રીતે યાદ રાખવું.

૨૭ લગ્નને પાપ ગ્રહની કર્તરી હોય તો મોટી હાની કરે તથા ધનનો નાશ કરે.

૨૮ બારમા ભાવમાં શુભ ગ્રહો રહ્યા હોય તો શુભ માર્ગે એટલે જેવા કે લગ્ન, વિવાહ વિગેરે સારા કામમાં ખર્ચ થાય એમ તાજક મુકતાવળીમાં કહેછે.

૨૯ તાજકસારમાં લખ્યું છે કે દીનચર્યાના લગ્નને પાપ ગ્રહની કર્તરી હોય તો તે દિવસે રોગ કરે, પણ શુભ ગ્રહની કર્તરી હોય તો શરીરે સુખ થાય.

૩૦ ક્ષીણ ચંદ્રમા દીનચર્યામાં પાપ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો લગ્નમાં કે આઠમે રહ્યો હોય તો મૃત્યુ થાય.

૩૧ તાજક ભૂષણના ગ્રંથમાં લખ્યું છે કે ઉપરનો જોગ કદી સૂર્ય ગ્રહણના સમયમાં થયો હોય તો શત્રુનો ભય, શસ્ત્ર કે હથિયારનો ભય અથવા રોગ પેદા થાય.

૩૨ દીનચર્યાની કુંડળીમાં મંગળની સાથે ચંદ્રમા છઠ્ઠા અથવા આઠમા ભાવમાં બેઠો હોય તો શસ્ત્ર થકી અથવા પશુ થકી ભય ઉપજે.

૩૩ દીનચર્યામાં ચોથા ભાવમાં પાપ ગ્રહ હોય તો હાથી, ઘોડા, કે તેવાંજ વાહનથી પાડે, પણ જો લગ્ને પાપ ગ્રહ રહેલા હોય તો ઘણી પીડા કરે એમ ગણેશ દૈવજ્ઞ કહેછે.

૩૪ સાતમા ભાવે શુભ ગ્રહ હોય તો કામમાં જય કરે, બીજે ભાવે હોય તો ધન અને સુખ આપે, અને નવમા ભાવે હોય તો ધર્મ, ભાગ્ય, ધન, રાજ્ય, અને મોટાઈ તથા કીર્તિ આપેછે.

૩૫ સમરસિંહ પંડીત સપ્તવર્ગી ઉપરથી દીનેશ કાઢવાનું કહેતા નથી,

પણ દીનચર્યાના લગ્નના સ્વામિનેજ દીનેશ કહેછે તો તેમના મતમાં સપ્ત-વર્ગી તથા વ્રહત્ પંચવર્ગી કાઢવાની જરૂર નથી. સૂર્ય દૈવજ્ઞ પણ એમજ કહેછે.

૩૬ સૂર્ય વિગેરે ગ્રહોનું જૂદું જૂદું દીનેશનું ફળ વર્ષેશની માફક તા-જક પદ્મકોશ નામના ગ્રંથમાં તથા હાયન સુંદરમાં છે, પણ તે સાધારણ ફળ છે એવી રીતે વામન પંડીત કહેછે તેથી અહીં લખતા નથી.

૩૭ સમરસિંહ પંડીતનો મત એવો છે કે દીનચર્યામાં જે જે ભાવ સંબંધી જોવું હોય તે તે ભાવના નવમાંશની રાશિ જે સ્થાનમાં દીનચર્યાની કુંડળીમાં રહેલી હોય તે રાશિને શુભા શુભ ગ્રહ વિગેરેનો સમાગમ કે દૃષ્ટિ ઉપર મૂજબ જોવી ને તે ઉપરથી ફળ કહેવું, પણ તે રાશિના સ્વામિ ઉ-પરથી નહીં.

૩૮ પૂર્વે દશા પ્રકરણમાં કહેવા પ્રમાણે દીનચર્યામાં દશા કાઢવી, તેમાં રીષ્ટ યોગાદિ કરનાર ગ્રહની આખા દિવસમાં કયા ભાગમાં અને કયી વખતે કેટલી ઘડીની દશા આવે છે તે ઘડીઓની મૂદતમાં રીષ્ટાદિ યોગનું ફળ મ-ળશે. દશામાં વળી અંતર દશા કાઢવાથી અમૂક ઘડીએ રીષ્ટાદિ યોગ ઉપજ-શે એમ નીકળશે. આ પ્રમાણે વામન પંડીત કહે છે.

૩૯ દીનચર્યાના સ્વામિઓનું સૂર્ય વિગેરે ગ્રહોનું બારેભાવનું જૂદું જૂ-દું ફળ કોઇ કોઇ પંડીતોએ કહેલું છે પણ તે સાધારણ છે, પણ જેને તે જો-વાની ઇચ્છા હોય તેમને હાયન સુંદરમાં તથા તાજક તિલકમાંથી જોઇ લેવું. આ ગ્રંથ લાંબો થઇ જાય એ ભયથી દાખલ કરતા નથી, કારણ કે આ પ્ર-સંગે તાજક મુક્તાવળીવાળો જણાવે છે કે ભાવસ્થ ફળ સાધારણ છે એટલે તે સર્વને એક સરખી રીતે લાગુ પડી શકશે નહીં તેવીજ રીતે જે જે સાધા-રણ ફળ છે તે સર્વને એક સરખી રીતે લાગુ થશે નહીં, પણ જે વિશેષ એ-ટલે યોગાન યોગનું ફળ છે તે સર્વને એક સરખી રીતે લાગુ પડશે, માટે યો-ગનું ફળ વધારે મજબુત સમજવું. વળી તેજ ગ્રંથકાર એક દ્રષ્ટાંત આપે છે કે અગ્નિ સર્વ કાષ્ટમાં તથા પાષણ વિગેરે જણસોમાં સાધારણ છે જેથી વ્યા-પક છે, પણ આ સાધારણ અગ્નિથી રસોઇ નીપજશે નહીં, પણ તે સાધા-રણ અગ્નિમાંથી વિશેષ અગ્નિ પેદા થશે તો તેથી સર્વ જાતની રસોઇ પાક-કશે, તેમજ સાધારણ યોગમાંથી વિશેષ યોગજ વધારે ચોકકસ ફળ આપનારો છે. સાધારણ ફળ વિશેષ ફળ આગળ ઝાંખું છે. જેમકે સૂર્યના તેજ આગળ ચંદ્રનું તથા બીજા તારાઓનું તેજ ઝાંખુ છે તેમજ સાધારણ તથા વિશેષ ફળને માટે સમજવું.

૪૦ વળી દીનચર્યામાં ચંદ્રમાની અવસ્થા મુજબ માણસોને ફળ મળે છે તે અવસ્થા વામન પંડીત નિચે પ્રમાણે કહે છેઃ—

૧ પ્રવાસ અવસ્થામાં ચંદ્રમા હોય તો મુસાફરી કરાવે.

૨ નષ્ટા અવસ્થામાં હોય તો ધનનો નાશ થાય.

૩ મૃત્યુ અવસ્થામાં હોય તો મત્યુ થાય.

૪ જયા અવસ્થામાં હોય તો જીત થાય.

૫ હાસ્ય અવસ્થામાં હોય તો સ્ત્રીના વિલાસનું સુખ થાય.

૬ રતી અવસ્થા હોય તો વિષયનું સુખ આપે.

૭ ક્રીડા અવસ્થામાં હોય તો રમત રમાડે અને સુખ આપે.

૮ પ્રસુપ્તા અવસ્થામાં હોય તો ક્લેશ, નીંદ્રા, અને દેહ પીડા પામે.

૯ ભૂક્તા અવસ્થામાં ભય થાય.

૧૦ જ્વરા અવસ્થામાં તાવ આવે.

૧૧ કંપિતા અવસ્થામાં નુકસાન થાય.

૧૨ શુસ્થિતા અવસ્થામાં સુખ થાય.

ઉપર મુજબ ચંદ્રમાની ફક્ત બાર અવસ્થાના આધારથીજ દીનચર્યાનું ફળ કેટલાએક આચાર્યો કહે છે.

૪૨ જે પંડીત દીનચર્યાને સારી રીતે જોઈ જાણશે તે માણસોના આશ્ચર્યની સાથે ચિત્ત હરણ કરી શકશે.

૪૩ અમૂક બાબતની વધારે ચોકસાઇ કરવા માટે દીનચર્યામાં પણ સહમની યોજના કરી હશે તો તે વિશે વધારે ખુલાશો જણાશે.

૪૪ ઘણા શાસ્ત્રોનો મત એકઠો કરીને આ દીનચર્યાનું ફળ સંક્ષેપમાં પૂરેપૂરૂં જણાવેલું છે તે ધ્યાનમાં રાખી વિચારવું.

# ભાગ પાંચમો.

## ષોડસ યોગો બાબત.

### તાજક નિલકંઠી ગ્રંથમાંથી

નિચે લખેલા ષોડસ યોગો એટલે સોળ પ્રકારના યોગો જન્મમાં, વર્ષમાં, માસમાં, અને પ્રશ્નમાં ફળાદેશ જાણવાને ઘણા ઉપયોગી અને ચમત્કારી ફળ બતાવી આપે છે. એ યોગો પ્રથમ યવન ભાષામાં હતા તેથી તેનાં નામો યવન ભાષામાં છે.

| | | |
|---|---|---|
| ૧ કુત્થ યોગ. | ૭ નક્ત. | ૧૨ ખલ્લાસર. |
| ૨ દુરફ યોગ. | ૮ યમયા. | ૧૩ રદ. |
| ૩ ઇકવલ્લાલ યોગ. | ૯ મણુઊ. | ૧૪ દુફાળી કુત્થ. |
| ૪ ઇંદુવાર. | ૧૦ કંબુળ. | ૧૫ તંબિર. |
| ૫ ઇત્થશાલ. | ૧૧ ગૈરી કંબુળ. | ૧૬ દુત્થો તંબિર. |
| ૬ ઇસરાફ. | | |

ગ્રહોનો ઈત્થશાલ વિગેરે યોગ જોવામાં ગ્રહોના નિચે લખ્યા પ્રમાણે દિપ્તાંશા (અંશ) તાજક શાસ્ત્રમાં નક્કી કરેલા છે.

| | | | |
|---|---|---|---|
| સૂર્યના ૧૫. | ચંદ્રના ૧૨. | મંગળના ૮. | બુધના ૭. |
| ગુરૂના ૯. | શુક્રના ૭. | શનિના ૯. | રાહૂના ૧૨. |

દિપ્તાંશા એટલે એક ગ્રહ બીજા ગ્રહને કેટલા અંશ સુધી દૃષ્ટિમાં લઇ શકે છે તેના આંકડા સમજવા.

હવે ઉપરના ઇત્થશાલ વિગેરે યોગો જોવામાં પ્રથમ ગ્રહોના અંશ કેટલા છે તે જાણવાની જરૂર છે, તેથી ૨૫૯ ગ્રહ ચક્રના કોઠામાંથી ગ્રહોના અંશ જોવા. વધારે ખુલાશાથી સમજાય તેટલા માટે કલ્પીત રીતે ૨૫૯ ગ્રહ ચક્રમાંથી સૂર્ય તથા ગુરૂના નિચે પ્રમાણે અંશ લીધા છે.

ગ્રહોની રાશિ કી ગ્રહો / કેટલા અંશ, કળા / (વિકળા ઉપરથી ૨૦) — સરવાળો — ગ્રહો

| સૂર્ય. | ગુરૂ. |
|---|---|
| ૮ | ૪ |
| ૮ | ૧૩ |
| ૩૦ | ૨૦ |
| ૪૦ | ૩૦ |
| ૫૯ | ૧૩ કળા |
| ૮ | ૫ વિકળા |

ગ્રહો પોતપોતાની ગતિ જેટલો પ્રદેશ દરરોજ આકાશમાં આગળ વધતો ચાલે છે.

ગ્રહની ગતિ એટલે ગ્રહની ચાલ સમજવી.

શિઘ્ર ગતિ એટલે ઉતાવળી ચાલ.

મંદ ગતિ એટલે ધીમી ચાલ.

જે બે ગ્રહોનો ઇત્થશાલ વિગેરે ગમે તે યોગ જોવો હોય તો તે બે ગ્રહોમાંથી જેની ગતિ વધારે હોય તે શિઘ્ર ગ્રહ કહેવાય, અને જેની ગતિ થોડી હોય તે મંદ ગ્રહ કહેવાય છે.

ઉપર લખેલા બે ગ્રહો સૂર્ય અને ગુરૂમાં સૂર્યની ચાલવાની ગતિની કળા વધારે છે માટે સૂર્ય શિઘ્ર ગ્રહ કહેવાય, અને ગુરૂની ચાલવાની ગતિની કળા ઓછી છે તો તે મંદ ગતિનો ગ્રહ કહેવાય છે.

શિઘ્ર ગ્રહ પોતાના અંશથી આરંભીને પોતાના દિપ્તાંશાના અંશ જેટલે દુર આગળ રહેલા મંદ ગ્રહને દૃષ્ટિમાં લઇ શકે છે.

મંદ ગ્રહ પોતાના અંશથી માંડીને પોતાના દિપ્તાંશામાં અંશ જેટલે દુર પાછળ રહેલા શિઘ્ર ગ્રહને દૃષ્ટિમાં લઈ શકેછે.

**ઉદાહરણ**—ઉપર લખેલા સૂર્ય અને ગુરૂનો ઇત્થશાલ જોવાનોછે, માટે એ બે ગ્રહોમાંથી સૂર્યની ચાલવાની ગતિ કળા ૫૯ વિકળા ૮ ની છે અને ગુરૂની ચાલવાની ગતિ કળા ૧૩ વિકળા ૫ ની છે તો ગુરૂ કરતાં સૂર્યની ચાલવાની ગતિ વધારે છે માટે તે શિઘ્ર ગ્રહ કહેવાય ને ગુરૂ મંદ કહેવાય. હવે એ બે ગ્રહોની રાશિને ન ગણતાં ફક્ત અંશાદિ લેવું. સૂર્યના આઠ અંશ છે અને સૂર્યના દિપ્તાંશા પંદર છે માટે ૮ માં ૧૫ મેળવતાં ૨૩ થયા, માટે સૂર્ય પોતાના આઠ અંશથી આરંભીને આગળ ૨૩ અંશ સુધીમાં ગુરૂના ૧૩ અંશ આવી સમાય છે; કેમકે સૂર્ય પોતાના અંશ ૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪ એમ ૨૩ અંશ સુધી દિપ્તાંશામાં લેછે, માટે સૂર્યએ ગુરૂને દિપ્તાંશામાં લીધો, તેમજ ગુરૂના અંશ ૧૩ છે ને ગુરૂના દિપ્તાંશા ૯ છે માટે ૧૩ માંથી ૯ બાદ કરતાં બાકી ૪ રહે છે એટલે ગુરૂએ પોતાના ૧૩ અંશથી માંડીને પાછળ ૪ અંશ સુધીમાં સૂર્યના ૮ અંશ આવી જાય છે કેમકે ગુરૂ પોતાના ૧૩-૧૨-૧૧-૧૦-૯-૮ એમ ઓછા થતાં છેક ૪ અંશ સુધીની અંદર સૂર્યના અંશ આવી જાય છે માટે ગુરૂએ સૂર્યને દિપ્તાંશામાં લીધો એમ જાણવું.

ઉપર પ્રમાણે શિઘ્ર અને મંદ ગ્રહો એક બીજાને દિપ્તાંશા ( દ્રષ્ટિમાં )

સેતા હોય તો ઇત્થશાલ વિગેરે યોગો બનેછે.

શિઘ્ર ગ્રહ પોતાની આગળ અને મંદ ગ્રહ પોતાની પાછળ દિપ્તાંશામાં લેવાનું કારણ કે શિઘ્ર ગ્રહ કરતાં મંદ ગ્રહ વધારે અંશ ઉપર છે, જેમ કે સૂર્ય શિઘ્ર ગ્રહના સ્પષ્ટ ગ્રહ ચક્રમાં ૮ અંશ છે ને ગુરૂ મંદ ગ્રહના ૧૩ અંશ છે.

ગ્રહોની એક બીજા ઉપર દૃષ્ટિ હોય તોજ ઉપર લખેલા યોગો બને છે, માટે ગ્રહોની દ્રષ્ટિ બાબત ફરીથી લખીએ છીએ.

ગ્રહો એક બીજાથી ૩-૧૧ મે ભાવે રહેલા હોય તો મિત્ર દ્રષ્ટિથી એક પાયો દેખેછે.

ગ્રહો એક બીજાથી ૪-૧૦ મે ભાવે રહેલા હોય તો શત્રુ દૃષ્ટિથી બે પાયા દેખે છે.

ગ્રહો એક બીજાથી ૫-૯ મે ભાવે રહેલા હોય તો મિત્ર દૃષ્ટિથી ત્રણ પાયા દેખે છે.

ગ્રહો એક બીજાથી ૧-૭ મે ભાવે રહ્યા હોય તો શત્રુ દૃષ્ટિથી ચાર પાયા એટલે સંપૂર્ણ દ્રષ્ટિથી દેખે છે.

## ૧ કુત્થ યોગ.

૧ યવન ભાષામાં બળવાન ગ્રહને કુત્થ એમ કહેછે, માટે કયા ગ્રહને બળવાન કહેવો તે આ કુત્થ યોગ ઉપરથી જણાશે.

૨ સર્વથી લગ્નમાં રહેલા ગ્રહને બળવાન જાણવો.

૩ લગ્ન સિવાય બીજા કેંદ્ર ૪-૭-૧૦ મે સ્થાને રહેલો ગ્રહ લગ્ન કરતાં ઉતરતા દરજ્જાનો બળવાન જાણવો.

૪ કેંદ્ર કરતાં ઉતરતા દરજ્જાનો જે ગ્રહ પણફરમાં રહેલો હોય તેને બળવાન જાણવો, પણ આઠમા ભાવે જે ગ્રહ રહ્યા હોય તેને બળવાન જાણવો નહીં.

૫ પણફર કરતાં ઉતરતા દરજ્જાના લગ્ને મિત્ર દૃષ્ટિથી એટલે ૩-૯ સ્થાને જે ગ્રહ રહેલો હોય તેને બળવાન જાણવો, અથવા તે કરતાં ઉતરતા દરજ્જાનો પણફર અથવા આપોકલીમ સ્થાન ૩-૫-૯-૧૧ મે સ્થાને રહીને લગ્નને દેખતો હોય તો તે બળવાન ગણાય, પણ જો ૬-૮-૧૨ સ્થાને જે ગ્રહ હોય તેની પણ લગ્ન ઉપર ગણિતાગત દૃષ્ટિ હોય તોપણ તેને બળવાન સમજવો નહીં. કોઈ આચાર્ય તેને સ્વલ્પ બળવાન કહે છે પણ તે બહુ પ્રમાણ પક્ષ નથી એવી રીતે સમરતંત્રમાં કહેલું છે.

૬ પોતાની રાશિનો, ઉંચનો, પોતાના હદ્દાનો, પોતાના દ્ષ્કાણુનો, પોતાના નવમાંશનો, પોતાની ત્રૈરાશિકનો જે ગ્રહ હોય તે બળવાન ગણાય છે.

૭ મધ્યમ ગતિ, સમાન ગતિવાળો ગ્રહ પણ બળવાન ગણાય છે.

૮ મધ્યમ ગતિ કરતાં ઓછી ગતિવાળો ગ્રહ પણ બળવાન ગણાય છે.

૯ જે ગ્રહ ઉદયનો એટલે જે ગ્રહનો તારો રાત્રીએ દેખાતો હોય તેને ઉદયનો ગ્રહ કહે છે ને તે બળવાન ગણાય છે, તેમ માર્ગ ગતિનો ગ્રહ પણ બળવાન ગણાય છે.

૧૦ શુભ ગ્રહની દૃષ્ટિવાળો તથા સમાગમવાળો ગ્રહ બળવાન ગણાય છે, તેમજ પાપ ગ્રહની શત્રુ દૃષ્ટિ એટલે ૪–૭–૧૦–૧ રાશિની દૃષ્ટિ વગર, નો ગ્રહ પણ બળવાન ગણાય છે.

૧૧ પાપ ગ્રહના યોગ વગરના ગ્રહને પણ બળવાન જાણવો.

૧૨ સિવાય બળવાન ગ્રહ નિચે મૂજબ જાણવા.

૧૩ શુક્ર, ચંદ્ર, અને મંગળ સાયનકાળે આકાશમાં ઉદય થયલા જણાતા હોય તો તે બળવાન જાણવા.

૧૪ ગુરૂ અને શનિ પાછલી રાત્રે આકાશમાં ઉદય થયલા જણાય તો બળવાન ગણાય છે.

૧૫ પુરૂષ ગ્રહ એટલે સૂર્ય, મંગળ, અને ગુરૂ દિવસે બળવાળા ગણાય છે.

૧૬ સ્ત્રી ગ્રહ એટલે ચંદ્ર, બુધ. શુક્ર, અને શનિ રાત્રિએ બળવાન ગણાય છે.

૧૭ સૂર્ય જે રાશિના નવમાંશમાં હોય તે રાશિ નવમાંશમાં જે ગ્રહની ન હોય તે બળવાન જાણવો.

૧૮ સ્થિર રાશિ એટલે વૃષભ, સિંહ, વૃશ્ચિક, અને કુંભ રાશિમાં રહેલા ગ્રહોને બળવાન સમજવા.

૧૯ સ્ત્રી ગ્રહો ચોથા ભાવથી માંડીને નવમા ભાવ સુધીમાં રહેલા હોય તો તેને બળવાન જાણવા.

૨૦ પુરૂષ ગ્રહો દશમા ભાવથી આરંભીને ત્રીજા ભાવ સુધીમાં બેઠેલા હોય તો તેને બળવાન જાણવા.

૨૧ પુરૂષ ગ્રહો એકી રાશિમાં બેઠા હોય તો બળવાન, અને સ્ત્રી ગ્રહો બેકી રાશિમાં બેઠા હોય તો બળવાન જાણવા.

૨૨ ઉપર પ્રમાણેના બળવાળા ગ્રહો જે કુંડળીમાં હોય તો તે કુંડળી-

માં કુત્થ યોગ થયલો કહેવાય છે એવી રીતે સમરતંત્રમાં કહેલું છે.

## ૨ દુરફ યોગ.

૧ યવન ભાષામાં નિર્બળ ગ્રહને દુરફ એમ કહે છે, માટે કયા ગ્રહને નિર્બળ કહેવો તે આ દુરફ યોગ ઉપરથી જણાશે.

૨ વર્ષ, માસ, દિવસ, કે પ્રશ્ન લગ્ન થકી ૬–૮–૧૨ મા સ્થાને જે ગ્રહ રહેલો હોય તેને નિર્બળ ગ્રહ જાણવો.

૩ વક્ર ગતિવાળા, શત્રુ ગ્રહની રાશિના, અને નિચ રાશિના ગ્રહને નિર્બળ જાણવો.

૪ વક્ર ગતિ થવાના ગ્રહને પણ નિર્બળ જાણવો.

૫ પાપ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળા ગ્રહને નિર્બળ જાણવો.

૬ અસ્તના ગ્રહને નિર્બળ જાણવો.

૭ નીચ અને શત્રુ રાશિમાં રહેલા પાપ ગ્રહની સાથે *ઈત્થશાલ યોગ કરનારા ગ્રહને નિર્બળ જાણવો.

૮ પાપ ગ્રહની શત્રુ દૃષ્ટિ એટલે ૧–૪–૭–૧૦ મા સ્થાનની દૃષ્ટિવાળા ગ્રહને નિર્બળ જાણવો.

૯ ૬–૮–૧૨ મા સ્થાનમાં રહેલા ગ્રહની સાથે જે ગ્રહ ઇત્થશાલ કરતો હોય અથવા ઇત્થશાલ કરવાનો હોય તે ગ્રહને પણ નિર્બળ ગ્રહ જાણવો.

૧૦ પોતાની રાશિ થકી સાતમી રાશિમાં રહેનાર ગ્રહને નિર્બળ જાણવો.

૧૧ રાહૂનાં પુંછ અને મૂખ ભાગમાં એટલે રાહૂએ ભોગવેલા તથા ભોગવવાના અંશમાં જે ગ્રહ રહેલો હોય તેને નિર્બળ જાણવો.

૧૨ જે ગ્રહ લગ્નને દેખતો ન હોય તેને નિર્બળ જાણવો.

૧૩ સૂર્ય નવમાંશ કુંડળીમાં જે રાશિનો હોય તેથી સાતમી રાશિમાં રહેલા ગ્રહને નિર્બળ જાણવો.

૧૪ જે ગ્રહ અધમ અધિકારનો હોય તેને નિર્બળ જાણવો.

૧૫ જે ગ્રહ પાપ ગ્રહની સાથે †ઇસરાફ યોગ કરતો હોય તેને પણ નિર્બળ ગ્રહ જાણવો.

ઉપર પ્રમાણે ગ્રહોને નિર્બળ જોવાનો પ્રકાર છે. હવે તે ઉપરાંત ચંદ્રને નિર્બળ જોવાનો પ્રકાર નિચે પ્રમાણે છે.

---

* ઇત્થશાળ યોગ હવે પછી લખવામાં આવશે.

† ઇસરાફ યોગ હવે પછી લખવામાં આવશે.

## ચંદ્રના દુરફનાં લક્ષણો.

૧ જે રાશિમાં સૂર્ય રહેલો હોય ત્યાંથી બારમી રાશિમાં ચંદ્ર હોય તો તેને નિર્બળ જાણવો.

૨ ચંદ્ર વૃશ્ચિક રાશિના ૧૫ અંશની અંદર હોય તો તેને નિર્બળ જાણવો, તેમજ તોલા રાશિના ૧૬ અંશથી માંડીને ૨૯ અંશ સુધી હોય તો નિર્બળ જાણવો.

૩ જે રાશિમાં ચંદ્ર બેઠો હોય તે રાશિનો સ્વામિ ચંદ્રને દેખતો ન હોય તો ચંદ્રને નિર્બળ જાણવો.

૪ સર્વ ગ્રહો ચંદ્રને ન દેખે તો ચંદ્રને નિર્બળ જાણવો.

૫ આગળ કહેલા શૂન્ય* માર્ગનો ચંદ્ર હોય તો તેને નિર્બળ જાણવો.

૬ ચંદ્ર ઉત્તમ અધિકારનો ન હોય તો તેને નિર્બળ જાણવો.

૭ ક્ષીણ ચંદ્ર વદ ૮ થી શુદ ૮ સુધીના ચંદ્રને નિર્બળ જાણવો.

૮ રાશિના છેલ્લા અંશમાં એટલે ૨૮ કે ૨૯ અંશનો ચંદ્ર હોય તો તેને નિર્બળ જાણવો.

૯ ઉપર પ્રમાણે જન્મમાં, વર્ષમાં, કે પ્રશ્ન સમયમાં ચંદ્રનું નિર્બળપણું કહેલું છે. એ સિવાયના બાકીના લક્ષણવાળા ચંદ્રને બળવાન જાણવો.

૧૦ શુક્લ પક્ષમાં મંગળ અને કૃષ્ણ પક્ષમાં કોઇ પણ ગ્રહ શત્રુ દૃષ્ટિ એટલે ૧–૪–૭–૧૦ દૃષ્ટિથી ચંદ્રને દેખતા હોય તો ચંદ્ર નિર્બળ જાણવો.

૧૧ શુક્લ પક્ષમાં દિવસે વર્ષ પ્રવેશ કે પ્રશ્ન હોય અને એકી રાશિ ૧–૩–૫–૭–૯ માં શનિ બેઠો હોય ને તે ચંદ્રને દેખતો હોય તો ચંદ્રના દુરફ યોગમાં ઘટાડો કરી કાંઇ ચંદ્રના બળમાં સુધારો કરે છે. કદી એ પ્રમાણે શનિ દેખતો ન હોય તો દુરફમાં વધારો થાય એટલે ચંદ્ર વધારે નિર્બળ ગણાયછે.

૧૨ કૃષ્ણ પક્ષમાં રાત્રી વખતે વર્ષ કે પ્રશ્ન હોય અને બેકી રાશિમાં એટલે ૨-૪-૬-૮-૧૦-૧૨ મા ભાવમાં મંગળ હોય અને તે ચંદ્રને દેખતો હોય તો ચંદ્રના બળમાં સુધારો થાય છે, અને મંગળ દેખતો ન હોય તો નિર્બળપણું વધારે છે.

ઉપર પ્રમાણે ચંદ્રનું બળ જન્મ વખતમાં, વર્ષના વખતમાં, પ્રશ્નના વખતમાં, તેમજ માસ અને દિવસ વિગેરે કુંડળીમાં જોવું ને તે પછી ફળાદેશ કહેવો.

---

* ઉચ્ચ, નીચ વિગેરે કોઇ રાશિનું બળ અગર નિર્બળ ન હોય તેમ શુભ કે પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ન હોય તેવા ચંદ્રને શૂન્ય માર્ગનો કહેછે.

## ૩ ઇકવવાલ યોગ.

આ યોગ ઉપજાવવાની રીતી એવી છે કે કોઇ પણ કુંડળીમાં કેંદ્ર સ્થાન ૧-૪-૭-૧૦ તથા પણફર એટલે ૨-૫-૮-૧૧ મા ભાવમાં તમામ ગ્રહો બેઠેલા હોય અથવા તેમાંથી થોડા સ્થાનમાં તમામ ગ્રહો સમાયલા હોય અને તેમાં ફકત ૩-૬-૯-૧૨ એ ભાવમાં એક ગ્રહ આવવો ન જોઇએ. આવા યોગને ઇકવવાલ યોગ કહેછે.




ઉપરનો યોગ રાજ્ય તરફથી ફાયદો આપે છે. રીષ્ટ યોગ થયલો હોય તોપણ તે મટાડીને ઘણું સુખ આપેછે એમ તાજકાલંકારમાં લખેલું છે.

## ૪ ઇંદુવાર યોગ.

કોઇ પણ કુંડળીમાં આપોકલીમ સ્થાન એટલે ૩-૬-૯-૧૨ એ ભાવમાં તમામ ગ્રહો રહ્યા હોય અથવા તેમાંથી કેટલાએક સ્થાનમાં તમામ ગ્રહો આવેલા હોય તો ઇંદુવાર યોગ ઉપજેછે.




ઉપરનો યોગ વર્ષ, માસ, અને પ્રશ્ન વિગેરેમાં નેષ્ટ એટલે નઠારૂં ફળ આપનારો તાજક શાસ્ત્રમાં કહેલોછે. વળી તાજક તિલકમાં પણ એમજ કહ્યુંછે.

## ૫ ઇત્થશાલ જેને મુથશીળ યોગ પણ કહે છે.

ઇત્થશાલ યોગમાં જે ગ્રહનો ઇત્થશાલ જોવો હોય તે ગ્રહોની એક બીજા ઉપર દૃષ્ટિ જરૂર જોઈએ એમ તાજક મુકતાવળીમાં કહેલું છે.

આ ઇત્થશાલ યોગ બે ગ્રહથી બને છે. એ બે ગ્રહમાં શિઘ્ર એટલે ઉતાવળી ચાલના ગ્રહના ઓછા અંશ ને મંદ એટલે ધીમી ચાલના ગ્રહના અંશ વધારે હોય અને એક બીજાને પોતાના દિપ્તાંશામાં ( દૃષ્ટિમાં ) લેતા હોતો આ યોગ ઉપજે છે.

### ઇત્થશાલ યોગ નિચે લખેલા ત્રણ પ્રકારના છે.

વર્તમાન ઇત્થશાલ.

ભૂતકાળ ઇત્થશાલ.

ભવિષ્ય ઇત્થશાલ.

ઉપર પ્રમાણે ત્રણ પ્રકારના ઈત્થશાલ યોગ છે.

---

### વર્તમાન ઇત્થશાલ.

ઇત્થશાલ યોગમાં લગ્નનો સ્વામિ અને કાર્યનો સ્વામિ આ બે ગ્રહને ઈત્થશાલ થાય તો કાર્યની સિદ્ધિ સમજવી, કેમકે લગ્ન એ પૂછનાર માણસ છે, અને લગ્ન સિવાયના ધન, પ્રાક્રમ, વિગેરે ૧૧ ભાવો એ કાર્ય ભૂવન કહેવાય છે.

જન્મ, વર્ષ, અને માસની જેમ કુંડળી કરવામાં આવે છે, તેમ પ્રશ્ન પૂછવામાં આવે તો પ્રશ્ન વખતની પણ કુંડળી કરવામાં આવે છે.

**મને રાજ્ય મળશે ?** એ રીતે પ્રશ્ન છે તો તે વખતનું લગ્ન મૂકરર કરી બારે ભાવમાં રાશિ ગ્રહો માંડવામાં આવે છે.

### ઉપલા પ્રશ્નની કુંડળી નિચે પ્રમાણે.

| ભાવ | રાશિ / ગ્રહ |
|---|---|
| ૧ | ૮ મં ૧૬ |
| ૨ | ૯ |
| ૩ | ૧૦ |
| ૪ | ૧૧ |
| ૫ | ૧૨ |
| ૬ | ૧ |
| ૭ | ૨ |
| ૮ | ૩ |
| ૯ | ૪ |
| ૧૦ | ૫ સૂ૧૦ |
| ૧૧ | ૬ |
| ૧૨ | ૭ |

રાજ્ય મળવાનો સવાલ છે તો લગ્ન અને રાજ્યદ્વાર દશમા ભાવના સ્વામિ ગ્રહને ઉપરની કુંડળીમાં દાખલ કરવામાં આવેલા છે.

પ્રશ્ન વખત ગ્રહો કેટલા અંશના છે તે ગણિતથી નક્કી કરવામાં આવે છે, અને જન્મ, વર્ષ તથા માસમાં તો સ્પષ્ટ ગ્રહ ચક્રનો કોઠો કરી તેમાં ગ્રહોના અંશ તથા ચાલવાની કળા દાખલ કરવામાં આવેલા છે.

ઉપરના પ્રશ્નમાં વૃશ્ચિક રાશિનું લગ્ન છે તેનો સ્વામિ મંગળ ૧૬ અંશનો લગ્નમાં રહેલો છે અને રાજ્યદ્વાર દશમા ભાવનો સ્વામિ સૂર્ય દશ

અંશનો દશમા ભાવમાંજ બેઠો છે.

ઉપરના બે ગ્રહો એક બીજાને દ્રષ્ટિથી દેખી શકે છે તેમાં સૂર્ય શિઘ્ર એટલે ઉતાવળી ચાલનો છે અને મંગળ મંદ એટલે ધીમી ચાલનો છે.

શીઘ્ર ગ્રહ સૂર્ય પોતાના ૧૦ અંશથી આરંભીને પોતાના દિપ્તાંશાના ૧૫ અંશ સુધી એટલે ૨૫ અંશ સુધી આગળ રહેલા મંદ ગ્રહને દેખી શકે છે કારણ કે મંગળના ૧૬ અંશ ઉપરના ૨૫ અંશમાં સમાયછે.

તેમજ મંદ ગ્રહ મંગળ પોતાના ૧૬ અંશથી આરંભી પોતાના દિપ્તાંશાના આઠ અંશ સુધી પાછળ રહેલા શિઘ્ર ગ્રહ સૂર્યને દેખી શકે છે, કારણ કે ૧૫-૧૪-૧૩-૧૨-૧૧-૧૦-૯-૮ અંશ સુધી સૂર્યને દેખી શકે છે ને સૂર્યના ૧૦ અંશ છે તે તેમાં સમાયછે માટે મંગળે પણ સૂર્યને દિપ્તાંશામાં એટલે દૃષ્ટિમાં લીધો એમ જાણવું.

મંદ ગ્રહ કરતાં શિઘ્ર ગ્રહ પાછળ છે તેથી શિઘ્ર ગ્રહ આગળ અને મંદ ગ્રહ પાછળ દૃષ્ટિથી દિપ્તાંશામાં ઉપર પ્રમાણે લે છે.

એ પ્રમાણે એક ગ્રહ બીજાને દિપ્તાંશામાં અન્યોઅન્ય લેછે, જેથી આ વર્તમાન ઇત્થશાલ થયો માટે રાજ્યનું સુખ મળવાનો વખત ચાલે છે ને તે કામની સિદ્ધિ છે.

## સંપૂર્ણ ઇત્થશાલ.

## અને સ્ત્રી કયારે મળશે?




આ પ્રશ્નમાં કર્ક લગ્નનો સ્વામિ ચંદ્રમા વરખ રાશિમાં ૨ અંશ અને ૧૮ કળાનો ૧૧ મા ભાવે છે અને સ્ત્રી ભૂવન ૭ માનો સ્વામિ શનિ ૮ વૃશ્ચિક રાશિનો ૨ અંશ અને ૧૯ કળાનો ૫ મે ભાવે બેઠો છે અને એ બંને ગ્રહને દૃષ્ટિ છે. શનિ અને ચંદ્ર એ બેમાં ચંદ્ર શિઘ્ર ગ્રહ છે અને શનિ મંદ ગ્રહ છે. એ બેને ફકત એક કળાનું અંતર છે અને અંશ તો બરાબર છે, તેમાં વળી ચંદ્ર શનિ કરતાં ઓછો છે માટે આ સંપૂર્ણ ઇત્થશાલ થયો તેથી હાલ હાલ સ્ત્રીનો લાભ થશે એ રીતે હાયન સુંદર ગ્રંથમાં કહ્યું છે.

## બીજા પ્રકારનો વર્તમાન ઇત્થશાલ.

શિઘ્ર ગ્રહ કોઇ પણ રાશિના ઉતરતા ભાગમાં હોય અને તેથી આગ-

ળની એટલે આવતી બીજી રાશિના શરૂઆતના ભાગમાં મંદ ગ્રહો હોય અને એ બે ગ્રહો એક બીજાને દિપ્તાંશામાં લઈ શકતા હોય એટલે એ બે ગ્રહો વચ્ચે દિપ્તાંશા જેટલું અંતર હોય તોપણ આ ઇત્થશાલ યોગ બણાયછે. કોઇ કહેશે કે આ બે ગ્રહોને દૃષ્ટિ નથી, પણ તેમ નથી કારણ કે એ બે ગ્રહો એક રાશિમાં બેઠેલા જેવાજ છે.

## મને લાભ થશે ?

### બીજે પ્રકારે વર્તમાન ઇત્થશાલ.




આ પ્રશ્નમાં લગ્નનો સ્વામિ શુક્ર શિઘ્ર ગ્રહ કુંભ રાશિમાં ૧૦ મે ભાવે કુંભ રાશિના છેલ્લા ભાગમાં ૨૭ અંશે છે, અને લાભ ભાવનો સ્વામિ ગુરૂ મંદ ગ્રહ આગળની આવતી રાશિ મીન રાશિના શરૂઆતના ભાગમાં ૩ અંશે છે. આ બે ગ્રહોને ફક્ત છ અંશનું અંતર છે. આમાં મંદ ગ્રહ પાછળથી અને શિઘ્ર ગ્રહ આગળથી એક બીજાને દિપ્તાંશામાં લે છે. (૧૧ રૂપિઆ ને ૧૩ આના તથા ૧૨ રૂપિઆ ને ૩ આના એ બેને ફક્ત છ આનાનું અંતર છે.) એવી રીતે ઉપરના ઉદાહરણમાં છે.

ઉપર પ્રમાણે વર્તમાન ઇત્થશાલ થયો માટે લાભ મલવાનો વખત આલેછે ને કાર્યની સિદ્ધિ છે.

## ભવિષ્ય ઇત્થશાલ.

ઉપરના બે પ્રકારના વર્તમાન ઇત્થશાલમાં શિઘ્ર ગ્રહને દિપ્તાંશામાં લેવાને ફક્ત મંદ ગ્રહના એકાંદ અંશ ઓછા હોય, તેમજ મંદ ગ્રહને દિપ્તાંશામાં લેવાને ફક્ત શિઘ્ર ગ્રહના એકાંદ અંશ બાકી હોય ત્યારે ભવિષ્ય ઇત્થશાલ બનેછે.

### ભવિષ્ય ઇત્થશાલ સ્ત્રી મળશે ?

### બીજા પ્રકારે ભવિષ્ય ઇત્થશાલ. ભાગ્ય સિદ્ધિ ?



ઉપરની બે કુંડળીમાં સ્ત્રી લાભની કુંડળીમાં શુક્ર શિઘ્ર ગ્રહ છે ને મંગળ મંદ ગ્રહ છે, તેમજ ભાગ્ય સિદ્ધિની કુંડળીમાં મંગળ શિઘ્ર ગ્રહ અને ગુરૂ મંદ ગ્રહછે.

ઉપર લખેલી કુંડળીઓમાં લગ્નના સ્વામિ અને કાર્યના સ્વામિને એક બીજાને દિપ્તાંશામાં લેવાને એકાદ બે અંશનું થોડું છેટું એટલે અંતર છે કેમકે તેઓ હાલ એક બીજાને દિપ્તાંશામાં લઇ શકતાં નથી, પણ થોડી મૂદતમાં લેશે. જ્યારે આ ગ્રહો દિપ્તાંશામાં એક બીજાને લેશે ત્યારે કામ સિદ્ધિ થશે. આ અંતર એટલે છેટું ઘણું કરીને દિપ્તાંશા કરતાં ૧૨ અંશ સુધી વધારે હોય ત્યારેજ ભવિષ્ય ઇત્થશાલ બને છે, તેથી વધારે અંશ હોય તો નહીં એમ સમરતંત્રમાં કહ્યું છે.

ઇત્થશાલ યોગમાં મંદ ગ્રહ વક્ર ગતિનો એટલે અવળી ચાલનો હોય તો હરકત નહીં, પણ શીઘ્ર ગ્રહ વક્ર ગતિનો હોય તો ઈત્થશાલ યોગનું કાંઇ પણ ફળ સમજવું નહીં, કારણ કે તે બંને દિપ્તાંશામાંથી છુટી જવાના અથવા તેઓ દિપ્તાંશામાં આવી શકવાના નહીં તેમજ ટકી શકવાના નહીં, અને અંતે તે બે ગ્રહો એક બીજાને મળી શકવાના નહીં એટલે અંશ, કળા, વિકળામાં સરખા થવાના નહીં, માટે શિઘ્ર ગ્રહ પોતાનું તેજ મંદ ગ્રહને આપી શકવાનો નહીં એટલે ફોગટ છે.

ઉપર પ્રમાણે વર્તમાન, સંપૂર્ણ અને ભવિષ્ય એવા ત્રણ પ્રકારના ઇત્થશાલ કહ્યા. હવે તેમના ફળ જોવાની રીતિ નિચે પ્રમાણે છે.

જ્યારે લગ્નના સ્વામિનો કાર્યના સ્વામિ સાથે ઈત્થશાલ થાય ત્યારેજ કામની સિધ્ધિ વિદ્વાનોએ કેહેવી. જ્યારે વર્ત્તમાન ઇત્થશાલ હોય ત્યારે કામની સિધ્ધિ કહેવી, સંપૂર્ણ ઈત્થશાલ હોય ત્યારે જરૂર પૂરેપૂરી કામની સિદ્ધિ કહેવી, અને ભવિષ્ય ઇત્થશાલ હોય ત્યારે કામની સિદ્ધિ આગળ થશે એમ કહેવું,

લગ્નનો સ્વામિ, અને કાર્ય ભાવનો સ્વામિ, તથા તેમના મિત્ર ગ્રહો એટલે લગ્નના સ્વામિના તથા કાર્ય ભાવના સ્વામિના મિત્ર, એ રીતે ચારે ગ્રહો જે જે રાશિમાં હોય અને તે રાશિ પોતાના સ્વામિનો અગર શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો ઈત્થશાલ યોગ બળવાન જાણવો. એ ઇત્થશાલ વધારે સારૂં ફળ આપશે, તેમાં પણ મિત્ર દૃષ્ટિ પડીતોએ વધારે સારી કહેલી છે એમ સમરતંત્રમાં કહેલું છે.

લગ્નનો સ્વામિ, અને કાર્ય ભાવનો સ્વામિ પોતાના ઉંચ, પોતાની રાશિ, પોતાના હદા, દ્રષ્કાણુ, નવગાંશમાં હોય અને તેઓને શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ભૂતકાળમાં થઇ ગઈ હોય ને હાલ દ્રષ્ટિ ન હોય તો પૂર્વ એટલે ભૂતકાળમાં શુભ ફળ પૂરેપૂરૂં થઇ ગયું છે એમ કહેવું. એ પ્રમાણે લગ્નના સ્વામિ અને કાર્ય ભાવના સ્વામિ પોતાના ઉંચ વિગેરેમાં તથા શુભ ગ્રહની રાશિ વિગેરેમાં હોય અને તેઓને શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હવે પછી થવાની હોય તો ભવિષ્યકાળમાં શુભ ફળ થશે એમ કહેવું. તેમજ લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવના સ્વામિ ઉપર મૂજબ પોતાના ઉંચ વિગેરેમાં અથવા શુભ ગ્રહની રાશિ વિગેરેમાં હોય અને તેઓને શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હાલ વર્તમાનકાળમાં હોય તો શુભ ફળ હાલ વર્તમાન વખતમાં મળશે એમ સગરતંત્રમાં કહેલું છે.

ઉપર જણાવેલી રીત કરતાં અવળી રીતે હોય તો તેથી ઉલટું ફળ સમજવું, એટલે લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ નીચના, પોતાના શત્રુ ગ્રહની રાશિના, શત્રુ ગ્રહના હદા વિગેરેમાં તથા પાપ ગ્રહની રાશિમાં હોય અને તેઓને પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ભૂતકાળમાં થઈ ગયેલી હોય તો પૂર્વ ભૂતકાળમાં નેષ્ટ ફળ થઈ ગયું છે એમ જાણવું; અને જો ઉપર લખ્યા પ્રમાણે લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવના સ્વામિ ઉપર જણાવેલા દુષ્ટ સ્થાનમાં હોય અને તેઓને પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હાલ વર્તમાનકાળમાં હોય તો નેષ્ટ ફળ હાલ વખતમાંજ ચાલે છે એમ જાણવું.

લગ્નનો સ્વામિ અથવા કાર્ય ભાવના સ્વામિ ગ્રહો મિત્ર ગ્રહની રાશિમાંથી નીકળીને શત્રુ ગ્રહની રાશિને પામેલો હોય તો ભૂતકાળમાં શુભ ફળ ભોગવાઇ ગયું છે અને હાલ વખતમાં અશુભ ફળ ચાલે છે એમ હાયન સુંદર ગ્રંથમાં કહેલું છે.

લગ્નનો સ્વામિ અથવા કાર્ય ભાવના સ્વામિ ગ્રહો હાલ વર્તમાનકાળમાં મિત્ર ગ્રહની રાશિમાં બેઠેલા છે, પણ હવે પછી ભવિષ્યકાળમાં શત્રુ ગ્રહની રાશિમાં આવવાના છે તો હાલ શુભ ફળ છે, પણ આગળ અશુભ ફળ થવાનું છે એમ સમરતંત્રમાં કહ્યું છે.

| ભૂતકાળમાં શુભફળ દેનારે. ઇત્થશાલ. | વર્તમાનકાળમાં શુભ ફળ આપનારો ઇ-ત્થશાલ. | ભવિષ્યકાળમાં શુભ ફળ આપનારો ઇ-ત્થશાલ. |
| --- | --- | --- |

| ભૂતકાળમાં નેષ્ટફળ દેનારો ઇત્થશાલ. | વર્તમાનકાળમાં નેષ્ટ ફળ આપનારો ઇ ત્થશાલ. | ભૂતકાળમાં શુભ અને વર્તમાનકાળમાં અશુભ ફળ દેનારો ઇત્થશાલ. |
| --- | --- | --- |

## વર્તમાનકાળમાં શૂભફળ અને ભવિષ્યકાળમાં અશૂભફળ દેનાર રો ઇત્થશાલ.

શુ. ૫ ૩
૬ ૪ ચં ૨
૭ ચં. ૩ શ ૮ ૧
૮ ૧૦ ૧૨
૯ ૧૧

## બળવાન ઇત્થશાલ.

સૂ. બુ. ૫ ૩
૬ ૪ ૨
ચં. ૭ શુ. ૧
૮ ૧૦ ૧૨
૯ મં ૧૦ ગુ ૧૧ શ

ઉપરની બળવાન ઇત્થશાલની કુંડળીમાં લગ્નનો સ્વામિ ચંદ્રમા પોતાંના સ્વામિ શુક્ર સાથે છે.

ઉપરની કુંડળીઓ ઉદાહરણ તરીકે સમજવા માટે લખી છે તથા હવે

પછી લખવામાં આવશે તે ઉપર સૂક્ષ્મ વિચારથી સમજી લેવું જે અમૂક રીતે અમૂક યોગ ઉપજે છે, પણ એમ ન સમજવું કે આ કુંડળીઓ પ્રમાણે મળતા ગ્રહો આવે તોજ યોગ ઉપજે. આ તો ગણિતના દાખલા તરીકે છે.

૧ પેહેલી કુંડળીમાં લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ બંને ઉંચ રાશિના છે, તેઓને શૂભ ગ્રહની દૃષ્ટિ ને સમાગમ હાલ નથી પણ પ્રથમ થઇ ગયલો હતો.

૨ બીજી કુંડળીમાં પણ લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ બંને ઉંચના છે ને તેમને શૂભ ગ્રહની દૃષ્ટિ અને સમાગમ હાલ વખતમાં છે.

૩ ત્રીજી કુંડળીમાં પણ લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ ઉંચના છે ને તેમને શૂભ ગ્રહની દૃષ્ટિ અને સમાગમ આગળ ઉપર થવાનો છે.

૪ ચોથી કુંડળીમાં લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ નીચના છે ને તેઓને પાપ ગ્રહની દૃષ્ટિ ને સમાગમ હાલ નથી, પણ ભૂતકાળમાં થઇ ગયો હતો.

૫ પાંચમી કુંડળીમાં લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ નીચના છે ને તેઓને પાપ ગ્રહનો સમાગમ અને દૃષ્ટિ હાલ વખતમાં છે.

૬ છઠ્ઠી કુંડળીમાં લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ એ બે ગ્રહો પ્રથમ ભૂતકાળમાં મિત્ર ગ્રહની રાશિમાં હતા પણ હાલ શત્રુ ગ્રહની રાશિમાં બેઠેલા છે.

૭ સાતમી કુંડળીમાં લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ વર્તમાન કાળમાં મિત્ર ગ્રહની રાશિમાં બેઠેલા છે પણ થોડા વખત પછી ભવિષ્ય કાળમાં શત્રુ ગ્રહની રાશિમાં આવનાર છે.

## ફળ આપવાની મૂદત.

ઇત્થશાલ યોગ કેટલી મૂદતમાં ફળ આપશે તે મૂદત બતાવવાને જાદવ પંડીત એવી રીત કહે છે કે લગ્નેશ અને કાર્યેશનો ઇત્થશાલ થાય ત્યારે લગ્નેશ તથા કાર્યેશના અંશોનું અંતર એટલે બાદબાકી કાઢવી, પછી જે આવે તેને બારે ગુંણતાં જેટલા દિવસ આવે તેટલા દિવસે કામ સિદ્ધ થશે એમ કહેવું. પૂર્વે કહેલા વર્તમાન ઇત્થશાલના ઉદાહરણમાં મંદ ગ્રહ મંગળના ૧૬ અંશમાંથી શિઘ્ર ગ્રહ સૂર્યના ૧૦ અંશ બાદ કરતાં બાકી ૬ રહ્યા તેને બારે ગુણતાં ૭૨ થયા એટલે ૭૨ દિવસે કામની સિદ્ધિ થશે એમ બીજે પણ સમજવું. જ્યાં જ્યાં અંશ ઇત્થશાલ કહેલા હોય ત્યાં ત્યાં બે ગ્રહો દિપ્તાંશમાં આવવા જોઈએ એટલે શિઘ્ર ગ્રહ-

થોડા અંશે અને મંદ ગ્રહ વધારે અંશે આવે અને એક બીજાને નિયમ પ્ર-
માણે દિપ્તાંશામાં લે ત્યારે અંશ ઇત્થશાલ કહેવાય. અંશ ઈત્થશાલ દૃષ્ટિ વગર
ફળ દઇ શકતો નથી માટે અંશ ઈત્થશાલવાળા ગ્રહો એક બીજાને દેખતા
હોવા જોઈએ. જ્યાં જ્યાં દ્રષ્ટિ ઈત્થશાલ કહેલો હોય ત્યાં અંશ ઇત્થશાલની
જરૂર નહીં, પણ એ બે ગ્રહોને એક બીજા ઉપર ફક્ત દૃષ્ટિ જોઇએ. જ્યાં
જ્યાં ઈત્થશાલ એવું નામ આવે ત્યાં એમ સમજવું કે એ બે ગ્રહોમાં શિઘ્ર
ગ્રહના ઓછા અંશ અને મંદ ગ્રહના વધુ અંશ જોઇએ તથા એક બીજા
નિયમ પ્રમાણે એટલે શિઘ્ર ગ્રહ આગળથી અને મંદ ગ્રહ પાછળથી દિ-
પ્તાંશામાં લેતા હોય તથા એ બે ગ્રહો એક બીજાને દેખતા હોય એટલું સ-
મજી લેવું.

## ૬ ઇશરાફ યોગ.

છઠ્ઠો યોગ ઈસરાફ યોગ છે તેના લક્ષણનાં ફળ નિચે પ્રમાણે. આ
યોગનું બીજું નામ મુસરીફ પણ છે.

ઇસરાફ યોગ ઈત્થશાલ કરતાં ઉલટો છે એટલે તેની રીતી તથા
ફળ ઉલટા છે.

ઇત્થશાલ યોગમાં શિઘ્ર ગ્રહના થોડા અંશ અને મંદ ગ્રહના વધારે
અંશ હોય તો ઈત્થશાલ યોગ થાય એમ ઉપર કહેલું છે. હવે ઇસરાફ યો-
ગમાં શિઘ્ર ગ્રહના વધારે અંશ અને મંદ ગ્રહના થોડા અંશ હોય તો ઇસ-
રાફ યોગ થાય છે.

મંદ ગ્રહના અંશને ઓલંગીને શિઘ્ર ગ્રહ એક અંશ આગળ નીકળે
એટલે મંદ ગ્રહના અંશ કરતાં શિઘ્ર ગ્રહનો એક અંશ પણ વધારે હોય
ત્યારે ઇસરાફ યોગ થાય. એક અંશમાં કાંઇક કમતી હોય તો ઘણાક વિદ્વાનો
ઈસરાફ ગણતા નથી પણ ઈત્થશાલજ ગણેછે.

મંદ ગ્રહ કરતાં શિઘ્ર ગ્રહ વધારેમાં વધારે ૧૨ અંશ સુધી આગળ
નીકળેલો હોય અથવા તો દિપ્તાંશા જેટલો આગળ નીકળેલો હોય ત્યાં સુધી કેટલા-
એક વિદ્વાનો ઈશરાફ યોગ ગણે છે, પણ બાર અંશ કરતાં અથવા દિપ્તાંશા કરતાં
શિઘ્ર ગ્રહ વધારે આગળ નીકળી ગયો હોય તો આ યોગ નીપજતો નથી. દૃષ્ટાંત–
શિઘ્ર ગ્રહના ૧૩ અંશ હોય અને મંદ ગ્રહના ૧૨ અંશ હોય તો ઇસરાફ યોગ
થયો એમ જાણવું, તેમજ શિઘ્ર ગ્રહના ૨૫ અંશ હોય અને મંદ ગ્રહના
૧૨ અંશ હોય ને ધારો કે સૂર્ય મંદ ગ્રહ છે તો સૂર્યના દિપ્તાંશા ૧૫ માં ૧૨

મેળવતાં ૨૭ અંશ થાય તે અંશ સૂધી દિપ્તાંશાગાં લઇ શકે છે માટે તેટલા અંશ સુધી ઇસરાફ યોગ થાય, પણ શિઘ્ર ગ્રહના તેથી વધારે એટલે ૨૮ અંશ હોય તો પછી ઇસરાફ યોગ થાય નહીં.

લગ્નેશ અને કાર્યેશ બંને પાપ ગ્રહ હોય અને એ બેનો ઇસરાફ યોગ થતો હોય તો કાર્યની નક્કી હાની થશે, પણ આ બંને શૂભ ગ્રહ હોય તો હાની નહીં થાય એમ હીલ્લાચાર્યનો મત છે, પણ બીજા વિદ્વાનો તો ઇસરાફનું ફળ કાર્યને નાશ કરનારૂં કહે છે, પછી તે પાપ ગ્રહ હોય કે શૂભ ગ્રહ હોય તોપણ.

ઇસરાફની કુંડળી.




**ઉદાહરણ—મને સ્ત્રી મળશે?**

ઉપરના પ્રશ્નમાં સાતમા સ્ત્રી ભાવનો સ્વામિ બુધ શિઘ્ર ગ્રહ છે અને લગ્નનો સ્વામિ ગુરૂ મંદ ગ્રહ છે તેના કરતાં શિઘ્ર ગ્રહ એક અંશ આગળ નિકળેલો છે અને એ બંને ગ્રહની એક બીજા ઉપર દૃષ્ટિ છે માટે ઈસરાફ યોગ થયો. બંને શૂભ ગ્રહ છે માટે સ્ત્રી મળવાને હરકત નથી એવી રીતે હીલ્લાચાર્યનો મત છે, પણ બીજા વિદ્વાનોના મત પ્રમાણે તો ઇસરાફ યોગમાં કામની શિદ્ધિ થાયજ નહીં જેથી આ પ્રશ્નમાં સ્ત્રીનો લાભ થશેજ નહીં પણ જ્યારે બુધના ૨૮ અંશ થશે એટલે ગુરૂ કરતાં બુધ ૧૨ અંશ આગળ નીકળી જશે એટલે ઇસરાફ યોગ બંધ થઇ ગયા બાદ સ્ત્રીનો લાભ થાય તો થાય. આ યોગમાં એક પાપ ગ્રહ અને એક શૂભ ગ્રહ હોય તો મધ્યમ ફળ જાણવું, એટલે કામનો સારો કે નરસો ખુલાશો થશે નહીં.

**૭ નકત યોગ.**

લગ્નેશ અને કાર્યેશનો ઇત્થશાલ યોગ થતો હોય પણ તે બે ગ્રહોની એક બીજા ઉપર દૃષ્ટિ ન હોય તો ઈત્થશાલ યોગ થયો કહેવાય નહીં, પણ એ બે ગ્રહની વચ્ચે એક ત્રીજો ગ્રહ એ બે ગ્રહ કરતાં શિઘ્ર ગ્રહ આવેલો હોય અને તે ગ્રહનો લગ્નેશ અને કાર્યેશ સાથે ઇત્થશાલ યોગ થતો હોય તથા એ બંને ગ્રહની ઉપર દૃષ્ટિ હોય તો નકત યોગ થાય છે એવી રીતે

ઘણા વિદ્વાનોનો મત છે અને નક્ત યોગ થાય તો ત્રીજા માણસની સહાયતા થકી કાર્યની નક્કી સિદ્ધિ થશે એમ સમરતંત્રમાં કહેલું છે.

જાદવ પંડીતનો એવો મત છે કે ત્રીજા શિઘ્ર ગ્રહની દૃષ્ટિ લગ્નેશ અને કાર્યેશને હોય પણ એ બે ગ્રહોમાં ફક્ત મંદ ગ્રહની સાથે એ ત્રીજા ગ્રહને ઇત્થશાલ યોગ થતો હોય અને શિઘ્ર ગ્રહની સાથે ઈત્થશાલ યોગ ન થાય તો પણ નક્ત યોગ થાય છે.

ઉપર લખેલા બંનેના મત કબૂલ રાખેલા છે અને તે બંનેના મતના ઉદાહરણ નિચેના પ્રશ્નમાં આવેલા છે.

### નક્ત યોગ.

ઉદાહરણ—સ્ત્રીના લાભ બાબતના પ્રશ્નમાં કન્યા લગ્ન છે તેનો સ્વામિ બુધ બારમા ભાવે સિંહ રાશિમાં દશ અંશનોછે, ગુરૂ બાર અંશનો સાતમા ભાવે મીન રાશિમાંછે. એ બે ગ્રહોને ઇત્થશાલ યોગ છે પણ દૃષ્ટિ નથી. આ બુધ તથા ગુરૂ કરતાં ચંદ્ર શિઘ્ર ગ્રહ એ બે ગ્રહની વચમાં બંનેને દેખે એવા ચોથા અગર નવમા ભાવમાં બેઠેલોછે. ચોથા ભાવે ચંદ્રના અંશ ૮ છે અને જાદવ પંડીતના મત પ્રમાણે નવમા ભાવે ચંદ્રના ૧૧ અંશ છે તો આ બંને મત પ્રમાણે નક્ત યોગ ઉત્પન્ન થયો તે નિચે પ્રમાણે.

લગ્નેશ તથા કાર્યેશ બુધ તથા ગુરૂને અંશ ઈત્થશાલ થયો પણ દૃષ્ટિ નથી. હવે એ બેની વચે એ બેથી શિઘ્ર ગ્રહ ચંદ્ર ચોથા ભાવે આઠ અંશે આવ્યો એટલે એ ત્રણેને અંશ ઇત્થશાલ નિયમ પ્રમાણે થયો, તથા ચંદ્રમા લગ્નેશ તથા કાર્યેશ બંનેને દેખે છે.

હવે ચંદ્રમા નવમા ભાવે ૧૧ અંશનો છે, તે ચંદ્રને ગુરૂની સાથે અંશ અને દૃષ્ટિનો ઈત્થશાલ થયો, પણ બુધની સાથે તો ઇસરાફ યોગ થયો કારણ કે બુધના ૧૦ અંશ કરતાં ચંદ્રના ૧૧ અંશ વધારે છે તોપણ દૃષ્ટિ છે તેથી જાદવ પંડીતના મત પ્રમાણે નક્ત યોગ થાય છે તો ચંદ્ર બુધનું તેજ લઈને જ્યારે ગુરૂના અંશ પ્રમાણે અંશમાં ચંદ્રમા મળશે ત્યારે ગુરૂને ત્રીજાની સહાયતાથી સ્ત્રીનો નક્કી લાભ મળશે.

## ૮ યમયા યોગ.

સમરતંત્રમાં કહેલું છે કે જેવી રીતે નક્ત યોગ ઉપજે છે તેવીજ રીતે યમયા યોગ નીપજે છે, પણ તફાવત એટલોજ છે કે લગ્નેશ અને કાર્યેશની વચે આમાં મંદ ગ્રહ આવવો જોઈએ તથા આ ત્રીજો મંદ ગ્રહ તે લગ્નેશ તથા કાર્યેશ એ બેની સાથે અંશમાં તથા દૃષ્ટિમાં ઈત્થશાલ કરે; પણ લગ્નેશ તથા કાર્યેશ તો એક બીજાને દેખતા નથી માટે આ ત્રીજો ગ્રહ તે શિઘ્ર ગ્રહથી તેજ લઇને મંદ ગ્રહને આપે છે એટલે કામની સિદ્ધિ કરનારો યમયા યોગ પેદા થાય છે.

યમયા યોગની કુંડળી.

૮ ૬ ૯ ૭ ૫ ૪ ૧૦ ગુ ૧ ૧૦ ૧૧ શુ ૩ ૧૨ ૮ ૨ ચં૭

ઉદાહરણ—રાજ્ય પામવાના પ્રશ્નમાં તોલા લગ્ન છે તેનો સ્વામિ શુક્ર મેષ રાશિમાં સાતમા ભાવે ૮ અંશનોછે અને રાજ્ય ભૂવનનો સ્વામિ ચંદ્રમા વરખ રાશિમાં આઠમા ભાવે ૭ અંશનો છે. એ બંને ગ્રહોને દ્રષ્ટિ નથી પણ એ બે ગ્રહોને દેખે એવો એ બેની વચમાં અને બેથી મંદ ગ્રહ ગુરૂ દશ અંશનો કર્ક રાશિમાં દશમા ભાવે બેઠોછે તે તે ઉપર લખેલા બંને ગ્રહની સાથે ઈત્થશાલ કરે છે માટે ચંદ્રનું તેજ લઇ શુક્રને આપશે માટે ત્રીજા પુરૂષની એટલે પ્રધાનની સહાયતાથી રાજ્ય મળશે. ગુરૂ પ્રધાન ગ્રહ છે તેથી પ્રધાનની સહાયતા કહી છે. આવી રીતે યમયા યોગ પેદા થાય છે.

## ૯ મણુઊ યોગ.

લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવના સ્વામિનો દૃષ્ટિવાળો ઇત્થશાલ બનેલો હોય તોપણ આ બે ગ્રહોમાં જે મંદ ગ્રહ હોય તેની સાથે શનિ અથવા મંગળ ઇત્થશાલ યોગ કરતા હોય તથા તે શત્રુ દૃષ્ટિથી દેખતો હોય તો મણુઊ યોગ ઉપજે છે.

તેમજ લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવના સ્વામિને દૃષ્ટિવાળો ઈત્થશાલ હોય પણ તે બે ગ્રહોમાં જે શિઘ્ર ગ્રહ હોય તેની સાથે શનિ અથવા મંગળ ઈત્થશાલ અથવા ઇસરાફ યોગ કરતા હોય તથા તે શત્રુ દૃષ્ટિથી દેખતો હોય તોપણ મણુઊ યોગ થાય છે.

સમરતંત્રમાં કહેલું છે કે ઉપર પ્રમાણે લગ્નેશ તથા કાર્યેશનો દૃષ્ટિ

ઇત્થશાલ થયો હોય તોપણ મણુઊ યોગ નીપજ્યાથી કાર્યનો નાશ થશે કારરણ કે શિઘ્ર ગ્રહનું તેજ શનિ અથવા મંગળે પ્રથમથી હરી લીધેલું છે, તથા શત્રુ દૃષ્ટિથી નગળો પાડી દીધેલો છે. આ યોગના ઉદાહરણો નિચે પ્રમાણે.

પેહેલે પ્રકારે મણુઊ — બીજે પ્રકારે મણુઊ

| પેહેલે પ્રકારે મણુઊ | બીજે પ્રકારે મણુઊ |
|---|---|
| ૭, ૬, ૫, ૮, બુ ૧૦, ૪, ૯, ૩ મં ૧૧, ૧૨ ગુ ૧૫, ૧૦, ૧૧, ૧, ૨ | ૭, ૬ બુ ૧૦, ૫, ૮, ૪, ૯, ૩ મં ૯, ૧૨ ગુ ૧૫, ૧૦, ૧૧, ૧, ૨ |

સ્ત્રીના લાભના પ્રશ્નમાં કન્યા લગ્ન છે ને તેનો સ્વામિ બુધ લગ્નમાંજ ૧૦ અંશે રહેલો છે તથા સ્ત્રી ભાવનો સ્વામિ ગુરૂ સાતમે સ્વગ્રહના ૧૫ અંશે રહેલો છે, લગ્નેશ તથા કાર્યેશ દૃષ્ટિ સાથે ઈત્થશાલ કરે છે પણ એ બેના મધ્ય ભાગમાં મંગળ ૧૧ અંશે દશમા ભાવે બેઠેલો છે અને તે મંગળ શિઘ્ર ગ્રહ બુધની સાથે તથા મંદ ગ્રહ ગુરૂની સાથે ઇત્થશાલ કરે છે તથા એ બુધ અને ગુરૂને શત્રુ દૃષ્ટિથી દેખે છે માટે મંગળે બુધને તેજ વગરનો કરી નાંખ્યો એટલે સ્ત્રીનો લાભ નહીં થાય. શિઘ્ર ગ્રહના ભેગો અગર તેથી સાતમે કે દશમે સ્થાને મંગળ અથવા શનિ રહીને આ યોગ કરી શકે છે. મંદ ગ્રહથી આ સ્થાનમાં મંગળ કે શનિને રહેવાનું કોઇક વિદ્વાન કહેતા નથી અને કોઇક વિદ્વાન કહે છે. ફકત મંદ ગ્રહ બુધ સાથે દૃષ્ટિવાળા ઈત્થશાલનું શનિ કે મંગળને જરૂર છે, અને શિઘ્ર ગ્રહ સાથે ઇત્થશાલ કે ઇસરાફ તથા શત્રુ દૃષ્ટિનું મંગળ કે શનિને વિશેષ જરૂર છે. પેહેલી જાતના ઉદાહરણમાં શિઘ્ર ગ્રહ બુધ સાથે મંગળનો શત્રુ દૃષ્ટિથી ઇત્થશાલ છે અને બીજા ઉદાહરણમાં તેની સાથે ઇસરાફ છે, અને બંને ઉદાહરણમાં મંદ ગ્રહ સાથે મંગળનો ઇત્થશાલ છે તે વિચારવાથી જણાશે.

## પુનર મણુઉ યોગ.

આ યોગ મણુઊ યોગનો ભાગ છે. આ યોગનું લક્ષણ એવું છે કે લગ્નેશ અને કાર્યેશનો દૃષ્ટિવાળો ઇત્થશાલ હોય તે બે ગ્રહમાંથી એક ગ્રહના ભેગા અથવા ઘણું કરીને શિઘ્ર ગ્રહના ભેગા શનિ અને મંગળ બેશીને લગ્નેશ અને કાર્યેશની સાથે, તેમાં પણ ઘણું કરીને શિઘ્ર ગ્રહની સાથે ઈત્થ-

શાલ અથવા ઇસરાફ કરે તો એ યોગ ઉપજે છે. આ યોગમાં શિઘ્ર અને મં-
દ એ બંને ગ્રહનું શનિ અને મંગળ તેજ હરી લે છે એવું સમરતંત્રમાં કહેલું છે

**પૂનરમણું યોગ.**

**ઉદાહરણ.**

રાજ્ય મળવાના પ્રશ્નમાં તોલા લગ્ન છે ને તેનો સ્વામિ શુક્ર મંદ ગ્રહ કર્ક રાશિમાં દશમા ભાવે ૧૫ અંશનો છે, અને કાર્ય ભાવનો સ્વામિ ચંદ્ર વરખ રાશિમાં ૧૦ અંશનો આઠમા ભાવે બેઠો છે. એ બેને દૃષ્ટિવાળો ઇત્યશાલ છે પણ ચંદ્ર શિઘ્રની સાથે શનિ અને મંગળ સોળ અંશના વરખ રાશિમાં આઠમે ભાવે




બેઠેલા છે. આ બે ગ્રહોમાંથી શનિ કે મંગળ એક ગ્રહ બેઠો હોય તો પણ આ યોગ થાય. આ કુંડળીમાં શનિ અને મંગળ લગ્નેશ અને કાર્યેશ શુક્ર તથા ચંદ્ર એ બંનેની સાથે ઇત્યશાલ કરે છે એટલે આ ચારે ગ્રહો એક બીજા સાથે ઈત્થશાલ કરે છે તેથી ચંદ્રનું તથા શુક્રનું તેજ નાશ થાય છે. વળી કાર્યનો સ્વામિ ચંદ્ર શિઘ્ર ગ્રહ છે તેની સાથે શનિ અને મંગળ બેઠેલા છે માટે રાજ્ય મળશે નહીં કારણ કે પૂનરમણું નામનો ઉપર મૂજબ યોગ પેદા થયો છે.

## ૧૦ કમ્બુલ યોગ.

લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ એ બે ઇત્યશાલ યોગ કરતા હોય અને એ બે ગ્રહોની સાથે ચંદ્રમા પણ ઇત્યશાલ કરે ત્યારે કંબુલ યોગ થાય છે એવું સમરતંત્રમાં કહેલું છે.

કેટલાએક આચાર્યો આ ઠેકાણે એમ કહે છે કે લગ્નના સ્વામિનો અને કાર્ય ભાવના સ્વામિનો ઇત્શાલ થયલો હોય પણ આ બેમાંથી એકની સાથે ચંદ્રમા ઇત્થશાલ યોગ કરે તો પણ કંબુલ યોગ થાય.

ઉપરનો બીજો પક્ષ બહુ પ્રમાણ નથી. પેહેલો પક્ષજ સિદ્ધ છે એવું તાજકાલંકારમાં કહેલું છે.

આ કંબુલ યોગના સોળ ભેદ છે તે નિચે પ્રમાણેઃ-

| | | | |
|---|---|---|---|
| ૧ ઉત્તમોત્તમ. | ૫ મધ્યોત્તમ. | ૯ સમોત્તમ. | ૧૩ અધમોત્તમ. |
| ૨ ઉત્તમ મધ્યમ. | ૬ મધ્યમ મધ્યમ. | ૧૦ સમ મધ્યમ. | ૧૪ અધમ મધ્યમ. |
| ૩ ઉત્તમ સમ. | ૭ મધ્યમ સમ. | ૧૧ સમ સમ. | ૧૫ અધમ સમ. |

૪ ઉત્તમાધમ. ૮ મધ્યામાધમ. ૧૨ સમાધમ. ૧૬ અધમાધમ.

ઉપર પ્રમાણે કંબુલ યોગના સોળ પ્રકાર છે, તે લગ્નેશ અને કાર્યેશ અને ચંદ્રમાના અધિકાર ઉપરથી પરખાય છે. આ અધિકારની સમજુતી નિચે પ્રમાણે છે.

૧ જે ગ્રહ પોતાના ઉંચ કે પોતાની રાશિનો હોય તે ઉત્તમ અધિકારનો જાણવો.

૨ જે ગ્રહ પોતાના હદ્દા, પોતાના દ્રષ્કાણ, પોતાના નવમાંશ, કે પોતાના ત્રૈરાશિકમાં હોય તે મધ્યમ અધિકારનો જાણવો.

૩ ઉપર કહેલા અધિકાર સિવાયની રાશિનો એટલે મિત્ર ગ્રહ રાશિનો કે સમ ગ્રહની રાશિનો હોય તો તે સમ અધિકારનો ગણાય છે.

૪ પોતાના શત્રુ ગ્રહની રાશિનો કે નીચ રાશિનો જે ગ્રહ હોય તે અધમ અધિકારનો ગણાય છે.

ઉપર પ્રમાણે અધિકાર ગણવા. હવે તે ઉપરથી ૧૬ પ્રકારના કંબુલ યોગના ઉદાહરણ લખીએ છીએ.

## ઉત્તમોત્તમ. કુબુલ યોગ.

લગ્નેશ અને કાર્યેશ એ બંને ઉત્તમ અધિકારના હોય અને એક બીજા ઈત્થશાલ કરે તેમજ ચંદ્રમા પણ ઉત્તમ અધિકારનો હોઈને એ બંનેની સાથે ઇત્થશાલ કરે ત્યારે આ યોગ થાય છે એવું તાજકાલંકારમાં કહ્યું છે.

### ઉત્તમોત્ત. મસંતાન પ્રાપ્તિ.

સંતાન પ્રશ્નમાં લગ્નેશ મંગળ અને સંતાન ભાવનો સ્વામિ સૂર્ય, એ બેમાં એક સ્વગ્રહી તથા એક ઉંચનો પેહેલા ભાવે છે. આ બંને ગ્રહો ઉત્તમ અધિકારના છે અને એ બંનેને ઇત્થશાલ યોગ પણ છે. ચંદ્રમા સ્વગ્રહનો એટલે ઉત્તમ અધિકારનો છે અને તે લગ્નેશ તથા કાર્યેશ બંનેની સાથે ઈત્થશાલ કરે છે માટે ઉત્તમોત્તમ કંબુલ યોગ થયો એમ સગરતંત્રમા કહેલું છે.



## ૨ ઉત્તમ મધ્યમ કંબુલ યોગ.

સમરતંત્રમાં કહેલું છે કે "લગ્નેશ તથા કાર્યેશ મધ્યમ અધિકારમાં હોય અને ચંદ્રમા ઉત્તમ અધિકારમાં હોય ત્યારે આ યોગ થાય છે.

## ૨ ઉત્તમ મધ્યમ ભાગ્ય પ્રશ્ન.

ભાગ્ય સિદ્ધિના પ્રશ્નમાં લગ્નેશ શુક્ર કર્ક રાશિનો ૧૦ અંશે એટલે પોતાના હદ્દાનો દશમેછે. ભાગ્યભૂવનનો સ્વામિ બુધ મેષનો ૧૪ અંશે એટલે પોતાના હદ્દાનો સાતમા ભાવે છે. એ બે મધ્યમ અધિકારના થયા. હવે ચંદ્ર કર્ક રાશિનો એટલે ઉત્તમ અધિકારનો હોઇને એ બંને ગ્રહ સાથે ઇત્થશાલ કરેછે માટે આ યોગ થયો એવું સમરતંત્રમાં કહ્યું છે.




## ૩ ઉત્તમ સમ કંબુલ યોગ.

લગ્નેશ અને કાર્યેશના ઉત્તમ, મધ્યમ, કે અધમ એ ત્રણમાંથી એક અધિકાર હોય નહીં એટલે સમ અધિકારનો હોય, પણ ચંદ્રમાનો ઉત્તમ અધિકાર હોય ત્યારે આ યોગ પેદા થાય છે એવું સમરતંત્રમાં કહ્યું છે.

## ઉત્તમ સમ રાજ્ય લાભ.

રાજ્ય લાભના પ્રશ્નમાં મીથુન લગ્નછે. લગ્નના સ્વામિ બુધ સમ ગ્રહની રાશિમાં છે અને દશમા ભાવનો સ્વામિ ગુરૂ સમ ગ્રહની રાશિનોછે, અને ચંદ્રમા વરખનો એટલે ઊંચ રાશિનો ઉત્તમ અધિકારનોછે. એ ત્રણેને એક બીજા સાથે ઇત્થશાલ યોગ છે.




## ૪ ઉત્તમાધમ કંબુલ યોગ.

લગ્નેશ તથા કાર્યેશ અધમ અધિકારના હોય અને ચંદ્રમા ઉત્તમ અધિકારનો હોય ત્યારે આ યોગ થાયછે.

### ઉત્તમાધમ સ્ત્રી લાભ.

સ્ત્રીના લાભના પ્રશ્નમાં તોલા લગ્નનો સ્વામિ શુક્ર નીચ રાશિનો ૧૦ અંશે છે. સાતમા ભાવનો સ્વામિ મંગળ કર્ક રાશિનો નીચનો ૧૫ અંશે છે. એ બે અધમ અધિકારના થયા. ચંદ્રમા કર્કનો ઉત્તમ અધિકારનો ૧૨ અંશે છે. આ ત્રણેનો ઈત્થશાલ છે માટે આ યોગ ઉત્પન્ન થયો છે.



### ૫ મધ્યોમોત્તમ.

લગ્નેશ તથા કાર્યેશ ઉત્તમાધિકારમાં હોય અને ચંદ્ર મધ્યાગાધિકારમાં હોય ત્યારે આ યોગ થાય.

### મધ્યમોત્તમ સ્ત્રી લાભ.

સ્ત્રી લાભના પ્રશ્નમાં લગ્નનો સ્વામિ શુક્ર તોલાનો સ્વગ્રહી લગ્ને ૨૪ અંશનો છે, સ્ત્રી ભાવનો સ્વામિ મંગળ મેષનો પોતાની રાશિનો ૨૮ અંશનો છે. એ બેના ઉત્તમ અધિકાર થયા. ચંદ્રમા મકર રાશિનો ૨૨ અંશે એટલે પોતાના નવમાંશનો છે માટે મધ્યમ અધિકારમાં આવ્યો માટે આ યોગ થયો.



આગળ ઉત્તમ મધ્યમ નામનો ભેદ કહેલો છે તેના જેવુંજ આ યોગનું ફળ સમજવું.

### ૬ મધ્યમ મધ્યમ.

લગ્નેશ, કાર્યેશ, અને ચંદ્રમા એ ત્રણે મધ્યમ અધિકારના હોય ત્યારે આ યોગ થાય છે.

મધ્યમમધ્યમ સંતાન પ્રશ્ન.

મને સંતાન થશે?

આ પ્રશ્નમાં મીથુન લગ્ન છે. લગ્નેશ બુધ તોલા રાશિના ૮ અંશે પોતાના હદ્દાગાં છે ને પૂત્ર ભાવનો સ્વામિ શુક્ર મીથુનનો ૮ અંશે પોતાના હદ્દામાં છે. ચંદ્રમા કર્ક રાશિમાં ૩ અંશે પોતાના નવમાંશમાં તથા પોતાના દ્રષ્કાણુમાં છે, માટે એ ત્રણેના મધ્યમ અધિકાર છે તેથી આ યોગ થયા એવું જાદવ પંડીત કહે છે.

૭ મધ્યમ સમ.

લગ્ને અને કાર્યેશનો સમ અધિકાર હોય અને ચંદ્રનો મધ્યમ અધિકાર હોય ત્યારે આવો યોગ થાય છે.

મધ્યસમ સંતાન પ્રશ્ન.

સંતાન થશે?

આ પ્રશ્નમાં લગ્નનો સ્વામિ શુક્ર સમગ્રહના હદ્દામાં છે, સંતાન ભાવનો સ્વામિ બુધ પણ સમના હદ્દામાં છે, ચંદ્ર પોતાના નવમાંશમાં છે એટલે મધ્યમ અધિકારનો છે. લગ્નનો સ્વામિ તથા કાર્યનો સ્વામિ સમના છે ને ચંદ્ર મધ્યમ અધિકારનો છે માટે આ યોગ થાય છે.

૮ મધ્માધમ.

લગ્નેશ તથા કાર્યેશ અધમ અધિકારના હોય અને ચંદ્રમા મધ્યમાધિકારના હોય ત્યારે આવો યોગ થાય છે.

### મધ્યમાધમ ભાગ્ય પ્રશ્ન.

ભાગ્યના પ્રશ્નમાં લગ્નેશ મંગળ તથા કાર્યેશ ગુરૂ એ બે નીચ રાશિના છે અને ચંદ્રમા પોતાના નવ ગાંશનો છે માટે આ યોગ થાય છે.

### ૯ સમોત્તમ.

ચંદ્રમા સમ અધિકારનો હોય અને લગ્નેશ તથા કાર્યેશ ઉત્તમ અધિકારના હોય તો આ યોગ થાય છે.

### સમોત્તમ ધન લાભનો પ્રશ્ન.

ધન લાભના પ્રશ્નમાં લગ્નનો સ્વામિ શુક્ર તથા કાર્ય ભાવનો સ્વામિ મંગળ પોતાની રાશિ તથા ઉંચનાછે. ચંદ્રમા સમ ગ્રહના દ્રષ્કાણનો છે માટે આ યોગ પેદા થાય છે એવું સમરતંત્રમાં કહેલું છે.

### ૧૦ સમ મધ્યમ.

લગ્નેશ અને કાર્યેશ મધ્યમ અધિકારના હોય અને ચંદ્રમા સમ અધિકારનો હોય તો આ યોગ થાય છે.

### સમ મધ્યમ લાભ પ્રશ્ન.

ધન લાભના પ્રશ્નમાં લગ્નેશ અને કાર્યેશ શુક્ર તથા મંગળ એ બે ગ્રહો પોતાના હદ્દાગાં છે, અને ચંદ્રમા સમ ગ્રહના દ્રષ્કાણમાંછે માટે આ યોગ ઉપજેછે એમ જાદવ પંડીત કહેછે.

## ૧૧ સમ સમ.

લગ્નેશ, કાર્યેશ, અને ચંદ્રમા એ ત્રણે સમ અધિકારના હોય તો આ યોગ થાય છે.

### સમસમ ધન લાભ પ્રશ્ન.

આ કુંડળીમાં ત્રણે ગ્રહો સમ અધિકારના છે તેથી આ યોગ થાય છે એમ સમરતંત્રમાં લખ્યું છે.

## ૧૨ સમા ધમ.

લગ્નેશ અને કાર્યેશ અધમ અધિકારના હોય અને ચંદ્રમા સમ અધિકારનો હોય ત્યારે આ યોગ થાય છે.

### સમા ધમ પૂત્ર લાભ પ્રશ્ન.

**પુત્ર લાભ થશે?**

આ પ્રશ્નમાં લગ્નેશ બુધ અને કાર્યેશ શુક્ર એ બે નીચના અધમ અધિકારનાછે અને ચંદ્રમા સમ અધિકારનો છે માટે આ યોગ થાય છે એવું સગરસિંહ કહે છે.

## ૧૩ અધમોત્તમ.

ચંદ્ર અધમ અધિકારનો હોય અને લગ્નેશ તથા કાર્યેશ ઉત્તમ અધિકારના હોય ત્યારે આ યોગ બને છે.

**અધમોત્તમ સુખ પ્રશ્ન.**

**સુખ મળશે?**

આ પ્રશ્નમાં લગ્નેશ સૂર્ય અને કાર્યેશ મંગળ બંને ઉત્તમ અધિકારના છે, ચંદ્રમા નીચનો અધમ અધિકારનો છે માટે આવો યોગ થાય છે એવું જાદવ પંડીત કહે છે.



**૧૪ અધમ મધ્યમ.**

લગ્નેશ અને કાર્યેશ મધ્યમ અધિકારના હોય તથા ચંદ્ર અધમ અધિકારનો હોય તો આ યોગ થાય છે.

**અધમ મધ્યમ પૂત્ર લાભ પ્રશ્ન.**

**પૂત્ર લાભ થશે?**

આ પ્રશ્નમાં લગ્નેશ બુધ તથા પૂત્ર લાભનો સ્વામિ શનિ એ બે પોતાના હદ્દામાં છે તેથી મધ્યમ અધિકારના છે ને ચંદ્ર નીચનો છે તે અધમ અધિકારનો છે તેથી આ યોગ થાય છે.



**૧૫ અધમસમ.**

લગ્નેશ અને કાર્યેશ સમ અધિકારના હોય તથા ચંદ્ર અધમ અધિકારનો હોય તો આ યોગ ઉપજે છે.

### અધમસમ રાજ્ય પ્રશ્ન.

રાજ્યના પ્રશ્નનમાં લગ્નેશ શુક્ર અને કાર્યેશ શનિ સમગ્રહની રાશિમાં બેઠા છે માટે સમ અધિકારમાં છે, અને ચંદ્ર નિચનો અધમ અધિકારમાં છે માટે આ યોગ થાય છે.




## ૧૬ અધમાધમ યોગ.

લગ્નનો સ્વામિ અને કાર્ય ભાવનો સ્વામિ તથા ચંદ્ર, એ ત્રણે જણા અધમ અધિકારના હોય તો આ યોગ ઉપજે છે.

### અધમાધમ પુત્ર પ્રશ્ન.

**પુત્રનો લાભ થશે ?**

આ પ્રશ્નમાં ધન લગ્ન આવેલું છે. લગ્ને ગુરૂ તથા પુત્ર ભાવનો સ્વામિ મંગળ આ બે ગ્રહો નીચના અધમ અધિકારના છે, અને ચંદ્ર પણ નીચનો અધમ અધિકારમાં છે માટે આ યોગ ઉત્પન્ન થાય છે એમ સમરતંત્રમાં કહેલું છે.




ઉપર જણાવેલા ભેદ ઉપરથી જણાશે કે આ સોળ ભેદોનાં નામ ચંદ્રના, લગ્નેશના, અને કાર્યેશના અધિકાર ઉપરથી ઠરેલાં છે તેમાં ચંદ્રનો અધિકાર મુખ્ય છે. જેમકે ચંદ્રનો અધિકાર ઉત્તમ છે અને લગ્નેશ તથા કાર્યેશનો અધમ છે તો ઉત્તમાધમ નામનો યોગ થયો એમ તમામને માટે સમજવું.

આ યોગનું ફળ નામ પ્રમાણે સમજવું. જેમકે ઉત્તમોત્તમ એટલે બહુ

ણું સારૂં, અધમાધમ ઘણું નઠારૂં. આ પ્રમાણે કંબુલના નામના અર્થ પ્રમાણે સમજવું.

ઉપર મુજબના સોળ ભેદના કંબુલ યોગના લક્ષણો સારી રીતે સમજવા સારૂં ફરી તેના ઉદાહરણો કુંડળીઓથી લખ્યાંછે તેમાં ઉપર અમૂક જાતીનું પ્રશ્ન એમ જણાવેલું છે એટલે કાર્યેશ જાણવામાં હરકત આવે નહીં. લગ્નેશ, કાર્યેશ, અને ચંદ્ર એ ત્રણેના રાશિ અંશ પ્રથમ જાણી તેઓના ઇત્થશાલ ઉપજાવવા બાદ તેઓના અધિકાર નક્કી કરી કયા પ્રકારનો કંબુલ યોગ થયો એમ નક્કી કરી પછી તેના નામ પ્રમાણે ફળ કહેવું.

ઉપરનાં લક્ષણો તથા ઉદાહરણ જોતાં એમ જણાશે કે લગ્નેશ અને કાર્યેશનો સરખો અધિકાર જણાવેલો છે ને તે ઉપર તમામ આધાર રાખેલો છે, પણ તેઓનો સરખો અધિકાર ન હોય. જેમકે લગ્નેશ નીચનો હોય અને કાર્યેશ સમ અધિકારનો હોય અને ચંદ્ર પણ સમ અધિકારનો હોય તો આ ઠેકાણે સમાધમ ભેદ થયો કારણ કે ચંદ્ર સમ અધિકારમાં અને લગ્નેશ ને કાર્યેશમાં લગ્નેશ અધમ અધિકારમાં છે માટે આનું ફળ નેષ્ટ સમજવું. જેમકે કોઈ નિચ માણસ પર ન્યાતના નીચ માણસ પાસે ધન માગે તો કાંઈ મળે નહીં, પણ પોતાની ન્યાતવાળા પાસે માગે તો શરમથી આપે.

વધારે ખુલાસા માટે બીજા ઉદાહરણો કુંડળી કરી નિચે લખીએ છીએ.

**ઉત્તમોત્તમ સંતાન પ્રશ્ન.**




**ઉત્તમ મધ્યમ ભાગ્ય પ્રશ્ન.**



ઉત્તમ સમ રાજ્ય પ્રશ્ન.



ઉત્તમાધમ સ્ત્રી લાભ પ્રશ્ન.



મધ્યોત્તમ. સ્ત્રી લાભ પ્રશ્ન.



મધ્યમ મધ્યમ સંતાનલાભ પ્રશ્ન.



મધ્યમ સમ પુત્ર.



મધ્યમાધમ ભાગ્ય.



**સમોત્તમ ધન.**




**સમ મધ્યમ ધન.**




**સમ સમ ધન.**




**સમાધમ પૂત્ર.**




**અધમોત્તમ સુખ.**




**અધમ મધ્યમ પૂત્ર.**



**અધમસમ રાજ્ય.** **અધમાધમ પૂજ.**

## ૧૧ ગૈરી કંબુલ યોગ.

આ યોગનું લક્ષણુ લખતાં પેહેલાં તેમાં ઉપયોગનું "શૂન્ય માર્ગનું" લક્ષણુ જણાવીએ છીએ.

કોઈ ગ્રહનો શૂભ અધિકાર એટલે પોતાની રાશિ, ઉંચ રાશિ, પોતાની રાશિના હદ્દા, પોતાના દ્રષ્કાણુ, પોતાનો નવમાંશ, કે પોતાનો ત્રૈરાશિક ન હોય, તેમજ નેષ્ટ અધિકાર એટલે નીચ રાશિ કે શત્રુ ગ્રહની રાશિ પણુ ન હોય તથા કોઇપણુ પાપ ગ્રહ અથવા શૂભ ગ્રહ દેખતો ન હોય તો આ ગ્રહને "શૂન્યમાર્ગને" પામેલો કહેવો.

સગરતંત્રમાં કહેલું છે કે લગ્નેશ અને કાર્યેશનો ઇત્થશાલ યોગ હોય અને ચંદ્રમા શૂન્ય માર્ગમાં છતાં તે બેમાંથી એકેની સાથે ચંદ્રમા ઇત્થશાલ કરે નહીં, પણુ તે ચંદ્રમા રાશિના છેલ્લા ભાગમાં રહીને જે રાશિને પામવાનો હોય તે રાશિ જે ગ્રહનું ઉંચ હોય અગર સ્વગ્રહ હોય એટલે ઉત્તમ અધિકારને પામેલાની સાથે ચંદ્રમા ઇત્થશાલ યોગ કરે ત્યારે ગૈરી કંબુલયોગ થયલો કહેવાય છે.

## ઉદાહરણ.

### ગૈરી કંબુલ સુખ પ્રશ્ન.

**મને સુખ મળે કે નહીં?**




આ પ્રશ્નમાં સિંહ લગ્ન છે. તેનો સ્વામિ સૂર્ય મેષનો ૮ અંશે નવમે ભાવે રહેલો છે, સુખ ભાવનો સ્વામિ મંગળ કુંભનો ૧૨ અંશે સાતમા ભાવે રહેલો છે, એ બેને ઈત્થશાલ યોગ છે. હવે ચંદ્રમા કન્યા રાશિમાં ૨૫ અંશે બીજે સ્થાને છે તે શૂન્ય માર્ગનો છે અને લગ્નેશ અથવા કાર્યેશ એ બેમાંથી એકેની સાથે ઇત્થશાલ કરતો નથી, પણ ચંદ્રમા કન્યારાશિના છેલ્લા ભાગમાં છે માટે થોડા વખતમાં તોલા રાશિમાં થશે. તોલા રાશિ એ શનિનું ઉંચ સ્થાન છે અને શનિ તોલાનો ૧૦ અંશે છે માટે તોલા રાશિનો જ્યારે ચંદ્રમા થશે ત્યારે ચંદ્રમાના થોડા અંશજ હશે અને તે ચંદ્રમા શનિની સાથે ઈત્થશાલ કરશે એમ કહેવું કારણ કે શનિ ઉંચ રાશિનો છે માટે ઉત્તમ અધિકારનો છે તેથી ઉત્તમ ફળ સમજવું.

ગૈરી કંબુલને માટે પણ કંબુલ યોગની રીત પ્રમાણે ફળ સમજવું કેમકે જે રાશિને ચંદ્રમા પામીને તે રાશિના સ્વામિ સાથે ઇત્થશાલ કરે. આ ગ્રહ જેવા અધિકારનો હોય તે અધિકાર પ્રમાણે તેનું ફળ સમજવું.

અથવા જે રાશિને ચંદ્રમા પામેલોછે ત્યાં ગમે તે ગ્રહ જેવા અધિકારને પામેલો હોય તેની સાથે ચંદ્રમા ઇત્થશાલ કરે તોપણ તે ઈત્થશાલ કરનારા ગ્રહના અધિકાર પ્રમાણે ફળ સમજવું. જેમકે આ ઉદાહરણમાં તોલા રાશિનો ચંદ્રમા થવાનો છે, ત્યાં બુધ વિગેરે કોઇ ગ્રહ રહેલો હોય અને તે બુધ વિગેરેનો ઉત્તમ અગર અધમ કે મધ્યમ અધિકાર ન હોય એટલે સમ અધિકાર હોય તો આ ગૈરી કંબુલ યોગનું ફળ નેષ્ટ સમજવું. એ પ્રમાણે અધિકાર ઉપર વિચાર કરીને ફળ કહેવું એમ સમરતંત્રમાં કહેલું છે.

## ૧૨ ખલ્લાશર યોગ.

સમરતંત્રમાં કહેલું છે કે લગ્નેશ અને કાર્યેશનો ઈત્થશાલ હોય અને ચંદ્રમા શૂન્ય માર્ગમાં હોય, અને લગ્નેશ તથા કાર્યેશ એ બેમાંથી એકની સા-

કે ઇત્થશાલ કરતો ન હોય તેમજ તે બેમાંથી એકે ગ્રહ ચંદ્રને દેખતો ન હોય તેમજ ભેગા પણ ન હોય એટલે એક રાશિમાં સાથે રહેલા ન હોય તો આ ખલ્લાશર યોગ ઉપજે છે.

### ખલ્લાશર પૂત્ર પ્રશ્ન.

ઉદાહરણ.

**મને પૂત્ર થશે?**

આ પ્રશ્નમાં સિંહ લગ્ન છે. લગ્નનો સ્વામિ નવમે ભાવે મેષનો ૪ અંશનો છે. પૂત્ર ભાવનો સ્વામિ ગુરૂ કુંભનો સાતમા ભાવે ૫ અંશનો છે માટે લગ્નેશ અને કાર્યેશનો ઇત્થશાલ યોગ થયો. હવે ચંદ્રમા બીજા ભાવે શૂન્ય માર્ગમાં કન્યાનો ૨૯ અંશે છે તેને લગ્નેશ કે કાર્યેશ એ બેમાંથી એકે દેખતા નથી તેમ એકજ સ્થાનમાં સાથે ભેગા પણ બેઠા નથી તેમ ઇત્થશાલ પણ કરતા નથી માટે આ કંબુલ યોગનું ફળ નાશ કરનાર ખલ્લાશર યોગ થયો.

૬ ચં.૨૯ | ૪ | ૭ | ૫ | ૩ | ૮ | ૨ | ૧ | ૯ | ૧૧ ગુ.૫ | સૂ.૪ | ૧૦ | ૧૧

### ૧૩ રદ્દ યોગ.

જે ગ્રહ અસ્તનો, નીચ રાશિનો, શત્રુ રાશિનો, વક્ર ગતિનો, અને તેજ વગરનો એટલે હીનબળનો હોય તે ગ્રહ નિર્બળ કહેવાય છે. આવો નિર્બળ ગ્રહ કોઈ ગ્રહની સાથે ઇત્થશાલ કરે તો તે ગ્રહ કામની સિદ્ધિ કરશે નહીં. આ યોગને રદ્દ યોગ કહે છે એમ સમરતંત્રમાં કહેલું છે.

### રદ્દ યોગ. ભાગ્ય પ્રશ્ન.

ઉદાહરણ.

ભાગ્ય ભાવના પ્રશ્નમાં મેષ લગ્ન છે, લગ્નનો સ્વામિ મંગળ કન્યાનો ૧૦ અંશે છઠ્ઠા ભાવે રહેલો છે. ભાગ્ય ભાવનો સ્વામિ ગુરૂ પણ છઠ્ઠા ભાવે કન્યાનો ૧૦ અંશનો રહેલો છે અને એ છઠ્ઠા ભાવે સૂર્ય અને શનિ પણ દશ દશ અંશે રહેલા છે. લગ્નેશ મંગળ સૂર્ય સાથે આવ્યો માટે અસ્તનો થયો તેમ ગુરૂ પણ અસ્ત-

૨ | ૧૨ | ૩ | ૧ | ૧૧ | ૪ | ૧૦ | ૫ | ૭ | ૯ | ૬ મં.૧૦ સૂ૧૦શ૧૦ગુ૧૦ | ૮

નો થયો એ બેને ઇત્થશાલ થયો પણ નિર્બળ છે માટે રદ્દ યોગ થયો તેથી ભાગની સિદ્ધિ નથી.

## પ્રથમ શૂભ અને છેલ્લે અશૂભ ફળ દેનારો રદ્દ યોગ.

ઉપર કહેલા નિર્બળ લક્ષણવાળો ગ્રહ કેંદ્રમાં રહીને આપોક્લીમ સ્થાનમાં રહેલા ગ્રહ સાથે ઈત્થશાલ કરે તો પ્રથમ કાર્યની સિદ્ધિ કરી પરિણામે કાર્યનો નાશ કરે છે.

### પ્રથમ શૂભ ને પછી અશૂભ ફળ દેનારો રદ્દ યોગ. ભાગ્ય પ્રશ્ન.

**ઉદાહરણ.**

ભાગ્યના પ્રશ્નમાં લગ્નેશ બારમે સ્થાને એટલે આપોક્લીમ સ્થાનમાં રહેલો છે. ભાગ્યેશ ગુરૂ નિર્બળ થઈને ૧૦ મે કેંદ્રમાં રહેલો છે, અને એ બંનેના દશ દશ અંશ છે. કેંદ્રમાં ગુરૂ રહીને આપોક્લીમમાં રહેલા મંગળ સાથે ઇત્થશાલ કરે છે માટે પ્રથમ કાર્ય કરી છેવટ નાશ કરશે એવી જાતનો રદ્દ યોગ થયો.




આ ઠેકાણે સમરસિંહ આચાર્ય એમ કહે છે કે શિઘ્ર ગ્રહ કેંદ્રમાં હોય અને મંદ ગ્રહ આપોક્લીમ સ્થાનમાં હોય તોજ કેંદ્રમાં રહેલા આપોક્લીમમાં રહેલાની સાથે યોગ કરી શકે એટલે પોતાનું તેજ શિઘ્ર મંદ ગ્રહને આપેછે. આ મત વધારે પ્રમાણ છે.

## પ્રથમ નેષ્ટ અને પાછળથી શ્રેષ્ટ ફળ દેનારો રદ્દ યોગ.

ઉપર કહેલા નિર્બળ લક્ષણવાળો ગ્રહ આપોક્લીમ સ્થાનમાં રહેલો હોય અને તે કેંદ્રમાં રહેલા ગ્રહની સાથે ઇત્થશાલ કરે ત્યારે પ્રથમ કાર્યનો નાશ કરીને પરિણામે કામની સિદ્ધિ કરશે. આ ઠેકાણે પણ શિઘ્ર ગ્રહ આપોક્લીમ સ્થાનમાં અને મંદ ગ્રહ કેંદ્રમાં જોઈએ.

### પ્રથમ નેષ્ટ ને પાછળથી શ્રેષ્ઠ ફળ દેનારો રદ યોગ. ભાગ્ય પ્રશ્ન.




**ઉદાહરણ.**

ભાગ્યના પ્રશ્નમાં લગ્નેશ મંગળ નીચનો એટલે નિર્બળ કેંદ્રમાં ચોથા ભાવે ૧૦ અંશે રહેલો છે, અને ભાગ્યનો સ્વામિ ગુરૂ ૧૦ અંશે બારમે આપોકલીમ સ્થાનમાં સૂર્ય સાથે અસ્તનો તથા વક્રનો છે અને તે ગુરૂ કેંદ્રમાં રહેલા મંગળની સાથે ઇત્થશાલ કરેછે માટે પ્રથમ નેષ્ટફળ આપી ને પાછળથી પરિણામે શ્રેષ્ઠ ફળ આપશે. મંગળ પણ નિર્બળ ગ્રહમાટે બહુ સારૂં ફળ આપશે નહીં.

### ૧૪ દુઃફાળી કુત્થ યોગ.

મંદ ગતિવાળો ગ્રહ ઉત્તમ અધિકાર વાળો થઈને મધ્યમ તથા સમ અધિકારવાળા શિઘ્ર ગ્રહ સાથે ઇત્થશાલ કરે ત્યારે આ યોગ સારૂં ફળ આપનારો ઉપજે છે, પણ જો અધમ અધિકારવાળા તથા નિર્બળ શિઘ્ર ગ્રહ સાથે ઉત્તમ અધિકાર વાળો મંદ ગ્રહ ઇત્થશાલ કરે તો આ યોગનું સારૂં ફળ ન જાણવું. બંને ઉત્તમ અધિકારવાળા હોય તો ઘણુંજ સારૂં ફળ સમજવું એમ સમરતંત્રમાં કહેલું છે.

### દુઃફાળી કુત્થ. સુખ પ્રશ્ન.




**ઉદાહરણ.**

સુખના પ્રશ્નમાં લગ્નેશ મંગળ મેષનો ૧૨ અંશે ઉત્તમ અધિકારી મંદ ગ્રહ છે, અને સુખ ભૂવનનો સ્વામિ ચંદ્ર શિઘ્ર ગ્રહ સમ અધિકારનો કુંભ રાશિમાં ૧૦ અંશે ૧૧ મે સ્થાને છે. એ બેનો ઇત્થશાલ છે માટે આ યોગ શ્રેષ્ટ ફળ આપશે.

### ૧૫ દુત્થો ત્થદીબીર યોગ.

આગળ કહેલા નિર્બળ લક્ષણવાળા લગ્નેશ તથા કાર્યેશ હોય અને તે બેને ઈત્થશાલ યોગ હોય પણ ત્રીજો કોઇ પણ ગ્રહ ઉત્તમ અધિકારવાળો

એ બેની સાથે અથવા એ બેમાંથી એકની સાથે ઈત્થશાલ કરતો હોય તો આ યોગ નીપજે છે, અથવા બે ઉત્તમ અથવા મધ્યમ અધિકારવાળા થઈને લગ્નેશ તથા કાર્યેશ એ બેની સાથે અથવા એ બેમાંથી એકની સાથે ઈત્થશાલ કરતા હોય ત્યારે પણ આ યોગ થાય છે, પણ તે કાર્ય બીજાની મદદથી નીપજશે એવું સમરતંત્રમાં કહેલું છે.

દુત્થો ત્થદીબીર સ્ત્રી પ્રશ્ન.

૭ સૂ ૭ | ૬ | ૪ | ૫ | ૩ | ૮ | ૨ | ૯ | ૧૧ | ૧ મં૬ શ૯ | ૧૦ | ૧૨

ઉદાહરણ.

અને સ્ત્રી મળશે?

ઉપરના પ્રશ્નમાં સિંહ લગ્ન છે, તેનો સ્વામિ સૂર્ય નીચનો તોલા રાશિનો નિર્બળ ૭ અંશે ત્રીજે સ્થાને છે, અને સ્ત્રીભૂવનનો સ્વામિ શનિ નીચ રાશિનો નિર્બળ થઇને મેષ રાશિનો ૯ અંશે નવમા સ્થાને રહેલો છે. આ બેને ઇત્થશાલછે. હવે બીજો ગ્રહ મંગળ મેષ રાશિનો એટલે પોતાની રાશિનો ઉત્તમ અધિકારનો થઇને ૬ અંશે નવમે રહેલો છે. એ એ ગ્રહો લગ્નેશ ને કાર્યેશ સાથે ઇત્થશાલ કરે છે માટે બીજાની સહાયતાથી સ્ત્રી મળશે.

ઉપરના યોગનું બીજે પ્રકારે ઉદાહરણ.

બીજે પ્રકારે દુત્થો ત્થદીબીર.

૭ સૂ૭ | ૬ | ૪ | ૩ | ૫ | ૮ | ૨ | ૧ મં૬ ગુ૫ શ૯ | ૯ | ૧૧ | ૧૦ | ૧૨

ઉદાહરણ.

સ્ત્રી લાભના પ્રશ્નમાં સિંહ લગ્નનો સ્વામિ સૂર્ય નિર્બળ તોલાનો સાત અંશે ત્રીજે ભાવે બેઠો છે, અને સ્ત્રીભૂવનનો સ્વામિ શનિ નિર્બળ ૯ અંશે નવમે ભાવે બેઠો છે અને એ બંનેને ઇત્થશાલ છે, પણ ગુરૂ મેષનો ૫ અંશે સ્વક્ષદ્રાનો તથા મંગળ ૬ અંશે મેષનો પોતાની રાશિનો એ રીતે શુભ અધિકારવાળા મંગળ તથા ગુરૂ એ બે ગ્રહો શનિની સાથે ઇત્થશાલ કરે છે માટે બીજાની મદદથી સ્ત્રીનો લાભ તો થશેજ.

## ૧૬ તંબિર યોગ.

લગ્નેશ અને કાર્યેશનો ઇત્થશાલ યોગ ન હોય પણ એ બેમાંથી એક બળવાન હોઈને રાશિના છેલ્લા ભાગમાં હોય ને તેથી આગળની રાશિને પામવાનો હોય અને તે પામવાની રાશિમાં બીજો ઉત્તમ અધિકારવાળો ગ્રહ હોય ને તેની સાથે ઇત્થશાલ કરવાનો હોય ત્યારે આ યોગ પેદા થાય છે એવું સમરતંત્રમાં કહેલું છે.

### તંબિર યોગ સુખ પ્રશ્ન.

૮ ૬
૯ ૭ ૫
૪
૧૦ શુ.૨
૧૧ શ.૨૯ ૧ ૩
૧૨ ગુ.૫ ૨

### ઉદાહરણ.

### મને સુખ મળશે?

આ પ્રશ્નમાં તોલા લગ્નનો સ્વામિ શુક્ર કર્કનો ૨ અંશે, અને સુખ ભૂવન ચોથાનો સ્વામિ શનિ ૨૯ અંશે કુંભ રાશિનો છે. એ બેને ઇત્થશાલ નથી, પણ આ બેમાં બળવાન શનિ પોતાની રાશિનો ૨૯ અંશે છે ને તે હવે મીન રાશિનો થવાનો છે, અને મીન રાશિમાં ગુરૂ ૫ અંશે પોતાની રાશિનો ઉત્તમ અધિકારવાળો છે માટે શનિ અને ગુરૂ એ બેને ઈત્થશાલ થવાનો છે માટે આ તંબિર યોગ ઉત્તમ કાર્યનો કરનારો થશે. કારણ લગ્નેશ અને કાર્યેશ એ બેમાંથી એક શનિની સાથે ગુરૂ ઇત્થશાલ કરે છે માટે કાર્યની સિદ્ધિ સમજવી. જ્યારે આ ઈત્થશાલ થશે ત્યારે કાર્યની સિધ્ધિ થશે.

સમાપ્ત.



## શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૫ | શાક્ષીવાહનનો | શાલીવાહનના |
| ૭ | ૩૧ | ઉતરા ભાઢપદ | ઉત્તરા ભાદ્રપદ |
| ૧૦ | ૧૭ | વહાનમાં | વહાણમાં |
| ,, | ૨૬ | જે | જે ધનુશ બાણ ધારણ કરેલો |
| ,, | ૨૯ | મૃગયાસર | મૃગાસ્ય |
| ૧૪ | ૧૨ | વેદજ્ઞ | દૈવજ્ઞ |
| ૧૯ | ૨૬ | ,, | ,, |
| ૨૧ | ૫ | ,, | ,, |
| ૨૩ | ૪ | પાસે તેનું | પાસેનું |
| ૨૪ | ૨૩ | ચતુષ્ય | ચતુરસ્ત્ર |
| ૨૫ | ૩ | પ્રાક્રમ | પરાક્રમ |
| ૨૮ | ૧૮ | કેટલા કળા | કેટલા રાશિ અંશ કળા |
| ૩૧ | ૮ | લાંખીએ | લખીએ |
| ,, | ૧૧ | રાશિમાં | રાશિમાં |
| ૩૭ | ૧૪ | પામે છે | પામ્યો છે |
| ૩૮ | ૧૩ | રાશિન | રાશિના |
| ૩૯ | ૧૪ | પામેલા છે | પામેલો છે |
| ૪૩ | ૨૨ | તિપતાકા | ત્રિપતાકા |
| ૪૪ | ૧૫ | ગાધરોગ | માંધ-રોગ |
| ૪૫ | ૪ | ઉપદેશકર | ઉપદેશકાર |
| ,, | ૨૪ | ગાધ | માંધ |
| ૪૭ | ૧૪ | પ્રવેશ પ્રવેશ | પ્રવેશ |
| ૪૮ | ૮ | કૌરતભ | કૌરતુભ |
| ૫૩ | ૧૫ | પ્રગાણે | પ્રમાણ |
| ,, | ૨૧ | રાશના | રાશિના |
| ૫૪ | ૧૨ | કૌરતભ | કૌસ્તુભ |
| ૫૭ | ૮ | પ્રમાણેજ | પ્રગાણે |
| ,, | ૧૬ | ફળ | ફળવાળું |
| ,, | ૧૮ | પણ કહ્યું છે | કહ્યું છે |
| ,, | ૩૦ | ,, | ,, |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬૧ | ૫ | કુસપ | કુસંપ |
| ,, | ૧૮ | શત્ર | શત્રુ |
| ,, | ૨૧ | તેજસિંહના | તેજસિંહ |
| ૬૨ | ૬ | અહના | અહનો |
| ૬૪ | ૧ | થય | થયે |
| ,, | ૪ | મુંથા જાણુવી | મુંથાના જાણુવા |
| ,, | ૯ | લગ | લગ્ન |
| ૬૫ | ૧૮ | બહી | બેઠી |
| ૬૮ | ૨૪ | ભાવે | ભાવ |
| ૬૯ | ૧ | ,, | ,, |
| ૭૦ | ૨૩ | પુષ્ટ | પુચ્છ |
| ૭૧ | ૧ | રૂગુનો | ગુરનો |
| ૭૭ | ૬ | પુષ્ટ | પુચ્છ |
| ,, | ૧૬ | મુખ | મુખ્ય |
| ૭૭ | ૨૧ | ત્યુ | મૃત્યુ |
| ,, | ,, | શત્ર | શત્રુ |
| ,, | ૨૬ | દેખતા | શત્રુ દષ્ટિથી દેખતા |
| ,, | ,, | શત્રુ દષ્ટિથી | શત્રુથી |
| ૮૮ | ૧૭ | ચુંદ્ર | ચંદ્ર |
| ૯૧ | ૧૭ | હોય | હોય તો |
| ૯૨ | ૧૩ | પદ્યકોષ | પદ્મકોષ |
| ૯૪ | ૨૮ | ફૂળામાં | ફળગાં |
| ,, | ,, | જોવમાં | જોવામાં |
| ૯૬ | ૨ | ૧૮ માઘ રોગ | ૧૮ માંઘ, રોગ |
| ,, | ૨૨ | ઉપદેશકરનું | ઉપદેશકારનું |
| ૯૭ | ૧૨ | માઘ | ગાંધ |
| ૯૯ | ૧૫ | હો તો | હોય તો |
| ૧૦૨ | ૧૦ | જણુવું | જાણુવું |
| ૧૦૩ | ૨ | વાહાન | વાહન |
| ,, | ૧૦ | ,, | ,, |
| ૧૦૭ | ૧૨ | રોમકચાર્યે | રોમકાચાર્યે |
| ૧૧૧ | ૩ | નિષ્ટ | નેષ્ટ |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧૭ | છેલ્લી | જન્માં | જન્મમાં |
| ૧૧૯ | ૨૭ | બેસે | બેસે તો |
| ૧૨૦ | ૧૯ | કોઢ | કોડ |
| ૧૨૧ | ૧૦ | શુક્રનો | શુક્રને |
| ૧૨૨ | ૭ | શુક્ર | શુક્ર |
| ૧૨૩ | ૨૭ | લોકપવાદ | લોકાપવાદ |
| ૧૩૧ | છેલ્લી | વેદજ્ઞ | દૈવજ્ઞ |
| ૧૩૫ | ૫ | નીકળેશજ | નીકળશેજ |
| ૧૪૧ | ૨૨ | તઓ | તેઓ |
| ,, | ૩૦ | તાજકલંકાર | તાજકાલંકાર |
| ૧૪૯ | ૭ | તે ભાવના | તે ભાવના તથા તેના |
| ,, | છેલ્લી | [?]શત્ર | શત્રુ |
| ,, | ૧૨ | ગ્રથ | ગ્રંથ |
| ,, | ૨૧ | ભાવ | ભાવમાં |
| ૧૫૦ | ૨૬ | દૃષ્ટિવળો | દૃષ્ટિવાળો |
| ,, | ૧૫ | ઉપરથ | ઉપરથી |
| ૧૫૨ | ૨૮ | વેભવ | વૈભવ |
| ૧૫૫ | ૨ | પાકકશે | પાકશે |
| ૧૫૭ | ૧૧ | ગેર કંબલ | ગૈરી કંબુલ |
| ૧૬૩ | ૮ | એક ગ્રહ | એકે ગ્રહ |
| ,, | છેલ્લી | હો તો | હોય તો |
| ૧૬૬ | ૨૩ | એકાંદ | એકાદ |
| ,, | ૨૪ | ,, | ,, |
| ૧૬૯ | ૨ | દેનારે ઇત્થશાલ | દેનારો ઇત્થશાલ |
| ૧૭૩ | ૧૦ | સ્ત્રી મશે ? | સ્ત્રી મળશે ? |
| ૧૮૧ | ૧૩ | લગ્ને | લગ્નેશ |
| ,, | ૧૫ | ગધ્યસમ | મધ્યમસમ |
| ,, | ૨૫ | મધ્યાધમ | મધ્યમાધમ |
| ૧૮૫ | ૧૩ | લગ્ને | લગ્નેશ |

## આ ગ્રંથના પ્રથમથી ગ્રાહક થયલા ગૃહસ્થોનાં નામ.

| નામ. | પ્રત. |
|---|---|
| **દીલ્હી.** | |
| શેઠ માણેકજી બેહેરામજી મોફ્યુસીલ કંપનીના સેક્રેટરી. | ૧ |
| **લાહોર.** | |
| શેઠ જહાંગીરજી સોરાબજી દાક્તર સાહેબ. | ૧ |
| **શાહપુર અલીગઢ.** | |
| રા. જાની બલભશંકર. | ૨ |
| રા. રતનશંકર નાગર. | ૧ |
| **અલ્હાબાદ.** | |
| શેઠ સાહેબ હોરમસજી માણેકજી. | ૧ |
| **હરદા ( હુસંગાબાદની પાસે. )** | |
| શેઠ તેમુલશા રૂસ્તમજી ગવર્નર. | ૧ |
| **મદ્રાસ.** | |
| રા. દવે કૃષ્ણરામ વિશ્વનાથ. | ૧ |
| **સીકંદ્રાબાદ.** | |
| શેઠ ખરસેદજી દસ્તુર બેહેરામ. | ૧ |
| **સોલાપુર.** | |
| રા. રા. ડુંગર હરીચંદ. | ૧ |
| **તારાપુર.** | |
| ખાન બહાદુર કુંવરજી શાપુરજી પ્રધાન. જવાર સ્વસ્થાનના માજી દિવાન | ૧ |
| **કોઇમ બેટુર (નીલગિરી પર્વતની તળેટી પાસે).** | |
| રા. રા. પુરશોત્તમદાસ ઓધવજી. | ૧ |
| **કરાંચી.** | |
| અધ્યારૂ કોવાજી દીનીઆરજી. | ૧ |
| **માંડવી (કચ્છ)** | |
| રા. રા. વજેશંકર જેશંકર. | ૧ |
| જોશી શીવશંકર જગજીવન | ૧ |
| **જખૌ (કચ્છ).** | |
| વોહોરા હાથીરામ રાઘવજી. | ૧ |
| રા. રા. હાથીરામ પુરશોત્તમ ઓવરસિયર. | ૧ |

### લખપત (કચ્છ.)

| | |
|---|---|
| શ્રી. ઘનસ્યામ બનશીધર. | ૧ |
| જોશી નારણદાસ જીવણદાસ. | ૧ |

### મુંબાઇ.

| | |
|---|---|
| રા. બા. પ્રભુદાસ કરશનદાસ. | ૧ |
| શેઠ મેહેરવાનજી મંચેરજી મોદી | ૨ |
| શેઠ દીનશાજી મીનમેહેરજી દસ્તુર. | ૧ |
| દાકતર સાહેબ હોરમસજી પેસ્તનજી | ૧ |
| શેઠ વીજભુખણદાસ નાગરદાસ | ૧ |
| શેઠ ફ્રામજી મેહેરવાનજી | ૧ |
| ઠકકર રણછોડદાસ જાદવજી | ૧ |
| દેશાઇ લલુભાઇ નારણજી | ૧ |

### દમણ.

| | |
|---|---|
| રા. રા. આણંદરાવજી ગણપતરાવ મજમુદાર. | ૨ |
| રા. રા. મોતીરામ મંગળરામ. | ૧ |

### ધરમપુર.

| | |
|---|---|
| શ્રીમંત મોહન દેવજી આરોગ્ય નારણદેવજી પાટવી કુંવર સાહેબ. | ૧ |

### સુરત.

| | |
|---|---|
| રાવ સાહેબ છગનલાલ મોતીરામ ડેપ્યુટી | ૧ |
| રા. રા. મોટાભાઈ મોતીલાલ-હાઇકોર્ટ પ્લીડર | ૧ |
| રા. રા. ગોવર્ધનદાસ ગોકળદાસ-ધી જાફરઅલી મીલના સેક્રેટરી. | ૧ |
| રા. રા. જેવચ્છરામ કેશવરામ પ્લીડર. | ૧ |
| શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય. | ૧ |

### ભરૂચ.

| | |
|---|---|
| શેઠ. બમનજી દીનશાજી ગાંધી. | ૧ |
| રા. રા. જમનાદાસ પરમાનંદદાસ [illegible] મીલના સેક્રેટરી. | ૧ |

### જંબુસર.

| | |
|---|---|
| રા. રા. બળવંતરાય દીનાનાથ વકીલ. | ૧ |

રા. રા. રણછોડદાસ નરોત્તમદાસ–સુપરવાઇઝર–પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ. ૧

હાંસોટ.

દેશાઇ દ્વારકાદાસ આત્મારામ ૧

વડોદરા.

શ્રીમંત રાજેશ્રી શંકરરાવ કૃષ્ણરાવ–આમરેલીવાળા દિવાનજી ૧

રા. રા. કેશવરાવ ગોવિંદ. ૧

ચોરંદા પ્રગણે વડોદારા.

રાવ સાહેબ ગોપાળલાલ માધવરાવ. ૧

જાંબુ ઘોડા પ્રગણે વડોદરા.

રા. રા. જોયતારામ મોતીરામ. ૧

નડીયાદ.

રા. રા. ગણીશંકર ગણપતરામ. ૧

પ્રાંતીજ.

રા. રા. નથુલાલ હીમતરામ. ૧

સાણંદ.

રાવળ દયાશંકર મહાસુખરામ.

ધંધુકા.

ચુડાસમાં ભોજરાજજી આતાભાઇ રોજકા. ૧

રાંધનપુર.

શાહજી જીવાનાથ ચંદરજી ધનજી–કડવા મણીગઢના અધ્યક્ષ. ૧

દાંતા.

રા. રા. પ્રહલાદજી દુલભરામ કામદાર. ૧

સનોર તાબે રેવાકાંઠા.

માહારાણા શ્રી ખુશાલસંગજી કસળસંગજી. ૧

વરમાળ તાબે રેવાકાંઠા.

ઠાકોર સાહેબ કાળુબાવા દાજીબાવા. ૧

## કાઠીઆવાડ.

ભાવનગર.

ડૉ. શેઠ. બનાજી ઈસ્કાવઅર. મર્કનટાઇલ પ્રેસ. ૨

લીંબડી.

કુમાર શ્રી ઉમેદસંગજી. ૫

વળા.

નામદાર વળાના ઠાકોર સાહેબ. ૧

લાઠી.

લાઠી સ્ટેઇટ લાઇબ્રેરી. ૨

વીઠલગઢ.

આજમ ભાસ્કરરાવ વીઠલ દરબાર સાહેબ. હા. દુવારકાનાથ જગન્નનાથ. ૧૫

રાજકોટ.

આજમ વકીલ કુંવરજી કોઘાજી. ૧
રા. રા. નવલશંકર મોતીરામ. ૧
રા. રા. જાદવજી વાલજી વકીલ. ૧

જેતલસર.

રાવ બાહાદુર નથુભાઇ નાનાભાઇ. ૧

વઢવાણ કાંપ.

રાવ બહાદુર ઠાકોરદાસ કીકાભાઇ ડાક્તર સાહેબ. ૧
રા. વકીલ ગોવીંદજી મેઘજી. ૧
,, વાઘજી કમરશી. ૧
,, જમીયતરામ ગોવીંદરામ. ૧

ગુંદીયાળા.

રાણાશ્રી કશલસંગજી લઘુભા. ૨

દશાડા.

મલેક ઉમરખાંનજી હાથીભાઇ. ૩
રા. શંકરલાલ ગંગારામ કામદાર. ૧

ચોક તાબે સનાલા.

મેહેતાજી ડુંગર રામજી.

બગસરા.

દફતરી હેમચંદ જીવા. ૧

ચોરવાડ તાબે વેરાવળ.

વૈદ્ય નારણજી ઉમીયાશંકર. ૧

——o——